

# पुष्टिभक्तिसुधा.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम् ॥१॥

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥ ३ ॥

વર્ષ ૭.] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૪૧. ચૈત્ર કૃષ્ણ ૧૧. શ્રીવલ્લભાબ્દ ૪૩૯ [અંક ૧.

તંત્રી તથા પ્રકાશક,
વાડીલાલ નગીનદાસ શાહ. બી. એ. એલએલ. બી. વકીલ, હાઈકોર્ટ, મુંબાઈ.

## અનુક્રમણિકા.



Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press Panch Kuva, Ahmedabad and published by Vadilal N. Shah, B. A. LL. B. 3rd Bholwada, Bhuleshwar, Bombay.

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે.

૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિનાં નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણપરમાત્મા જ છે

૩. જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, સ્વતઃ વ્યાપક નથી.

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે.

૬. સર્વોપરિ વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.

૭. શ્રીકૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઇ શકેજ નહી.



# पुष्टिभक्तिसुधा

॥ श्रीवल्लभः ॥

## ॥ श्रीयमुनाष्टकम् ॥

हाहा श्रीयमुने प्राण हाहा श्रीप्राणवल्लभे ॥
हाहा भावरसाविष्टे देहि मे निजदर्शनम् ॥ १ ॥

हाहालकावलिमुखि हाहानंगनवांकुरे ॥
हाहा स्वरूपमाधुर्ये देहि मे निजदर्शनम् ॥ २ ॥

हाहालस्याढ्यनयने हाहा स्वेदकणावलि ॥
हाहा मुकुंदहृदये देहि मे निजदर्शनम् ॥ ३ ॥

हाहा स्मितमुखांभोजे हाहा संगीतसागरे ॥
हाहा मनोविभावज्ञे देहि मे निजदर्शनम् ॥ ४ ॥

हाहा स्वभक्तनयने हाहा भ्रुकुटिचंचले ॥
हाहा वियोगदुःखाग्नि देहि मे निजदर्शनम् ॥ ५ ॥

हाहा स्वीयमनोहर्षे हाहा भक्तिदयाकरे ॥
हाहा गोपीश्रीमंजूषे देहि मे निजदर्शनम् ॥ ६ ॥

हाहा प्राणप्रियप्राणे हाहा कंदर्पदर्पहन् ॥
हाहा प्रसन्नवदने देहि मे निजदर्शनम् ॥ ७ ॥

हाहा जीवनसर्वस्वे हाहा राजीवलोचने ॥
हाहा दयार्द्रहृदयेशे देहि मे निजदर्शनम् ॥ ८ ॥

॥ इति श्रीकाशीस्थश्रीमद्गोस्वामिश्रीजीवनलालजीविरचितं श्रीयमुनाष्टकं समाप्तम् ॥

॥ अनुवादः ॥

હાહા શ્રીયમુને ! પ્રાણ ! હાહા શ્રીપ્રાણવલ્લભે ! હાહા ભાવરસાવિષ્ટે !
મને નિજ દર્શનનું દાન કરો. (૧)

હાહા અલકાવલિમુખિ ! હાહા મદનનવાંકુરે ! હાહા સ્વરૂપમાધુર્યે !
મને નિજ દર્શનનું દાન કરો. (૨)

હાહા આલસ્યપૂર્ણનેત્રે ! હાહા સ્વેદકણાવલિ ! હાહા મુકુંદહૃદયે !
મને નિજ દર્શનનું દાન કરો. (૩)

હાહા સ્મિતમુખાંભોજે ! હાહા સંગીતસાગરે ! હાહા મનોભાવજ્ઞે !
મને નિજ દર્શનનું દાન કરો. (૪)
હાહા સ્વભક્તનયને ! હાહા ભ્રૂકુટિચંચલે ! હાહા વિયોગદુઃખઘ્નિ !
મને નિજ દર્શનનું દાન કરો. (૫)
હાહા સ્વીયમનોહર્ષે ! હાહા ભક્તિરત્નાકરે ! હાહા ગોપીશ્રીનિધાન !
મને નિજ દર્શનનું દાન કરો. (૬)
હાહા પ્રાણપ્રિયપ્રાણે ! હાહા કામદર્પહન્ ! હાહા પ્રસન્નવદને !
મને નિજ દર્શનનું દાન કરો. (૭)
હાહા જીવનસર્વસ્વે ! હાહા કમલલોચને ! હાહા દયાર્દ્રહૃદયે !
મને નિજ દર્શનનું દાન કરો. (૮)

## श्रीघनदामिनीके पद.

(१)

(राग भैरव, ताल आडचौताल.)

प्रातसमय आये हो लाल छांड हो अटपटी ॥ ध्रुव ॥
अजकी रेन मोहन छत गिनत गई ।
मारग जोवत अखियन लगी चटपटी ॥ १ ॥
उर नख पदचर सुन गिरिवरधर ।
गलित वर्हाचूड पाग सोहे लटपटी ॥
कृष्णदास प्रभु जान तरुन दामिनी ।
मदननृपति लीनी मानो झटपटी ॥ २ ॥

(२)

(राग देवगंधार, ताल दीपचंदी.)

सघन कुंजतें निकसे भोर हि श्यामा श्याम संरे ॥ ध्रुव ॥
जलद नवीन तरुन दामिनी मिल वरषि निशा उघरे ॥१॥
शिथिल वसन कटि मिल पीतपट अलस जु न पटरे ।
श्रमजलबिंदु कहुंकहुं उपटन वदनतें निकरे ॥ २ ॥
भूषन विविध कटतिमिर विदारि अतिरस उमग ढरे ।
काजर तिलक माग रंग अंगअंग छील भरे ॥ ३ ॥
प्रेमप्रवाह छूट मानो सरिता तट माल गरे ।
शोभा अमित विलोक सुरप्रभु सुख नहि जात नरे ॥४॥

( ३ )

( राग विभास, ताल चौपचंदी. )

प्रातसमय नंदनंदन श्याम, देख आवत कुंजगली री ॥ (ध्रुव)
लटपटी पाग, सिस कर मुरली लोचन घुमत भांत भली री ॥
शिथिलित चीर, मरगजी अंगीया काम कामिनी देख छबीरी ॥१॥
चार याम, जागत निश बित उर उमग्यो अनुराग वली री ।
काजर अधर नैन रंग बीरी, मदननृपतिकी रन दली री ॥ २ ॥
सुखवदनपंकज रस पीयके अधरमधुपकी पांत चली री ।
प्रफुल्लित मीत परस्पर देखियत अरुन उदय जेसे कमल कली री ॥३॥

( ४ )

( राग विभास, ताल चौपचंदी. )

दोउ अलसाने राजत प्रात ॥ ध्रुव ॥
श्रीवृषभाननंदिनी नंदसुत रसिक सलोने गात ॥ १ ॥
नील पीत अंबर लपटानो छिन छिन अधिक सुहात ।
मानो घन दामिनी अपनी छवी होय एकत्र विकसात ॥२॥
पवन मंद अरविंदवृंद मिल अंग अंग विकसात ।
सुखसागर गिरिधरनछबिलो निरख अनंग लजात ॥ ३ ॥

( ५ )

( राग गुजरी, ताल झुमरा. )

तुं प्रियतमके रंगभरी री ॥ ध्रुव ॥
तेरे नयनयुग एसे सोहत मान हुं सुरतसमुद्र तरी री ॥१॥
तरुन जलद सर्वस्व हर्यो तेसी दामिनीकी कान्ति हरि री ।
कृष्णदासस्वामी गिरिधर प्रिय अपनी जोट पहेचान परी री ॥२॥

( ६ )

( राग गुजरी, ताल धमार. )

नंदलाल मिल गावत भामिनी अद्भुत वरखा आई ॥ ध्रुव ॥
देख हु सखि तरुन मेघ महासुंदर गरजत दामिनी ॥ १ ॥
नाचत उरप लेत प्रियतम संग तिरपभेद सचित गजगामिनी ।
उघटत शब्द संगीत सुघरवर चलत भौंह लोचन अभिरामिनी ॥२॥
तरनितनया पुलिन रम्य अति विकसत कमल शरदकी यामिनी ।
कृष्णदास गिरिधरप्रिय रीझवत सुरत केलि नवकामिनी ॥ ३ ॥

(७)

(राग बिलावल, ताल धमार.)

प्रातसमय दधि मथत जसोदा मम्रुदित कमलनयनगुन गावत ॥ ध्रुव ॥
अतिहीं मधुर गति कंठ मधुर अति नंदसुवन चित हित उपजावत ॥१॥
नीलवसन तन सजत जलद मानो दामिनी बिंब भुजदंड चलावत ।
चंदवदन लर लटकी छबिली मनहु अमृतरस राहु चुरावत ॥ २ ॥
गोरसमथन नाद एक उपजत किंकिनीध्वनि सुन श्रवन समावत ।
सुरश्याम अचरा ग्रही ठाडे कामकसोटी कसी दिखावत ॥ ३ ॥

(८)

(राग बिलावल, ताल दीपचंदी.)

हरिमुख देखत नेन भुलाने ॥ ध्रुव ॥
ज्यों मधुकर रवि कमलकोस बिस फिर तोड नाहि उड्डाने ॥ १ ॥
कुंडल मकर कपोलनकी छवि जानो रवि रेन वहाने ।
दगचंचलता देखत ही मानो खंजन मीन लजाने ॥ २ ॥
अरुन अधर द्युति दशनपांति मिलत नवघन रूप समाने ।
सुरदासप्रभु श्याम पीत पट क्याहुं न जात बखाने ॥ ३ ॥

(९)

(राग सुद्धाबिलावल, ताल दीपचंदी)

आज बने नवरंग छबिले डगमगात पग अंग अंग ढीले ॥ १ ।
जावक पाग रंगी धों केसे जेसे फरी कहो पिय नेहसे ॥ २ ॥
बोलत वचन होत अलसाने पीक कपोलनसों लपटाने ॥ ३ ॥
कुंकुम हृदय भुजन छवि बंदन सुरश्याम नारीन मनफंदन ॥ ४ ॥

(१०)

(राग सुघराई, चोताल.)

नवकिशोर नवकिशोरी बनी हे विचित्र जोरी ।
शोभासिंधु मदनमोहन रूपराशिभामिनी ॥ध्रुव॥
राजत तन गौर श्याम प्यारी पिय भगवान ।
नवघन गिरिधरन संग राधे दामिनी ॥ १ ॥

पहेरे पट पीत राजे भूषन भूपित मनोहर ।
गजवर गोपाललाल नागरी गजगामिनी ॥
दासचतुर्भुजप्रभु दंपती उपमा को नाहि न ओर ।
काम मूरत श्याम सुभग मृगनयनी कामिनी ॥ २ ॥

## दृढ इन चरणनकेरो भरोसो पदनी भावना.

पद

( राग बिहाग अथवा यथारुचि यथाऋतु, ताल दीपचंदी अथवा यथारुचि. )

ध्रुव.

दृढ इन चरणनकेरो भरोसो ।
श्रीवल्लभनख चंद्र छटा बिन सब जगमें जु अंधेरो ॥ १ ॥
साधन ओर नहि या कलिमें जासुं होत निवेरो ॥
सुर कहा कहे द्विविद आंधरो बिना मुलको चेरो ॥ २ ॥

સર્વત્ર ભગવન્મંડલીમાં સમાપ્તિમાં આ પદ ગવાય છે, આ પદના ગાનનો ઉપક્રમ થતાં જ નિદ્રાવિવશ ભગવદીય પણ કથાવાર્તાનો ઉપસંહાર થયો જાણી પ્રસાદાર્થ પાણિ-પ્રમાર કરે છે. યદ્યપિ નિત્ય આ પદનું કીર્તન કરાય છે, તથાપિ એ કીર્તનના અર્થવિચારથી અથવા તેની ભાવનાથી હૃદય ભાવિત થયું હોય એવા સદ્વૈષ્ણવો વિરલ જ દૃશ્યમાન છે.

પ્રસંગ એમ છે કે શ્રીસુરદાસજીના આસુરવ્યામોહ[1]સમયે કોઇ ભગવદીયે તેમને ભગવત્પ્રશ્ન કર્યો કે "આપે શ્રીકૃષ્ણનાં લક્ષાવધિ પદ રચ્યાં પરંતુ શ્રીમહાપ્રભુજીશ્રીગુસાંઇજીનું એક પણ પદ રચ્યું નથી એનું શું મર્મ છે ?" આ પ્રશ્નના સમુત્તરરૂપે શ્રીસુરદાસજીએ તત્કાલ તત્રોપસ્થિત શ્રીગુસાંઇજીના શ્રીચરણકમલપર પોતાનો દક્ષિણ હસ્ત રાખીને આ કીર્તન ગાયું છે. આનો વાચ્યાર્થ પ્રકટ છે, તેથી તેમાં કાલક્ષેપ ન કરતાં આપણે 'ભાવના'પર જ આવીશું.

આપ વાચકમાંથી આ કીર્તનના ધ્રુવપદના અક્ષર ગણશો તો તેની સંખ્યા, ૧૩ છે એમ જણાશે. ૧૩ અક્ષર શા માટે ? ૧૨ નહિ, કે ૧૪ નહિ, પરંતુ ૧૩ જ. અષ્ટાક્ષરના ૮ અને પંચાક્ષરના ૫ મળીને ૧૩ અક્ષર થાય છે, અર્થાત્ આ ધ્રુવપદ અષ્ટાક્ષર-પંચાક્ષરસમ છે, જે ફલ અષ્ટાક્ષરપંચાક્ષરના જપમાત્રથી થાય છે તે જ ફલ આ ધ્રુવપદના કીર્તનથી પણ થાય છે.

---

1. ભક્ત પણ પ્રભુલીલામધ્યપાતી હોવાથી પ્રભુવત્ નિત્ય જ વિરાજમાન છે, તેમના નિત્ય દેહાદિનો ભાસમાન આગમાપાય આસુર લોકના વ્યામોહાર્થ જ છે.

૪. ધ્રુવપદથી પછીની પ્રથમ તુકના દ્વિતીય અર્ધમાં ૨૧ અક્ષર છે. પ્રાણ દશ છે, અને ઇંદ્રિય એકાદશ છે, તેમની સંશુદ્ધિવિનાં સર્વ જ વ્યર્થપ્રાય છે. ૧૦ પ્રાણ અને ૧૧ ઇંદ્રિયની સંશુદ્ધિરૂપ ફલ પણ આ અર્ધતુકના કીર્તનથી જ પ્રાપ્ત થઈ જાય છે, તેથી તદર્થ પણ સર્વ સાધનનો પરિત્યાગ કરીને શ્રીવલ્લભનખચંદ્રછટાનો જ સમાશ્રય કરવો. "પુષ્ટિમાર્ગમાં સાધન હોઈ શકે ?" એ શીર્ષક નીચે કેટલોક ઊહ કરવામાં આવ્યો હતો, તથાપિ તે પ્રશ્નનું અંતિમ ઉત્તર પ્રાપ્ત ન થયું હોય તો તદર્થ પણ અત્ર દૃષ્ટિ કરવાથી મહાનુભાવી શ્રી સુરદાસજીથી જ તે પ્રશ્નનું રમણીય ઉત્તર મલતાં શંકાપિશાચિની ભસ્માવશેષ થઈ જાય છે.

પ્રથમ તુક સમાપ્ત થતાં દ્વિતીયનો આરંભ કરતાં તેના પૂર્વાર્ધમાં નિસ્સાધનતાનો સાક્ષાત્ ઉપદેશ છે, અને તેમાં ૧૮ અક્ષર છે. શ્રીમદ્ભગવદ્ગીતાના અધ્યાય ૧૮ છે, અને શ્રીમદ્ભાગવતના ૧૮ સહસ્ર શ્લોક છે, આટલી જ અર્ધ તુકનું પણ અનુસંધાન રહે તો તેથી ગમાસતઃ જ્ઞાનક્રિયોભયવિશિષ્ટપ્રભુસ્વરૂપપ્રતિપાદક શ્રીમદ્ભગવદ્ગીતાના અને વિસ્તરશઃ પ્રતિપાદક શ્રીમદ્ભાગવતના પારાયણનું ફલ પ્રાપ્ત થાય છે, શ્રીમદ્ભગવદ્ગીતાના એકૈક અધ્યાયતુલ્ય અને શ્રીમદ્ભાગવતના સહસ્રશ્લોકતુલ્ય આના એકૈક અક્ષરનું મૂલ્ય છે.

સમાપ્તિના અર્ધમાં ૨૮ અક્ષર છે, તેમાં ૮ શ્રીકૃષ્ણસ્વરૂપ, શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી, શ્રીગોપીનાથાત્મજ, શ્રીપુરુષોત્તમજી, અને શ્રીગુસાંઇજીના સમ બાલકોની ભાવના છે, અર્થાત્ એટલી પણ અર્ધ તુકનું અનુસંધાન બની રહે તો ગમલીલામધ્યપાતિ અષ્ટ સ્વરૂપ અને **શ્રીમહાપ્રભુજીથી પ્રારંભીને સપ્તબાલકપર્યંતના** વંશમાં ચિત્તપ્રવેશ થાય છે.

આ પદમાં ચાર ચરણ છે, તેથી તેમાં ચાર વેદની અથવા ચાર યૂથની ભાવના છે, અને એમાં બે તુક છે, તેથી વેદના જ બે કર્મજ્ઞાનાત્મક કાંડ અથવા તો સંયોગવિપ્રયોગાત્મક દલદ્વયની ભાવના છે.

આ પ્રકારે આ પદમાં શ્રીસુરદાસજીકૃત અંતિમ પદની ભાવનાથી હૃદય ભાવિત કરીને અનન્ય વૈષ્ણવના હસ્તે ભગવત્પ્રસાદગ્રહણ કરીને તે હૃદયનું પરિપોષણ કરવું. ભગવન્મંડલીમાંથી ગૃહપ્રતિ ગમન કરતાં અનેક લૌકિક વાર્તાલાપનું પર્યવસાન કથંચિત્ લત્તાપ્રદાનાદિમાં આવેલું દૃષ્ટિશ્રુતિગોચર થાય છે, તેમાંથી ભગવત્કૃપાના અવલંબનમાત્રથી બચીને ૪ વેદ, ૨ વેદકાંડ, ૧૮ ગીતાધ્યાય (અથવા ૪ યૂથ ૨ શૃંગારરસદલ અને શ્રીમદ્ભાગવતના ૧૮ સહસ્ર શ્લોક) ૧૦ પ્રાણ અને ૧૧ ઇંદ્રિયની સંશુદ્ધિના નિદાન, અષ્ટકૃષ્ણસ્વરૂપ અને શ્રીમહાપ્રભુજીથી પ્રારંભીને સપ્ત બાલક પર્યંતના વંશ અષ્ટાક્ષર અને પંચાક્ષરના ભાવરૂપ શ્રીસુરદાસજીના આ પદના અનુસંધાનથી કૃતકૃત્ય થવું. પ્રતિદિનગત્રિ આ પદની ભાવનાથી અનેક ભગવદ્ભાવની નૈસર્ગિક સ્ફૂર્તિ થાય છે એમ અનુભવી વૈષ્ણવ ભાવના કરે છે.

---

[1] अष्ट कृष्णा भवन्ति । જુઓ શ્રીસુબોધિનીજી, દશમસ્કંધ, અધ્યાય ૩૭, શ્લોક તૃતીય.

**श्रीकृष्णायनमः ।**

# श्रीसर्वोत्तमस्तोत्र.

( અનુસંધાન, વર્ષ ૬ અંક ૯ પૃષ્ઠ ૧૯૮. )

**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः ।**
**साकारब्रह्मवादैकस्थापको वेदपारगः ॥ ८ ॥**

આ શ્લોકમાં ત્રણ નામ છે.

૭ શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ ૮ સાકારબ્રહ્મવાદૈકસ્થાપકઃ અને ૯ વેદપારગઃ. નમનપૂર્વક જપ નીચે પ્રકારે કરવો.

**७ श्रीभागवतगूढार्थप्रकाशनपरायणाय नमः**

**८ साकारब्रह्मवादैकस्थापकाय नमः**

**९ वेदपारगाय नमः.**

**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः—**

ગત સ્મૃતિમાત્રાર્તિનાશનઃ નામથી જો આર્તિ હોય તો ફલમાં વિલંબ નથી એમ મહન કર્યું તેથી એમ પણ આજ્ઞા કરી કે શરણે જઈને પણ ભાવોદય ( આર્તિ ) થાય ત્યારે જ ફલપ્રાપ્તિ થાય. કયા પ્રકારથી ભાવ થાય, અથવા ફલસંબંધપર્યંત કયા પ્રકારે સ્થિતિ કરવી કે ઇતર વ્યાસંગથી ફલસંબંધમાં પ્રતિબંધ ન થાય એ જણાવવા સારુ શ્રીમત્પ્રભુચરણ શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ એ સપ્તમ નામની આજ્ઞા કરે છે. શ્રીભાગવતમાં જે ગૂઢાર્થ—પુષ્ટિફલસંબંધી લીલારસભાવ—છે તેનો પ્રકાશ કરવામાં પરાયણ—તદેકનિષ્ઠ ( પ્રકાશ કરવામાં એકનિષ્ઠાવાન ) આપશ્રી છે, અર્થાત્ નિરંતર સ્વીય જનને અર્થે તે ભાવોનો બહિઃકથને—બહાર ઉપદેશે—કરીને પ્રકાશ કરે છે. એથી જે લીલાસંબંધી નિરૂપિત આસક્તિ થવાથી તદ્ભાવનો ઉદય થાય છે, તેથી તેવિના સર્વત્ર અરુચિથી, ફલપ્રતિબંધકતા અને અનાત્મતાની સ્ફૂર્તિ થાય છે, ત્યારે તે સર્વના ત્યાગથી ફલસંબંધના અભાવથી ( ફલસંબંધ નથી થયો તેથી થતી ) આર્તિથી વિવિધલીલારસભાવની તે તે રસવિશિષ્ટ લીલાના ભાવથી નિરંતર તદ્વિરહનો કેવલ સ્વરૂપાત્મક અનુભવ કરતો સ્થિતિ કરે. આ પ્રકારે સ્થિતિ કરનારને ફલમાં પ્રતિબંધ ન થાય એમ પણ આ નામથી જણાવ્યું.

આ નામથી શ્રીમદાચાર્યચરણે પ્રકટ કરેલા પુષ્ટિમાર્ગનું મૂલ શું છે તે પણ કહ્યું, કારણ કે આપશ્રીએ પ્રકટ કરેલો શુદ્ધપુષ્ટિમાર્ગ સર્વ પ્રકારે અવ્યભિચારિપ્રામાણ્ય છે એવું જ્ઞાન સ્વમાર્ગોક્ત ફલના અનુભવથી સ્વકીયને—નિજજનને—છે જ. તથાપિ, શ્રીઆચાર્ય—સ્વરૂપને નહિ જાણનારા પંડિતોને કદાચિત્ આપશ્રીએ પ્રવર્તાવેલા શુદ્ધપુષ્ટિમાર્ગમાં તે માર્ગના મૂલના અજ્ઞાનથી અપ્રામાણ્યની શંકા થાય, તેમને આપશ્રીએ પ્રકટ કરેલો માર્ગ સમૂલ છે એમ જણાવવા સારુ તન્મૂલના ( શ્રીભાગવતના ) ગૂઢાર્થના આપશ્રી પ્રકાશક છે એમ આ નામથી શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી. શ્રીભાગવતપદવડે તે જ આ માર્ગમાં મૂલ છે એમ પણ આજ્ઞા કરી.

શ્રીભાગવતની વ્યાખ્યા અન્યોએ 'પણ' કરી છે જ, જો તેમાં (શ્રીભાગવતમાં) પણ આ માર્ગ પ્રકટ હોય તો અન્ય પણ તેને જાણે જ એ શંકાના નિરાસ સારુ 'ગૂઢાર્થ' પદ શ્રીમત્પ્રભુચરણે યોજ્યું છે, જો કે શ્રીભાગવતની વ્યાખ્યા સર્વથી થાય છે જ તથાપિ તત્રત્ય (શ્રીભાગવતમાં રહેલો) ગૂઢ—સર્વથી અજ્ઞાત—અર્થ—ફલમાર્ગીય શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલરૂપ અર્થ તેને પ્રકાશવામાં—પ્રકટ કરવામાં—પરાયણ—અર્થાત્ સદા તદેકવિચારનિષ્ઠ (પ્રકટ કરવાના વિચારમાં એકનિષ્ઠાવાન) આપશ્રી છે; એથી શ્રીભાગવતના ગૂઢાર્થના વિચારકત્વે કરીને (ગૂઢાર્થના વિચારક હોવાથી) સાક્ષાત્ ફલમાર્ગીય પુષ્ટિમાર્ગ પ્રકટ કરવાનું સામર્થ્ય શ્રીમદાચાર્યચરણનું જ છે, અન્યનું નથી, એમ પણ જણાવ્યું. અન્યને એતન્માર્ગના અજ્ઞાનથી ગૂઢાર્થનું અવિચારકત્વ છે (શ્રીભાગવતના ગૂઢ અર્થનું વિચાર કરવાપણું નથી), એમ જણાવવાને આ નામની આજ્ઞા કરી.

શ્રીભાગવતમાં મુક્ત્યાદિનું પણ ફલત્વે કરીને નિરૂપણ કરેલું હોવાથી (મુક્ત્યાદિને પણ ફલ કહેવાથી) આપશ્રીએ નિગૂઢાર્થત્વે કરીને વિચારિત અર્થને જ ફેલત્વ (આપશ્રીનું વિચારિત જ ફલ) કેમ કહી શકાય એમ વાદી શંકા કરે તો સમાધાન કરે છે કે સત્ય, શ્રીભાગવતમાં શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલનું જ ફલત્વે કરીને કથન છે, અન્યનું ફલત્વે કરીને કથન નથી, અને તેથી જ રસાત્મકમુખારવિંદકૃષ્ણવિયોગાનલ શ્રીમદાચાર્યચરણે શ્રીભાગવતના રસાત્મક [1]ફલપ્રકરણમાં પૂર્વોક્તપ્રકારવ્યંજક પ્રણાલિકાએ જ ફલનું ફલત્વ નિશ્ચિત કર્યું છે. શ્રીશુકદેવજીએ પણ [2]निगमकल्पतरोः શ્લોકમાં શ્રીભાગવતની ફલરૂપતા નિરૂપણ કરવામાં ફલપ્રકરણીય અભિપ્રાયસમુદાયને ધ્યાનમાં લઈને જ રસસમૂહ ફલરૂપ રાસલીલામાં જ ફલત્વ છે એમ નિરૂપવાને पिबत भागवत रसमालयं (લય—મુક્તિ—પણ જે ફલથી આ—છિદ્ર—અલ્પ—તુચ્છ—છે તે ભાગવતરસનું પાન કરો) એમ એતન્માર્ગીય ફલનું જ ફલત્વે કરીને નિરૂપણ કર્યું છે અન્યનું નહિ, તેથી તે (એતન્માર્ગીય ફલ) જ ફલ છે. पिबत भागवतं रसमालयं એ પદોથી એતન્માર્ગીય ફલનું જ ફલત્વ કેમ આવે છે એમ કોઈ શંકા કરે તો સમાધાન કરે છે કે શ્રીભાગવત શબ્દાત્મક હોવાથી માત્ર શ્રવણપ્રાપ્ય હોવાથી शृणुत (શ્રવણ કરો) એમ પદ કહેવું જોઈએ પરંતુ તેમ ન કહેતાં पिबत 'પાન કરો' એમ કહ્યું, તેથી શ્રીભાગવતમાં શબ્દપ્રતિપાદ્ય કોઈક વિરલ અવર્ણનીય અસાધારણ પાન કરવા યોગ્ય રસ છે એમ જણાય છે. તેનો (રસનો) વિચાર કરવામાં આવે છે ત્યારે [3]तस्यैव हेतोःप्रयतेत (ઉપરનીચે ભ્રમણ કરતાં પણ જે મળે નહિ તેને જ માટે—ભગવદ્ભક્તિને જ માટે—ભગવત્પરિચર્યાને જ માટે—કોવિદ—ડાહ્યો પુરુષ—પ્રયત્ન કરે) શ્લોકમાં ભક્તિમાં જ પુરુષપ્રયત્નનું કથન હોવાથી શ્રીભાગવતપ્રતિપાદ્ય રસ ભક્તિરસ જ છે એમ નિશ્ચય થાય

---

૧. શ્રીમદ્ભાગવતના દશમસ્કંધપૂર્વાર્ધના ૨૯થી ૩૨ અધ્યાયસુધીનું અથવા ઉપક્ સાથે ૨૯થી ૩૫ અધ્યાયસુધીનું સાત અધ્યાયનું પ્રકરણ 'ફલપ્રકરણ' કહેવાય છે.

૨. निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥ भा. १–१–३.

૩. तस्यैव हेतोः प्रयतेत कोविदो न लभ्यते यद् भ्रमतामुपर्यधः ।
तल्लभ्यते दुःखवदन्यतः सुखं कालेन सर्वत्र गभीररंहसा ॥ भा. १–५–१८

છે. તેનું પાન અર્થાત્ અંતઃપ્રવેશ, જેવી રીતે બહિઃસ્થિત દુગ્ધાદિનો મુખદ્વારા અંતઃપ્રવેશ કરાય છે તેથી તેનું પાન કહેવાય છે, તેવી રીતે શ્રીભાગવતપ્રતિપાદ્ય ભક્તિરસનો અંતઃપ્રવેશ કરાવવો તે તેનું પાન કહેવાય. જો કે શ્રીભાગવતમાં 'ભક્તિયોગ બહુવિધ' કહેલો છે તથાપિ શ્રીભાગવતમાં તે બહુવિધની મુખ્યતા નથી, કારણ કે તે તો માત્ર મુક્ત્યાદિ ફલ સિદ્ધ કરે છે, જે મુક્તિ શ્રીભાગવતપ્રતિપાદ્ય પરમ ભક્તિરસથી તો અત્યંત તુચ્છ છે. અક્ષણ્વતાં [1]फलमिदं (ચક્ષુષ્માનનું વા ઇંદ્રિયવાનનું ફલ આ છે) એ શ્રુતિરૂપાના કથનથી શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલ જ પરમ મુક્ત્યધિક ફલ છે, અન્ય નહિ, એમ પ્રમેયરૂપને પ્રમાણપૂર્વક પ્રતિપાદન કરવાનું સામર્થ્ય કેવલ શ્રીમદાચાર્યચરણનું જ છે, અન્યનું નથી, એમ જણાવવાને જ આ સપ્તમ નામની શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી.

શ્રીભાગવતશાસ્ત્રનો જે ગૂઢ—ગુપ્ત—અર્થ તેનો પ્રકાશ કરવામાં—તે વ્યક્ત કરવામાં—સર્વભાવથી કથવામાં—શ્રીમદાચાર્યચરણ પરાયણ—ઉદ્યુક્ત—છે. શ્રીભાગવતના ગૂઢ અર્થનો પ્રકાશ કરવામાં પર—ઉત્કૃષ્ટ—અયન—ગતિ—જેઓશ્રીની છે એવા. અથવા શ્રીભાગવતના ગૂઢ અર્થને પ્રકાશ કરવામાં પર—તત્પર—થઈને આ અયને—આ લોકમાં—શ્રીમદાચાર્યચરણ પધાર્યા છે. આપશ્રીએ સ્વમુખે પ્રથમ સ્કંધના શ્રીસુબોધિનીજીના [2]अर्थं तस्य विवेचितुं (તેનો—શ્રીભાગવતનો—અર્થ, વિવેચવાને—વિવેચન પુરઃસર કથવાને—વૈશ્વાનર વાક્પતિ વિના અન્ય સમર્થ નથી, તે શ્રીભાગવતાર્થ પ્રકટ કરવાને, કૃપાવલોકનપટુ—કૃપાકટાક્ષ કરવામાં ચતુર—શ્રીપતિએ મને વ્યાસવત્ માનુષતનુ ધરાવી આજ્ઞા આપી ભૂતલપર પ્રકટ કર્યો છે, તેથી હું આનંદસહિત વ્યાસવિષ્ણુને પ્રિય બહુધા—બહુ પ્રકારે—ગૂઢાર્થ પ્રકટ કરુ છુ) એ પંચમ શ્લોકમાં એ જ આજ્ઞા કરી છે. ભગવદ્વિચારિત જ પરમ ગૂઢ હોવાથી તત્સ્વરૂપ (ભગવત્સ્વરૂપ) વિના તદજ્ઞાનથી (ગૂઢાર્થના અજ્ઞાનથી) કોઇથી પણ તેનો પ્રકાશ થઈ શકે નહિ, તેવા ભગવદ્વિચારિતનો પણ પ્રકાશ કરવામા પરાયણ આપશ્રી છે. આપશ્રી જાણવા છતાં ગૂઢાર્થકથન ન કરે તો આપશ્રીમાં અનાપ્તતા—અસત્યતા—દોષ પ્રાપ્ત થાય.

શ્રીભાગવત—પુષ્ટ્યાત્મક ભગવદ્ભાવ—તેનો જે ગૂઢાર્થ તત્પ્રકારથી (પુષ્ટિપ્રકારથી ભગવદ્ભાવથી) ભજન (સેવા) તેને પ્રકાશવામાં પરાયણ. શ્રીભાગવત—શ્રીભગવતીનો (શ્રીસ્વામિનીજીનો) જે ભાવ (માનાદિ) તેમાં ગૂઢાર્થ (પ્રભુ) તેના પ્રકાશનમાં પુનર્મ-

---

1. अक्षण्वतां फलमिदं न परं विदामः
सख्यः पशूननु विवेशयतोर्वयस्यैः ।
वक्त्रं व्रजेशसुतयोरनुवेणुजुष्टं
यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्षम् ॥ भा. १०–२१–७.

२. अर्थं तस्य विवेचितुं न हि विभुर्वैश्वानराद्वाक्पते-
रन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ।
दत्त्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोऽहं मुदा
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥

લનમાં પરાયણ. સ્વામિનીભાવમાં ગૂઢ જે કૃષ્ણાર્થ શબ્દ તે જ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે, તેથી તેનો અર્થ પ્રકાશ કરવામાં પરાયણ આપશ્રી છે. સ્વામિનીભાવમાં ગૂઢાર્થ શૃંગારાદિ તેને પ્રકાશવામાં પરાયણ એવા.

'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' એમ શ્રીમદાચાર્યચરણનું નામ પ્રથમ કહેવાઈ ગયેલું છે તે-માંનો પ્રયત્ન આ સપ્તમ નામથી જણાવે છે. શ્રીભાગવતના અર્થજ્ઞાનથી જ ઉદ્ધાર છે. તે શ્રીભાગવતાર્થ ગૂઢ હોવાથી તેને પ્રકાશવામાં પરાયણ—તત્પર—સમર્થ, તેથી એ પ્રયત્ન કરવાનું સામર્થ્ય (દૈવના ઉદ્ધાર માટે શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનદ્વારા પ્રયત્ન કરવાનું સામર્થ્ય) એઓશ્રીનું જ છે એમ પ્રતિપાદન કર્યું.

પુરુષોત્તમ, તેની દશવિધલીલા, અને પુષ્ટિભક્તના ભાવ એ સર્વ નિર્ગુણ નિત્ય છે એમ પ્રતિપાદન તે ગૂઢાર્થ તેને પ્રકાશવામાં પરાયણ.

'શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ' એ શ્રીભાગવતના દશમ સ્કંધ પૂર્વાર્ધના સપ્તમાધ્યાયાર્થબોધક નામ છે. ભગવાનના તે 'ભાગવત,' શ્રીના અને ભગવાનના તે 'શ્રીભાગવત' (શ્રીમાતૃચરણપ્રભૃતિ)[1] તેઓને ગૂઢ (અજ્ઞાત) અર્થ—પોતાને (શ્રીઠાકુરજીને) સ્તન પાન કરવાની ઇચ્છારૂપ—તેનો રોદનથી શકટપાતનથી પ્રકાશ કરવામાં પર અયન (ચરણચાલન) જેમનું છે તે શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ. કહ્યું છે કે [1]ઔત્થાનિક ઉત્સવમાં ઉત્સાહયુક્તમનવાળાં ઉદારચિત્તવાળાં તે શ્રીયશોદા આવેલા વ્રજવાસીઓને વસ્ત્રાલંકારવડે પૂજન કરતાં હોવાથી સુતનું રુદન નિશ્ચયે શ્રવણ કર્યું નહિ. સ્તનાર્થી (સ્તનપાન કરવાની ઇચ્છાવાન) રુદન કરતા પ્રભુએ તો બન્ને ચરણ ઉંચા કર્યા. શ્રીભાગવતના—શ્રીમાતૃચરણપ્રભૃતિના, ગૂઢ (અજ્ઞાત) સ્વસુતમાહાત્મ્યરૂપ[2] અર્થનો પ્રકાશ કરવાને પર અયન—ઊર્ધ્વગમન—જેનું છે તે. શ્રીભાગવતના—શ્રીમાતૃચરણપ્રભૃતિના ગૂઢ—અજ્ઞાત—અર્થનો (અખિલ બ્રહ્માંડની સ્વાંત સ્થિતિનો શ્રીઠાકુરજીના પોતાના વિષે અખિલ બ્રહ્માંડ છે એવા માતૃચરણાદિનો અજ્ઞાત અર્થનો) પ્રકાશ કરવામાં પરાયણ—તત્પર—

૧. औत्थानिकौत्सुक्यमना मनस्विनी समागतान्पूजयती व्रजौकसः।
नैवाशृणोद्वै रुदितं सुतस्य सा रुदन्स्तनार्थी चरणावुदक्षिपत् ॥ भा. १०-७-६

२. एकदारोहमारूढं लालयन्ती सुतं सती। गरिमाणं शिशोर्वोढुं न सेहे गिरिकूटवत् ॥ भा.१०-७-१८
भूमौ निधाय तं गोपी विस्मिता भारपीडिता। महापुरुषमादध्यौ जगतामास कर्मसु ॥१९॥
दैत्यो नाम्ना तृणावर्तः कंसभृत्यः प्रणोदितः। चक्रवातस्वरूपेण जहारासीनमर्भकम् ॥ २० ॥
गोकुलं सर्वमावृण्वन्मुष्णंश्चक्षूंषि रेणुभिः। ईरयन् सुमहाघोरशब्देन प्रदिशो दिशः ॥ २१ ॥
मुहूर्तमभवद्गोष्ठं रजसा तमसावृतम्। सुतं यशोदा नापश्यत्तस्मिन्न्यस्तवती यतः ॥ २२ ॥
नापश्यत्कश्चनात्मानं परं चापि विमोहितः। तृणावर्तनिसृष्टाभिः शर्कराभिरुपद्रुतः ॥ २३ ॥
इति खरपवनचक्रपांसुवर्षे सुतपदवीमबलाविलक्ष्य माता।
अतिकरुणमनुस्मरन्त्यशोचद्भुवि पतिता मृतवत्सका यथा गौः ॥ २४ ॥
रुदितमनुनिशम्य तत्र गोप्यो भृशमनुतप्तधियोऽश्रुपूर्णमुख्यः।
रुरुदुरनुपलभ्य नन्दसूनुं पवन उपारतपांसुवर्षवेगे ॥ २५ ॥

સમર્થ. ૧ પ્રાયઃ સ્તનપાન કરેલા તેના (શ્રીઠાકુરજીના) રુચિરસ્મિતવાલા મુખને લાલન કરતી તે માતાએ, હે રાજન્, જૃંભન કરતા (બગાસું ખાતા) તેના (શ્રીઠાકુરજીના) મુખમાં આ અહિં દૃશ્યમાન વિશ્વ જોયું. આ પ્રકારે "શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણ" નામ સપ્તમ અધ્યાયની શકટપાતન, તૃણાવર્તવધ, તથા સ્વમુખમાં વિશ્વદર્શન એમ ત્રણ લીલાનું બોધક છે.

## ॥ हरिप्रिया ॥

**ગોકુલકુમારિકા**—આ, પહેલાં મને અહિં ગમતું નહિ, પરંતુ હવે તો મને મુંબાઇથી પણ જાણે અહિં વધારે ગમે છે.

**કમલા**—બહેન, મુંબાઇમાં અનેક પ્રકારની પ્રવૃત્તિ હોય છે, અને આ પુનામાં શાંતિ છે.

**ગોકુલકુમારિકા**—મને તો મુંબાઇનાં મંદિરોમાં દર્શનથી પણ અહિં શ્રીબાલકૃષ્ણલાલજીનાં દર્શનમાં આનંદ વિશેષ આવે છે.

**કમલા**—મુંબાઇમાં આપણાં પુષ્ટિમાર્ગીય મંદિરોમાં શ્રીમહાપ્રભુજીનાં અને શ્રીગુસાંઇજીનાં સેવ્યસ્વરૂપ બિરાજે છે તેમનાં દર્શનથી જે સુખ થાય છે તે તો અવર્ણનીય જ છે, તથાપિ અહિંનાં મંદિરમાં અનાચારનો લેશ નથી, તેથી ચિત્ત પ્રસન્ન થાય છે.

**ગોકુલકુમારિકા**—અહિં તો મંદિરના સર્વ પરિચારકો–મુખ્યાજી, મોહનભાઇ, શિવરામ, નારાયણ, અમૃત, લલ્લુભાઈ, દેવકોરકાકી, મણીભાભી, કેશવકુંબે જલધરીઓ, મંગલદાસ બલદેવ, પટેલ, અને કૃષ્ણરાવ–મંદિરમાં જ પ્રસાદ લે છે, અને તે પણ જાણે પોતાના ઘરમાં જમતા હોય તેવી જ રીતિથી !

**કમલા**—આપણાં મંદિરોમાં શ્રીઠાકુરજીને અમુક ભોગ નિત્ય અંગીકાર કરાવવો જ જોઈએ,

---

तृणावर्तः शान्तरयो वात्यारूपधरो हरन् । कृष्णं नभोगतो गत्वा नाशक्नोद् भूरिभारभृत् ॥२६॥
तमश्मानं मन्यमान आत्मनो गुरुमत्तया । गले गृहीत उत्स्रष्टुं नाशक्नोदद्भुतार्भकम् ॥ २७ ॥
गलग्रहणनिश्चेष्टो दैत्यो निर्गतलोचनः । अव्यक्तरावो न्यपतत्सहबालो व्यसुर्व्रजे ॥ २८ ॥
तमन्तरिक्षात्पतितं शिलायां विशीर्णसर्वावयवं करालम् ।
पुरं यथा रुद्रशरेण विद्धं स्त्रियो रुदत्यो ददृशुः समेताः ॥
प्रादाय मात्रे प्रतिहृत्य विस्मिताः कृष्णं च तस्योरसि लम्बमानम् ॥ २९ ॥
तं स्वस्तिमन्तं पुरुषादनीतं विहायसा मृत्युमुखात्प्रमुक्तम् ।
गोप्यश्च गोपाः किल नन्दमुख्या लब्ध्वा पुनः प्रापुरतीव मोदम् ॥ ३० ॥
अहो बतात्यद्भुतमेष रक्षसा बालो निवृत्तिं गमितोऽभ्यगात्पुनः ।
हिंस्रः स्वपापेन विहिंसितः खलः साधुः समत्वेन भयाद्विमुच्यते ॥ ३१ ॥
किं नस्तपश्चीर्णमधोक्षजार्चनं पूर्तेष्टदत्तमुत भूतसौहृदम् ।
यत्सम्परेतः पुनरेव बालको दिष्ट्या स्वबन्धून्प्रणयन्नुपस्थितः ॥ ३२ ॥
दृष्ट्वाद्भुतानि बहुशो नन्दगोपो बृहद्वने । वसुदेववचो भूयो मानयामास विस्मितः ॥ ३३ ॥
१. पीतप्रायस्य जननी सा तस्य रुचिरस्मितम् । मुखं लालयती राजन् जृम्भतो ददृशे इदम् ॥३५॥

આને 'નેક' વા 'નેગ' કહે છે. અહિંના મુખ્યાજી એવા તો કુશલ છે કે તે નેકમાંથી મંદિરના પરિચારકોને મહાપ્રસાદના ટોપલેટોપલા પોતાને ઘેર લઈ જવા દેતા નથી, પરંતુ તેમણે અહિંના વૈષ્ણવોનાં નામની એક યાદી તૈયાર રાખેલી છે, તેમાંથી ક્રમવાર નિત્ય વૈષ્ણવોને જ ઘેર મહાપ્રસાદ પધારે છે. આથી વૈષ્ણવો પ્રસન્ન રહે છે, અને મુખ્યાજી જે સેવા કરવાની સૂચના કરે છે તે તેઓ લેશ પણ સંકોચાયા વિના પ્રસન્નતાપૂર્વક આદરથી કરે છે. કહે છે કે મુખ્યાજીના મુખમાં જ લક્ષ્મીજી છે !

ગોકુલકુમારિકા—હા, મુંબાઈથી પેલા ચોકસીકાકા આવ્યા હતા તેમણે પણ પ્રસાદ મંદિરે જ લીધો હતો.

કમલા—અહિંનાં બે મંદિરોમાંનાં એક પણ મંદિરમાં મહાપ્રસાદ વેચાતો મળી શકતો નથી, તેથી બહારગામથી આવેલા પવિત્ર વૈષ્ણવને આપણા સંપ્રદાયની રીતિપ્રમાણે ન્હાવાધોવાને અને પ્રસાદ લેવાને મંદિરમાં આવવું જ પડે છે. વૈષ્ણવોને ન્હાવા-ધોવાની અને પ્રસાદ લેવાની આવી અનુકૂલતા હોવાથી અહિં વૈષ્ણવો ઉમંગથી આવે છે, અને તેથી મંદિરે ભેટ પણ સારી આવે છે, જેનો તારા મુખ્યાજીકાકા પ્રભુમાં સુંદર વિનિયોગ કરે છે.

ગોકુલકુમારિકા—મુંબાઈમાં આપણા સન્માન્ય મહારાજો મહાપ્રસાદાદિની એવી વ્યવસ્થા કેમ રાખતા નહિ હોય ? આપણા ગુરુઓએ આપણને સન્માર્ગમાં પ્રેરવા ન જોઈએ ? અને તે પણ ન બની શકે તો અનાચારનો તો અટકાવ બનતે પ્રયત્ને તેમણે કરવો ન જોઈએ ?

કમલા—મહારાજો અનાચાર અટકાવવાને અપ્રસન્ન હોતા નથી. પરંતુ તેમને જેવી રીતિથી એ વિષે વિનતિ થવી જોઈએ તેવા વિવેકવિચારથી વિનતિ કરવામાં આવતી નથી સાત્વિક વૈષ્ણવો સવિનય આ અનાચાર મહારાજોને કાને લાવશે તો ધીમેધીમે તે અનાચારને સ્થાને સદાચાર પ્રવર્ત્યા વિના રહેશે નહિ. નેક બહુ વર્ષથી ચાલ્યો આવે છે તેમાં લેશ પણ ન્યૂનતા ન કરતાં, પણ નેકનો મહાપ્રસાદ મંદિરના પરિચારકોને ટોપલેટોપલા ન વાંટી દેતાં વૈષ્ણવોને ઘેર પધરાવવો. એમ બની શકે તો સેવા સારી થાય, પરંતુ આ યોજના સફલ થવાને વ્યવસ્થાપક અધિ-કારીએ ઉત્તમ પ્રકારે વહિવટ કરવો જોઈએ. એકદમ મંદિરના પરિચારકોને નિત્ય મળતો ટોપલેટોપલા મહાપ્રસાદ બંધ કરતાં પહેલાં પ્રથમ તેમના પગારમાં યોગ્ય વૃદ્ધિ કરી આપીને તેમને સંતોષ આપવો જોઈએ, અને ત્યારપછી નેકની સુંદર વ્યવસ્થા કરીને વૈષ્ણવોને પ્રસન્ન રાખવાથી આપણા સંપ્રદાયનો સમુત્કર્ષ થયા વિના રહેશે નહિ. કહે છે કે શ્રીબાલકૃષ્ણલાલજીમહારાજ એવો સદાચાર પ્રવર્તાવ-નાર જ હતા, પરંતુ તેમણે અકસ્માત્ આસુરવ્યામોહલીલા કરી દીધી ! હવે પારિજાતનાં પુષ્પ પુષ્કલ આલાજેટલાં વીણાઈ રહેવાં લાગે છે, ચાલ, આપણે ઉપર જઈએ.

ગોકુલકુમારિકા—હા, મને તો આ મંદિર બહુ જ સરસ લાગે છે, અહિં ગંગેશ-

શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ, સંધ્યા અને શયન આઠે દર્શનમાં સ્ત્રીપુરુષોને જુદાં જુદાં દર્શન કરવાની પણ કેવી અનુકૂલતા છે ? ! આ પારિજાતના વૃક્ષથી તેમ જ અન્ય ફલફૂલની વ્યવસ્થાથી શ્રીઠાકુરજીની સેવામાં પણ કેટલી બધી અનુકૂલતા છે !

કમલા—શ્રીઠાકુરજીનાં દર્શનથી અહિં નેત્ર શીતલ થાય છે. ચાલ, હવે આપણે સ્નાનાદિ કરીએ.

ગોકુલકુમારિકા—આ પારિજાતનાં પુષ્પનો લાભ અન્ય પડોશીને પણ બહુ મલે છે, પરંતુ મને એ પડોશી જરા ગંદાં લાગે છે.

કમલા—બ્હેન, આપણા પુષ્ટિમાર્ગમાં શુદ્ધિપર જેવું લક્ષ આપવામાં આવે છે તેવું અને તેટલું લક્ષ અન્યત્ર આપવામાં આવતું નથી. આપણા સંપ્રદાયમાં આચાર શુદ્ધ, વિચાર શુદ્ધ, અદ્વૈત પણ શુદ્ધ, સર્વ જ શુદ્ધ. સ્નાન કર્યા વિના મેલે લુગડે અન્યત્ર જવાય જ નહિ, કદાચિત્ જવાની જરુર પડે તોએ ઉઠીને દશેક મિનિટ પ્રભુનું ચિંતન કરીને જલથી હાથ સ્વચ્છ કરીને રાત્રિનાં વસ્ત્ર બદલીને પછી જ બહાર જવું. શૌચદંતધાવનાદિ દેહકૃત્ય કરીને તરત જ ન્હાવું એ ઉત્તમ છે.

ગોકુલકુમારિકા—ન્હાતાંન્હાતાં કેટલીક પવિત્ર નદીનાં નામ લેવામાં આવે છે તેમ આપણાથી પણ શ્રીયમુનાષ્ટકનો પાઠ ન્હાતાંન્હાતાં થાય નહિ ?

કમલા—ન્હાતાંન્હાતાં જો બોલીએ તો મોંનું ઉચ્છિષ્ટ શરીરપર પડે અને જલને લીધે તે આખા શરીરપર વ્યાપી જાય અને ન્હાયું ન ન્હાયુ થઈ જાય. શુદ્ધિને બદલે અશુદ્ધિ થાય, તેથી ન્હાતીવખતે માત્ર અંતઃકરણથી શ્રીયમુનાજીનું માનસિક સ્મરણચિંતન કરવું, અને ન્હાઈ રહ્યા પછી સ્વચ્છ ટુવાલથી શરીરને બરાબર લુછ્યા પછી જ શ્રીયમુનાષ્ટકના પાઠનો પ્રારંભ કરવો, આગલે દિવસે સુકવેલાં અને જેને કોઈએ સ્પર્શ ન કર્યાં હોય એવાં અસ્પૃષ્ટ વસ્ત્ર સત્વર પહેરીને તરત જ ચરણામૃત લેવું. પ્રમાદિ કુંકુમથી પુરુષોએ અષ્ટાક્ષરસ્મરણપૂર્વક દ્વાદશ તિલક કરવાં, અને કુમારિકાએ અને સૌભાગ્યવતીએ માત્ર ચાંલ્લો કરવો.

ગોકુલકુમારિકા—બા, શ્રીયમુનાષ્ટકનો પાઠ તો કરું છુ પરંતુ તેનો અર્થ સમજી શકું એટલું સંસ્કૃત મને આવડતું નથી. "नमामि यमुनामहं" હું શ્રીયમુનાજીને નમન કરું છું એટલું તો એમાંથી સમજાય છે, અને તેથી હું ધારુ છું કે એમાં શ્રીયમુનાજીની સ્તુતિ પુષ્કલ આવતી હશે

કમલા—બ્હેન. તારું ધારવું સત્ય છે. થોડાક વખતમાં જ તું ગ્રંથનો અર્થ શીખી શકીશ એવી કૃપા શ્રીયમુનાજી કરશે. આજે, તને શ્રીયમુનાજીની કૃપાથી જ કાંઈક પ્રસંગ વર્ણવું છું.

ગોકુલકુમારિકા—બા, મને એ પાઠ તો બહુ જ ગમે છે, એ અષ્ટક છે ત્યારે એના આઠ શ્લોક હોવા જોઈએ તેને બદલે નવ શ્લોક કેમ છે ?

કમલા—બ્હેન, એના નવ શ્લોક છે, તેમાંના આઠ શ્લોકમાં શ્રીયમુનાજીની સ્તુતિ છે, અને

છેલ્લા નવમા શ્લોકમાં એ પાઠ કરનારને કેવું ફલ પ્રાપ્ત થાય છે તે વિષે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે.

ગોકુલકુમારિકા—ત્યારે આ, શું એ શ્રીયમુનાષ્ટક શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કર્યું છે ?

કમલા—હા બહેન, 'શ્રીયમુનાષ્ટક'નું સ્વરૂપ તો નિત્ય જ છે,' પરંતુ જ્યારે શ્રીમદ્વલ્લભાચાર્યજી આ ભૂતલપર પ્રકટ થયા ત્યારે શ્રીમહાપ્રભુજીએ શ્રીયમુનાષ્ટકનું પણ ભૂતલપર પ્રાકટ્ય કર્યું, અને ત્યારપછી શ્રીગુસાંઇજીએ, શ્રીગોકુલનાથજીએ શ્રીહરિરાયજીએ, અને શ્રીપુરુષોત્તમજીએ એ શ્રીયમુનાષ્ટકનો અભિપ્રાય નિજ જનોને અર્થે પ્રકટ કર્યો છે. આ સર્વ ટીકાર્થો પણ સંસ્કૃતમાં છે.

ગોકુલકુમારિકા—પાઠને અંતે 'શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિત' આવે છે, તેથી શ્રીયમુનાષ્ટક શ્રીમદ્વલ્લભાચાર્યજીનામના કોઇક આચાર્યે રચ્યું હશે એમ હું ધારતી હતી, પણ તું તો એમ કહે છે કે એ ગ્રંથનું સ્વરૂપ નિત્ય છે, અને શ્રીમહાપ્રભુજીએ એ શ્રીયમુનાષ્ટકનું ભૂતલપર પ્રાકટ્ય કર્યું.

કમલા—બહેન, આપણા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો શ્રીમદ્વલ્લભાચાર્યજીને 'શ્રીમહાપ્રભુજી' કહે છે, કારણ કે એ મહોટા પ્રભુ છે, શ્રીઠાકુરજી—શ્રીકૃષ્ણ—પણ એમની પ્રેમભક્તિ લીધે નિરંતર વશ છે. શ્રીમહાપ્રભુજીનું જ લોકપ્રસિદ્ધ નામ 'શ્રીમદ્વલ્લભાચાર્યજી' છે.

ગોકુલકુમારિકા—આ, મને શ્રીયમુનાજીની અને શ્રીમહાપ્રભુજીની બન્નેની વાત બહુ ગમે છે, તેથી હું પુછું છું કે શ્રીયમુનાજીનું નિત્ય સ્વરૂપ ક્યાં કેવું હશે ?

કમલા—બહેન, આપણે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ છીએ, તેથી નિત્ય શ્રીયશોદાજીએ નિજ ઉત્સંગમાં રમાડેલા શ્રીઠાકુરજીની સેવા કરીએ છીએ, તે શ્રીયશોદોત્સંગલાલિત શ્રીકૃષ્ણ બાલભાવથી શ્રીમદ્ગોકુલમાં અને કિશોરભાવથી આદ્ય શ્રીમદ્વૃંદાવનમાં નિત્ય બિરાજે છે. આ નંદકિશોર શ્રીમદ્ગોકુલમાં અને આદ્ય શ્રીમદ્વૃંદાવનમાં બિરાજીને ક્રીડા કરે છે, ત્યાં શ્રીયમુનાજી નદીસ્વરૂપે બિરાજે છે એટલું જ નહિ પરંતુ શ્રીસ્વામિનીજીની પેઠે શ્રીયમુનાજી પણ શ્યામ સ્વામિનીજીને સ્વરૂપે બિરાજે છે, અને શ્રીકૃષ્ણને મળવાને આતુર ભક્તો આ શ્રીયમુનાજીની નિરંતર સ્તુતિ કરે છે. ભક્તોનો અને શ્રીઠાકુરજીનો સમાગમ થાય એ શ્રીયમુનાજીને બહુ રુચે છે, તેથી પ્રભુ નિર્દોષ અને પૂર્ણગુણ છે એમ સ્વરૂપજ્ઞાન ભક્તોને કરાવે છે, અને 'દોષવાન્ ભક્તો હોય તથાપિ તે આપના જ છે' એમ શ્રીઠાકુરજીને મરદનાથી રીઝવીને જીવના અસંખ્ય અપરાધની ક્ષમા કરાવે છે. શ્રીયમુનાજી એવાં તો ઉદાર કૃપાલુ અને સરલ છે કે સર્વ ભક્તનું હિત જ એમને રુચે છે, ઈર્ષ્યાનો તો જેમનામાં ગંધ પણ નહિ ? શ્રીયમુનાજીનું આવું દયામય સ્વરૂપ હોવાથી કોટિશ ભક્તો નિરંતર એમની સ્તુતિ કરે છે, અને એમની એ ભાવમય સ્તુતિ તે નિત્ય શ્રીયમુનાષ્ટક.

ગોકુલકુમારિકા—શ્રીયમુનાજી અને શ્રીયમુનાષ્ટક બન્ને નિત્ય શ્રીમદ્ગોકુલ અને આદિ શ્રીમદ્વૃંદાવનમાં બિરાજે છે એ સમજાયું, પરંતુ શ્રીમહાપ્રભુજીએ જ તે સ્વરૂપ ભૂતલપર કેમ પ્રકટ કર્યું ?

કમલા—જેમ શ્રીકૃષ્ણના શ્રીમદ્‌ગોકુલાદિ સ્થલમાં શ્રીયમુનાજી નિત્ય બિરાજે છે, તેમ શ્રીકૃષ્ણ અને તેમના ભક્તના સંયોગને અનુભવનારા શ્રીમહાપ્રભુજી પણ તે નિકુંજસ્થલમાં નિત્ય બિરાજે છે, તેથી તેમને શ્રીયમુનાજીના આ અલૌકિક પ્રભાવનો અનુભવ છે. જેને જેનો અનુભવ તે કૃપા કરીને યથાપ્રસંગ તે પ્રકટ કરે. શ્રીમહાપ્રભુજીને શ્રીયમુનાજીના ગુપ્ત સ્વરૂપનો અનુભવ, અને નિકુંજાદિકમાં નિત્ય શ્રીયમુનાષ્ટકનાં દર્શન, તેથી તેમણે શ્રીયમુનાષ્ટકનું પ્રાકટ્ય કર્યું. શ્રીમહાપ્રભુજી વિના ઇતરને નિત્ય શ્રીયમુનાજીનાં અને શ્રીયમુનાષ્ટકનાં દર્શન જ નહિ, તેથી શ્રીયમુનાષ્ટકનું ભૂતલપર પ્રાકટ્ય કરવાનું આ અદ્ભુત સામર્થ્ય કેવલ શ્રીમહાપ્રભુજીનું જ છે. શ્રીયમુનાષ્ટકનો અલૌકિક પ્રભાવ ભૂતલપર પ્રકટ કરવાનો પણ સમય પ્રાપ્ત થયો હતો, તેથી આપણા જેવા નિસ્સાધન જીવોના હિતાર્થ શ્રીમહાપ્રભુજીએ આ ભૂતલવિષે કલિયુગમાં નિત્ય શ્રીયમુનાષ્ટકનું પ્રાકટ્ય કર્યું, અને કલિકાલના દોષપોષ મંદમધ્યમ અધિકારી, શ્રીમહાપ્રભુજીનો લીલામયરસિકેન સમજી ન શકે તેમનાપર પણ કૃપા કરીને શ્રીગુસાંઇજી, શ્રીગોકુલેશ, શ્રીહરિરાયજી, અને શ્રીપુરુષોત્તમજીએ એ ઉત્તમોત્તમ ગ્રંથની વ્યાખ્યા પણ કરી છે.

ગોકુલકુમારિકા—જો બા, ત્યારે હું આજની વાતનો સાર કહી જાઉં; શ્રીઠાકુરજી, શ્રીસ્વામિનીજી, શ્રીયમુનાજી, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલેશજી, શ્રીહરિરાયજી, શ્રીપુરુષોત્તમજી એ સર્વ સ્વરૂપની નિત્ય લીલામાં અવિચલ સ્થિતિ છે. શ્રીઠાકુરજીની આજ્ઞાથી જ એ સર્વ અત્ર પ્રકટ થાય છે, અને આજકાલના આપણા જેવા સાધનરહિત પામર જીવોના હિતાર્થ શ્રીયમુનાષ્ટક ઇત્યાદિ નિત્ય રસમય ગ્રંથોનું પ્રાકટ્ય કરે છે. બા, હવે આપણે સ્વચ્છતાથી હાથ 'ખાસા' કરીને શ્રીઠાકુરજીની મંગલાની તૈયારી કરીએ.

કમલા—હા બહેન, શ્રીયમુનાજીની કૃપાથી તું યથાર્થ સમજી છે, વલી એ પ્રસંગ ક્વચિત્ વિસ્તારથી કહીશ. તને શ્રીયમુનાજીના કીર્તનો ગાતા આવડે છે, તેમાંથી એક કીર્તન ગા, એટલે મંગલાની તૈયારી આપણે બંને કરીએ.

ગોકુલકુમારિકા—બા, તને જે પદ સુંદર લાગતું હોય તે ગાઉં.

કમલા—બહેન, શ્રીયમુનાજીનાં એ સર્વ જે પદ મહાનુભાવીઓનાં છે, એ કાંઇ લૌકિક કવિની પ્રાકૃત કલ્પના નથી, એ તો સર્વ જ સુંદર છે. શ્રીયમુનાજી તને ગવડાવે તે જ ગા.

ગોકુલકુમારિકા—ત્યારે તો આપણે શ્રીયમુનાષ્ટકનો પાઠ કરીએ, અથવા શ્રીયમુનાજીનાં કીર્તન ગાઈએ તે પણ શ્રીયમુનાજીની કૃપા હોય તો જ થઈ શકે, નહિ તો નહિ.

કમલા—બહેન, એ જ પુષ્ટિમાર્ગની નિસ્સાધનતા, मुह्यन्ति यत् सूरयः ।

ગોકુલકુમારિકા—મારી મંતરિનો ઢાર મેલીને પછી દાદાજીએ મને ભરુચમાં શ્રીગદાધરદાસજીકૃત સરસ કીર્તન શીખવ્યું છે, તેનો જ શ્રીયમુનાજીનું સ્મરણ કરીને પ્રારંભ કરું છું.

सा री ग म प ध नी सा सा नी ध प म ग री सा

आ आ आ आ आ आ आ आ आ आ आ आ आ आ आ

॥ श्रीवल्लभाय नमः ॥

जयति यमुनाभिधा जयति जगदंबा ॥
पुण्यपयसानु कलिकदंबा ॥ १ ॥
सुभगनवसजलजलपूरा ॥
निखिलकलिकलुषौघनिदलनशूरा ॥ २ ॥ ज०
धर्मधनकामादिकामितविधायिनी ॥
तीरभुवितनुमुचे परमपददायिनी ॥ ३ ॥ ज०
कल्पतरुनिकरसंकुलितमणिकूला ॥
स्वच्छसैकतनिराकृतमूलतूला ॥ ४ ॥ ज०
स्नानकृन्निजसहजमलतिरस्कारिणी ॥
पानकारिणी मनःशुद्धिविस्तारिणी ॥ ५ ॥ ज०
सुकृतिकाविमुक्तिचयसंचयविवर्धिनी ॥
कृष्णचरणांबुजे रतिरससमर्धिनी ॥ ६ ॥ ज०
कमलकुललोचना मधुपरुचिकज्जला ॥
हासनिभहंसगणसंततसमुज्ज्वला ॥ ७ ॥ ज०
तटनिकटफुल्लवनचित्रपटधारिणी ॥
कोकरववागमलफेनवरहारिणी ॥ ८ ॥ ज०
विशदवृंदावनपरागभररंजिता ॥
वल्लविरहहारिणी लताभरणसिंजिता ॥ ९ ॥ ज०
भृंगभृकुटीभंगसूचितानुग्रहा ॥
परमवत्सलतया सर्वजनसुग्रहा ॥ १० ॥ ज०
सारसनिनादनिभसरसनिनादिनी ॥
सुखदर्शीकरभरस्मरजनाह्लादिनी ॥ ११ ॥ ज०
सप्ताब्धिभेदिनी सत्पथसमुद्भवा ॥
हरिचरणरतगदाधरविरचितस्तवा ॥ १२ ॥ ज०

# अधिकरणसंग्रह.

## ॥ उपोद्घात ॥

પૂર્વોત્તરકાંડાત્મક વેદ ગીતા બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્‌ભાગવતરૂપ પ્રસ્થાનચતુષ્ટય યથાનુક્રમ સંશયનિવારક છે. તે સર્વની એકવાક્યતા કરીને શ્રીમદ્વલ્લભાચાર્યજીએ જ અખંડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનો પ્રકાશ કર્યો, અને નિસ્સાધન જીવોના નિઃશ્રેયસાર્થ ભગવદ્‌નુગ્રહાત્મક પુષ્ટિમાર્ગ પણ પ્રકટ કર્યો. શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના પોષક શ્રીમદાચાર્યચરણકૃત અનેક ગ્રંથોમાં શ્રીમદ્‌ભાષ્ય અને શ્રીમદણુભાષ્ય એ બે બ્રહ્મવાદના આકર ગ્રંથ છે. શ્રીમદ્‌ભાષ્યના તૃતીયાધ્યાયનો કાંઈક વિભાગ પુષ્ટિભક્તિસુધામા પ્રકટ થયો છે, શ્રીમદણુભાષ્યનો તો સપ્રકાશ જ પ્રકાશ થયો છે.

બ્રહ્મસૂત્રના ચાર અધ્યાય છે, પ્રત્યેક અધ્યાયના ચાર પાદ છે, પ્રત્યેક પાદમાં અમુક અધિકરણ છે. અધિકરણના સંક્ષિપ્ત અર્થ જાણવાનાં સાધનમાં શ્રીપુરુષોત્તમજીકૃત અધિકરણમાલા અને નિર્ભયરામભટ્ટકૃત અધિકરણસંગ્રહ પ્રધાન છે. અધિકરણમાલાનું મુદ્રણ શ્રીમદ્વૈષ્ણવપરિષદ્ તરફથી થાય છે. અધિકરણસંગ્રહનું મુદ્રણ તો તે સંસ્થા તરફથી થઈ પણ ચુક્યું છે, અને તેનું મૂલ્ય પણ [1]અતિસ્વલ્પ માત્ર ૦-૪-૦ છે. અધિકરણમાલા અને અધિકરણસંગ્રહ વડે અધિકરણના અર્થનો નિશ્ચય કરીને, મરીચિકા કે અન્ય બ્રહ્મસૂત્રવૃત્તિવડે બ્રહ્મસૂત્રના અર્થનો નિશ્ચય કરીને, પ્રદીપ વિવરણ ઇત્યાદિ સરલ ટીકા વડે શ્રીમદણુભાષ્યનું અધ્યયન કરીને, પ્રકાશ અને રશ્મિવડે તે અર્થને સ્થિર કરીને ભાવપ્રકાશિકાવૃત્તિનો સમાશ્રય લઈને શ્રીમદ્‌ભાષ્યનુ પરિશીલન કરવાનો સાંપ્રદાયિક શિષ્ટાચાર વિલસે છે.

આ અધિકરણસંગ્રહકાર નિર્ભયરામભટ્ટજી કંકરપલ્લીના તૃતીયપીઠાધીશ્વર શ્રીવ્રજભૂષણજી મહારાજના નાગર શિષ્ય થાય. તે મહારાજશ્રીના અનુગ્રહથી તેમને શ્રીદ્વારિકાધીશના મુખ્ય પરિચારકનું પણ પદ પ્રાપ્ત થયું હતું. શ્રીદશમસ્કંધસુબોધિનીકારિકાર્થ, ઉત્સવનિર્ણય અને આશૌચનિર્ણય એ ત્રણ ગ્રંથ આ નિર્ભયરામભટ્ટના સુપ્રસિદ્ધ છે. કદાચિત્ આ ચાર ગ્રંથો ઉપરાંત અન્ય પણ ગ્રંથો તેમણે સિદ્ધ કર્યા હશે.

શ્રીપુરુષોત્તમજીની અધિકરણમાલા અને નિર્ભયરામભટ્ટનો અધિકરણસંગ્રહ એ ગ્રંથ એક જ કોટિના છે. ઉભયનો વિષય એક જ છે, પરંતુ અધિકરણમાલાની ભાષા કાંઈક વિશેષ પ્રૌઢ—શાસ્ત્રીય—છે, જ્યારે અધિકરણસંગ્રહની ભાષા તેના પ્રમાણમાં સરલ છે. વિષ્ણુસ્વામી મધ્વ રામાનુજ શંકર ઇત્યાદિનાં વ્યાખ્યાન વિદ્યમાન છે "તથાપિ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ બ્રહ્મસૂત્રનું ભાષ્ય શા માટે પ્રકટ કર્યું? આ નૈસર્ગિક પ્રશ્નનું ઉત્તર શ્રીસુબોધિનીજીના ઉપન્યાસપૂર્વક આ અધિકરણસંગ્રહના પ્રારંભમાં જ મળે છે, તેથી વિષ્ણુસ્વામી આ સંપ્રદાયના આચાર્ય ખરા કે નહિ એ સંદેહનો પણ આંતિમ નિર્ણય અનાયાસે થઈ જાય છે. નિર્ભયરામભટ્ટ સ્પષ્ટ જ કહે છે કે 'विष्णुस्वामिमध्वप्रभृतयो ब्रह्माद्वैतस्य सेव्यसेवकभावस्य च विरोधं मन्वाना अभेदबोधकश्रुतिषु लक्षणया भेदपरत्वं स्वीकृत्य शुद्धं भेदमगोचकुः' ઇત્યાદિ. 'બ્રહ્માદ્વૈતવાદ અને સેવ્યસેવકભાવનો વિરોધ માનનાર વિષ્ણુસ્વામિમધ્વપ્રભૃતિએ અભેદ-

[1] આ અધિકરણસંગ્રહ પાસે રાખવાથી વાચકને ભાષાંતરમાં સારો આનંદ આવે એ નિઃસંશય છે.

બોધક શ્રુતિઓ વિષે લક્ષણાએ કરીને ભેદપરતા સ્વીકારીને શુદ્ધ ભેદનો અંગીકાર કર્યો. ત્યારે હવે સ્પષ્ટ થયું કે શુદ્ધ ભેદનો અંગીકાર કરનાર વિષ્ણુસ્વામી શુદ્ધ અદ્વૈત સિદ્ધાન્ત આચાર્ય ન જ થઈ શકે. અત્ર આ રહસ્ય છે. બ્રહ્મસૂત્રના વ્યાખ્યાતા અનેક થઈ ગયા પરંતુ તેમનામાંના એકથી પણ બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગના વિરોધનો પરિહાર થઈ શક્યો નહિ. બ્રહ્મવાદ અદ્વૈત ભાસે છે, સેવ્યસેવકભાવરૂપ ભક્તિમાર્ગ દ્વૈત ભાસે છે, અદ્વૈત ભાસતા બ્રહ્મવાદમાં અને દ્વૈત ભાસતા સેવ્યસેવકભાવમાં જે પરસ્પર વિરોધ ભાસે છે તેનો પરિહાર કરવો એ બ્રહ્મસૂત્રના વ્યાખ્યાતાનું મુખ્ય કર્તવ્ય છે, પરંતુ આ વિરોધનો પરિહાર શંકરાદિ કોઇ પણ વ્યાખ્યાતાથી થઈ શક્યો નહિ. જીવબ્રહ્મના ખંડજ્ઞાનને પ્રધાન માનતા શંકરે સેવ્યસેવકભાવની ગૌણતા રાખીને ભાગત્યાગલક્ષણાનો આશ્રય કરીને કેવલા દ્વૈતને પ્રધાન માન્યું, અને વિષ્ણુસ્વામી, મધ્વ, અને રામાનુજે તેથી વિપરીત માર્ગ ગ્રહીને અદ્વૈતબોધક શ્રુતિને લાક્ષણિક કરીને સેવ્યસેવકભાવને પ્રધાન માન્યો. શ્રુત્યર્થસૂચક બ્રહ્મસૂત્રનો આ પ્રકારે વિપ્લવ થયો જોઈ વેદાંતકૃત્ વેદવિદ્ સાક્ષાત્ શ્રીકૃષ્ણ શ્રીમદ્વલ્લભાચાર્યાગ્નિસ્વરૂપે પ્રકટ થયા, અને બ્રહ્માદ્વૈતવાદનો આધ્યાત્મિક અક્ષરબ્રહ્મમાં અને સેવ્યસેવકભાવનો આધિદૈવિક પુરુષોત્તમસ્વરૂપમાં સમન્વય ઘટાવીને અદ્વૈતના અને સેવ્યસેવકભાવના વિરોધનો કમનીય પરિહાર કરી આપ્યો. આ રહસ્ય યથાયોગ્ય લક્ષમાં લેવાથી વિષ્ણુસ્વામીની તામસતા, તત્ત્વવાદીની રાજસતા, રામાનુજની સાત્ત્વિકતા, અને શ્રીમદાચાર્યચરણની નિર્ગુણતા પણ સ્પષ્ટ થાય છે. જ્યાં વાસ્તવિક જ ભેદનો અતિશય આગ્રહ ત્યાં તામસતા અને જ્યાં તે દૂર થઈને એક જ પદાર્થના ઐચ્છિક આધ્યાત્મિકાધિદૈવિકસ્વરૂપે વ્યવસ્થા ત્યાં જ 'નૈર્ગુણ્ય.'

આ પ્રકારે શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યનું અને તેમનાં શ્રીમદ્ભાષ્ય અને શ્રીમદણુભાષ્યના પ્રાદુર્ભાવનું કારણ સંક્ષેપથી જણાવીને તામસરાજસસાત્ત્વિક વિષ્ણુસ્વામિમધ્વરામાનુજથી આપણા સંપ્રદાયની અત્યન્ત વિભિન્નતા અને નિર્ગુણતા સ્પષ્ટ કરીને શ્રીમદાચાર્યચરણપ્રતિપાદિત નિર્ગુણ સંપ્રદાયમાં સુપ્રવેશાર્થ નિર્ભયરામભટ્ટના અધિકરણસંગ્રહનું ભાષાંતર પ્રારંભુ છું.

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

॥ श्रीमद्गोस्वामिश्रीव्रजभूषणचरणान्तेवासिश्रीश्रीनिर्भयरामविरचितः ॥

# ॥ अधिकरणसंग्रहः ॥

ભાખ્યો જેણે બ્રહ્મવાદ ભક્તિમાર્ગાવિરોધથી ।
વંદું તે શ્રીમદાચાર્ય વેદવેદાંતપારગ ॥ ૧ ॥

**અદ્વૈત અને સેવ્ય-સેવકભાવનો અવિરોધ.**

હવે વેદ સ્મૃતિ અને પુરાણાદિ વડે પ્રતિપાદ્ય બ્રહ્મ પરમાત્મા ભગવાન્ ઇત્યાદિ શબ્દ વડે વાચ્ય શ્રીકૃષ્ણે, નિજ આત્મા વડે સર્વ જગતને ઉત્પન્ન કરીને તેમાં આસક્ત સ્વાંશ જીવોને નિજ સ્વરૂપનો બોધ કરવાને, શબ્દ-બ્રહ્માત્મક વેદરૂપે આવિર્ભાવ પામીને વેદના અર્થની દુર્બોધતા માનીને જ્ઞાનકલાએ વ્યાસરૂપે અવતરીને [2]બ્રહ્મવિચારશાસ્ત્ર કર્યું. તે બ્રહ્મ-વિચારશાસ્ત્ર પણ દુર્બોધ હોવાને લીધે તેના વ્યાખ્યાનની અપેક્ષા પડતાં, બ્રહ્માદ્વૈતવાદનો અને સેવ્યસેવકભાવનો વિરોધ માનતા [3]તદ્વ્યાખ્યાતા વિષ્ણુસ્વામિ-મધ્વપ્રભૃતિએ અભેદબોધક શ્રુતિઓ વિષે લક્ષણાએ કરીને ભેદપરતા સ્વીકારીને શુદ્ધ ભેદનો અંગીકાર કર્યો. બ્રહ્મવાદને અને સેવ્યસેવકભાવને સ્થાપવાને અશક્ત વિશિષ્ટાદ્વૈતવાદીઓને પણ વિશિષ્ટાદ્વૈતવાદનો આશ્રય કરતાં પણ અન્તે જતાં [4]ભેદપર્યવસાયી જ જાણવા. [5]માયાવાદીઓ પણ એથી જ માયાવાદને અવલંબે છે. એ પ્રકારે હોવાથી ‘વેદાન્તકૃત્[6] અને વેદવિદ્ હું’ એ વચનથી અને ‘શું [7]વિધાન કરે છે, શું આજ્ઞા કરે છે, અનુવાદ કરીને શો વિકલ્પ કરે છે ઇત્યાદિનું હૃદય લોકમાં મારા વિના અન્ય કોઇ જાણતું નથી’ એ, એ પ્રકારના ભગવદ્વચનથી, ભગવાન સિવાય બીજાને વેદના તાત્પર્યનું જ્ઞાન નથી. તેથી ભગવાને શ્રીમદાચાર્યચરણસ્વરૂપે આવિર્ભાવ પામી બ્રહ્મવિચારશાસ્ત્રની વ્યાખ્યા કરી, અને તેમાં બ્રહ્મવાદને અને ભક્તિમાર્ગને અવિરોધે સ્થાપ્યો. એથી જ અન્ય ભક્તિમાર્ગ સગુણ અને આ જ નિર્ગુણ ભક્તિમાર્ગ, અને તૃતીયસ્કંધના ૩૨મા અધ્યાયના ‘ભક્તિયોગનું

---

૧. શ્રીતૃતીયપીઠાધીશ્વર ભૂતપૂર્વ નીતિશાસ્ત્રજ્ઞ કંકરપટ્ટીસ્થ ગોસ્વામી.

૨ બ્રહ્મસૂત્રરૂપ ઉત્તરમીમાંસાશાસ્ત્ર.

૩. બ્રહ્મસૂત્રરૂપ વિચારશાસ્ત્રના વ્યાખ્યાતા.

૪. કારણ કે તે વાદીઓથી અભેદશ્રુતિઓને ન્યાય પ્રાપ્ત થતો નથી.

૫. શાંકરો.

૬. वेदान्तकृत् वेदविदेव चाहम् । શ્રીભગવદ્ગીતા, ૧૫, ૧૫.

૭ किं विधत्ते किमाचष्टे किमनूद्य विकल्पयेत् इत्यस्य हृदयं लोके नान्यो मद्वेद कश्चन ।
શ્રીમદ્ભાગવત, ૧૧, ૨૧, ૪૨.

ચતુર્વિધ[1] સ્વરૂપ મેં તને કહ્યું' શ્લોકનાં. શ્રીસુબોધિનીજીમાં કહ્યું પણ છે કે 'આ યુગમાં [2]તેઓ તમોગુણ રજોગુણ અને [3]સત્ત્વગુણના ભેદે કરીને વિષ્ણુસ્વામીના અનુસારી તત્ત્વવાદી અને રામાનુજો છે, અને અસ્મત્પ્રતિપાદિત નૈર્ગુણ્ય,' એમ ચતુર્વિધ ભક્તિયોગનું પ્રતિપાદન ભગવાને જ '[4]અભિસંધાને હિંસા જે' ઇત્યાદિ શ્લોકે કરીને કરેલું છે' તેથી સર્વ ઉપનિષદ્‌ના અવિરોધે બ્રહ્મવિચારશાસ્ત્રના વ્યાખ્યાતા શ્રીમદાચાર્યચરણ છે.

**પાદાર્થસંગ્રહ.**

[5]તેમાં સમન્વય અવિરોધ સાધન અને ફલના ક્રમશઃ નિર્ણાયક ચાર અધ્યાય છે. ત્યાં પ્રથમાધ્યાયમાં બ્રહ્મસ્વરૂપબોધક વાક્યનો વિચાર છે. તે વાક્યો સંદિગ્ધ અને નિઃસંદિગ્ધ એમ બે પ્રકારનાં છે, તેમાં નિઃસંદિગ્ધનો નિર્ણય વક્તવ્ય નથી. સંદિગ્ધ વાક્ય ચાર પ્રકારનાં છે; કાર્યપ્રતિપાદક, અંતર્યામિપ્રતિપાદક, ઉપાસ્યરૂપપ્રતિપાદક અને પ્રકીર્ણ. તેમાં પ્રથમાધ્યાયના પ્રથમપાદમાં કાર્યપ્રતિપાદક દ્વિતીયપાદમાં અંતર્યામિપ્રતિપાદક તૃતીયપાદમાં ઉપાસ્યપ્રતિપાદક અને ચતુર્થપાદમાં પ્રકીર્ણ વાક્યોનો વિચાર છે. આ પ્રકારે પ્રથમાધ્યાયના પાદના અર્થનો સંગ્રહ. દ્વિતીયાધ્યાયના પ્રથમપાદમાં શ્રુતિસ્મૃતિનો અવિરોધ, દ્વિતીયપાદમાં સાંખ્યયોગન્યાયમાયાવાદબ્રાહ્માદિ વાદનું [6]સ્વતંત્ર નિરાકરણ, તૃતીયપાદમાં શ્રુતિવાક્યોમાં પરસ્પર વિરોધનો પરિહાર, અને ચતુર્થપાદમાં જીવ શરીરના મધ્યવર્તી પ્રાણાદિનો વિચાર છે. તૃતીયાધ્યાયના પ્રથમપાદમાં જીવના બ્રહ્મજ્ઞાનોપયોગિ જન્મનો વિચાર, દ્વિતીયપાદમાં જીવની મુક્તિયોગતા, એ જ પાદમાં 'न स्थानतोपि' સૂત્રથી આરંભીને અવશિષ્ટ ભાગમાં વિરોધપરિહારે બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ, તૃતીયપાદમાં ગુણનો ઉપસંહાર, અને ચતુર્થપાદમાં કર્માદિ અંગનો વિચાર છે. ચતુર્થાધ્યાયના પ્રથમપાદમાં બ્રહ્મવિદ્ જીવદશામાં કર્તવ્ય શ્રવણાદિનો વિચાર, દ્વિતીયપાદમાં મ્રિયમાણના સર્વેન્દ્રિયલયનો વિચાર, તૃતીયપાદમાં ક્રમમુક્તિમાર્ગાદિનિરૂપણ, અને ચતુર્થપાદમાં પુષ્ટિમર્યાદાના ભેદે કરીને ફલ અને લીલાનિત્યત્વાદિ વર્ણ્યું છે. આ પ્રકારે **પાદાર્થસંગ્રહ.**

હવે સંક્ષેપથી અધિકરણોનો સંગ્રહ. વિષય, સંશય, પૂર્વપક્ષ, સિદ્ધાન્ત અને સંગતિ એમ પંચ અવયવે કરીને ઘટિત તે અધિકરણ, તેમાં પણ સંગતિ સર્વત્ર સ્પષ્ટ છે, તેથી પ્રત્યેક અધિકરણમાં તદતિરિક્ત ચાર જ અવયવ પ્રદર્શાવાશે. જ્યાં સિદ્ધાન્તમાત્રનું જ કથન ત્યાં સિદ્ધાન્ત વિષયનો અભાવ જ પૂર્વપક્ષનો વિષય કલ્પવો. અધિકરણનો વિભાગ અત્ર શ્રીપુરુષોત્તમજીકૃત ભાષ્યપ્રકાશાનુસારી છે.

---

૧. प्रायोक्तं भक्तियोगस्य स्वरूपं ते चतुर्विधम् । શ્રીમદ્‌ભાગવત, ૩, ૩૨, ૩૭.
૨. ચતુર્વિધ ભક્તિયોગના પ્રવક્તા.
૩. વિષ્ણુસ્વામીના અનુસારી તામસ, તત્ત્વવાદી રાજસ, રામાનુજો સાત્ત્વિક એમ ત્રણ સગુણ અને શ્રીમદ્વલ્લભાધીશ્વરપ્રતિપાદિત નિર્ગુણ મળીને ચાર.
૪. अभिसंधाय यो हिंसाम् । શ્રીમદ્‌ભાગવત, ૩, ૨૯, ૮.
૫. બ્રહ્મવિચારશાસ્ત્રમાં
૬. કેવલયુક્તિમૂલક.

# श्रीमद्भागवतशास्त्रतात्पर्य.

दुःखहानि अने परमानन्दप्राप्ति.

દુઃખહાનિ અને પરમાનન્દપ્રાપ્તિ સર્વને ઇષ્ટ છે. દુઃખમાત્ર અત્યન્ત શાન્ત પામે અને પરમ આનન્દ પ્રાપ્ત થાય એમ પુરુષમાત્ર વિશેષે કરીને આકાંક્ષા રાખે છે. શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગન્ધ એ પંચ પ્રકારના વિષયની સેવનાથી વિષયાનન્દ પ્રાપ્ત થાય તથાપિ તે સવિઘ્ન અલ્પ અને ઘાતક છે. ક્ષુદ્ર વિષયાનન્દમાં જ વિરમવાથી વિવિધ દુઃખની અત્યન્ત નિવૃત્તિ અને વિશુદ્ધ પરમાનન્દની પ્રાપ્તિ અશક્ય છે એમ નિશ્ચય કરીને મનનશીલ સત્પુરુષ શાસ્ત્રસંસેવન કરવાને પ્રવૃત્ત થાય છે.

स्वतन्त्र युक्तिशास्त्रनी अप्रतिष्ठा.

શાસ્ત્ર પણ દ્વિવિધ છે. કેટલાંક સ્વતન્ત્ર યુક્તિમૂલક પૌરુષેય શાસ્ત્ર છે, બીજાં ઈશ્વરાધીન શબ્દમૂલક અપૌરુષેય શાસ્ત્ર છે. યદ્યપિ દ્વિવિધ શાસ્ત્રનો પારમાર્થિક ઉદ્દેશ એક જ છે, તથાપિ યુક્તિમૂલક શાસ્ત્ર દુર્બલ છે. તર્કની પ્રતિષ્ઠા જ નથી, એક વાદીની યુક્તિનો સ્વીકાર અન્ય વાદી કરતા નથી. જે તર્કબલે આજે એક વાદનું સ્થાપન થાય તે જ તર્કબલે કાલે તે વાદનું ઉત્થાપન થાય છે. સ્વતોદુષ્ટ તર્ક અન્ય દુષ્ટ તર્કનું નિયમન કરવાને અસમર્થ છે. પૌરુષેય સ્વતન્ત્ર યુક્તિશાસ્ત્રમાત્ર કેવલ ભ્રાન્તિમૂલક અને વસ્તુતઃ અયૌક્તિક છે; એમ સર્વતન્ત્રસ્વતન્ત્ર શ્રીમદ્વેદવ્યાસજીએ ચતુર્લક્ષણીના દ્વિતીય અવિરોધાધ્યાયમાં સર્વ વાદની સ્વતન્ત્ર સમીક્ષા કરીને સિદ્ધ કર્યું છે.

अपौरुषेय शास्त्रनी निर्दोषपूर्णगुणता

સ્વતન્ત્ર શાસ્ત્રની ભ્રાન્તિમૂલકતાથી નિર્વેદ પામીને પ્રતિભાવાન્ વિચારક ભગવદધીન શબ્દમૂલક અપૌરુષેય શાસ્ત્રને શરણે જાય છે. પૌરુષેય શાસ્ત્રની અનવસ્થાનો લેશ પણ અત્ર હોતો નથી. અપૌરુષેય શાસ્ત્ર સદા-સર્વદા સુપ્રતિષ્ઠિત જ છે. ઈશ્વરદત્ત અપૌરુષેય શાસ્ત્ર સદાસર્વદા સુપ્રતિષ્ઠિત જ છે. ઈશ્વરદત્ત અપૌરુષેય શાસ્ત્રમાં વસ્તુતઃ પૂર્વાપરવિરોધ જ નથી. અપૌરુષેય શાસ્ત્રમાં સર્વલક્ષણસમ્પન્ન પરમકાષ્ઠાપન્ન વસ્તુનો એવો રમણીય ઉપદેશ કરેલો છે કે ક્વચિત્ ભાસમાન વિરોધ પણ ભૂષણ છે, દૂષણ નથી. ટીકાકારોના સ્વભાવભેદે કરીને અથવા વિરુદ્ધ શાસ્ત્રના સમ્ભેદે કરીને વિચારકના જ બુદ્ધિદોષથી અપૌરુષેય શાસ્ત્રમાં ક્વચિત્ સંશય થાય, તથાપિ અપૌરુષેય શાસ્ત્રમાં સ્પષ્ટાર્થક વાક્ય અસ્પષ્ટાર્થક વાક્યથી અધિક છે, તેથી અંગના અને ઉપાંગના સાહાય્યમાત્રથી સ્પષ્ટ વાક્ય અસ્પષ્ટ વાક્યના અર્થનો નિર્ણય કરવાને સમર્થ છે. અપૌરુષેય શાસ્ત્રનું યથાર્થ રમણીય જ્ઞાન થયા પછી પૌરુષેય શાસ્ત્રમાં પણ ભિન્નભિન્ન દૃષ્ટિબિન્દુથી યથાધિકાર તે જ પરમકાષ્ઠાપન્ન વસ્તુનું યુક્તિતઃ નિરૂપણ થયલું છે એમ પણ ઉદાત્ત બુદ્ધિમાનનો નિશ્ચય થાય છે. જે પરમકાષ્ઠાપન્ન સર્વધર્મસમ્પન્ન વસ્તુના એકૈક ધર્મનું એકદેશિત્વે કરીને પ્રતિપાદન પૌરુષેય શાસ્ત્રમાત્ર કરે છે, તે પરમકાષ્ઠાપન્ન સર્વધર્મસમ્પન્ન વસ્તુનું સર્વદેશિત્વે કરીને રમણીય પ્રતિપાદન અપૌરુષેય ઈશ્વરદત્ત સ્વતઃપ્રમાણ શાસ્ત્રમાં જ હોય એ નૈસર્ગિક છે.

આ પ્રકારે અપૌરુષેય શાસ્ત્રનો સમુત્કર્ષ જોઈને યાવનાદિ અનેક વેદબાહ્ય શાસ્ત્ર

**વેદબાહ્ય સર્વ શાસ્ત્રની ન્યૂનતા.**

પણ અપૌરુષેયત્વનો અભિયોગ[1] કરે છે, તથાપિ નિર્ગુણ જ્ઞાનક્રિયાદિ શક્તિયુક્ત પરમકાષ્ઠાપન્ન વસ્તુનું જેવું યૌક્તિક અને રમણીય પ્રતિપાદન વેદમાં છે, તેવું પ્રતિપાદન કોઇ પણ અન્ય શાસ્ત્રમાં નથી એમ તો તુલનાથી પણ સહજ સિદ્ધ થઈ શકે એમ છે. શબ્દબ્રહ્મસ્વરૂપ વેદ વિના અન્યત્ર બ્રહ્મવિદ્યા વા ભગવદ્વિદ્યાનો યથાર્થ સાઙ્ગોપાઙ્ગ ઉપદેશ ન જ હોય એ સ્વાભાવિક છે. વૈરાગ્ય સાંખ્ય યોગ તપ અને ભક્તિ અથવા સર્વાત્મભાવરૂપ સાધનનો જેવો ઉપદેશ વેદમાં છે તેવો સાધનનો તેવો ઉપદેશ કોઇ પણ ભેદમૂલક તામસ શાસ્ત્રમાં નથી. વૈદિક સાધનના પરિશીલનથી જે બ્રહ્માનન્દ ફલ પ્રાપ્ત થાય છે, અથવા સર્વાત્મભાવના સાક્ષાત્ પ્રદાનથી જે બ્રહ્માનન્દાધિક વિશુદ્ધ ભજનાનન્દ ફલ પ્રાપ્ત થાય છે, તે ફલનો ગન્ધ પણ ઇતર જ્ઞાનાભાસ ઉપાસનાત્મક શાસ્ત્રની સંસેવનાથી પ્રાપ્ત થતો નથી એ સર્વાર્યાનુભવસિદ્ધ છે. આ પ્રકારની કોઇ વિચારશૈલીને અનુસરીને પૌરુષેય અને અપૌરુષેયાભાસ શાસ્ત્રમાત્રની ઉપેક્ષા કરીને મનનશીલ આર્યમહાત્મા અતિપ્રાચીન પરમવિશુદ્ધ પરમ્પરાથી સર્વપ્રમાણશિરોમણિ અપૌરુષેય શાસ્ત્રનું જ સ્વાધ્યાયાદિદ્વારા અવલમ્બન કરતા આવ્યા છે, ત્યારે પેલા આધુનિક વૈદિકમ્મન્ય માયાવાદી એવા શબ્દબ્રહ્મસ્વરૂપ પ્રમાણમૂર્ધન્ય નિગમને પણ પરમાર્થતઃ અનિત્ય અને મિથ્યા કલ્પવાનું તિરસ્કરણીય સાહસ કરીને—વેદહત્યા કરીને—સર્વનો જ વિપ્લવ કરે છે!

**વેદ નિરપેક્ષ પ્રમાણ છે.**

અનધિગત અથવા અજ્ઞાત પદાર્થનું જેથી જ્ઞાન થાય તે પ્રમાણ[2]. શ્રુતિ સ્મૃતિ[3] પ્રત્યક્ષ અને અનુમાન એ ચાર પ્રમાણ વ્યવહારમાં સ્વીકારાય છે, તથાપિ પ્રત્યક્ષાદિ પ્રમાણ પણ વસ્તુતઃ સત્ત્વગુણના ઉદ્રેક અથવા સમુદય ઉપર જ આધાર રાખે છે, સત્ત્વગુણનો ઉદ્રેક ન થયો હોય ત્યાંપર્યંત રાજસ વા તામસ ગુણના આવિર્ભાવમાં તો પ્રમાણમાં ભ્રમબુદ્ધિ અને ભ્રમમાં પ્રમાણબુદ્ધિ પણ થાય છે, તેથી અલૌકિકાર્થજ્ઞાપક[4] નિત્યસિદ્ધ વેદને જ બ્રહ્મવાદી પ્રમાણ લેખે છે. જ્ઞાનની પ્રમાણતાનું ગ્રહણ પ્રવૃત્તિના સામર્થ્યે કરીને થાય છે એમ માનતાં પણ જે અનવસ્થાદોષ પ્રાપ્ત થાય છે, તેની નિવૃત્તિને અર્થે અન્તે સ્વતઃશુદ્ધ અન્તઃકરણનું અથવા યોગશુદ્ધ અન્તકરણનું જ પ્રમાણ સ્વીકારવું પડે છે. આ યોગની સંસિદ્ધિ અને અન્તઃકરણની સંશુદ્ધિ પણ શ્રૌત વૈદિક સાધનથી જ થાય છે, અને શ્રૌત સાધનથી યોગ સંસિદ્ધ થઈને અન્તઃકરણની સંશુદ્ધિ થાય છે એવો મહાત્માઓને જે વિશ્વાસ થાય છે તે વિશ્વાસ પણ વેદમાત્રથી જ થાય છે, તેથી અન્તઃકરણશોધક ભગવદ્વાક્યરૂપ ભગવન્નિઃશ્વાસરૂપ વેદ સર્વપ્રમાણનિરપેક્ષ સ્વતઃપ્રમાણ છે. જૈમિનિએ પૂર્વમીમાંસાના પ્રથમ અધ્યાયના ઔત્પત્તિક સૂત્રમાં વેદની નિત્યતા સૂચવીને વેદનું નિરપેક્ષ પ્રામાણ્ય સિદ્ધ કર્યું છે, તેથી વેદ સ્વતઃપ્રમાણ છે, વેદનું પ્રામાણ્ય સ્વરૂપથી જ

---

૧. દક્ષ.

૨. अनाधिगतार्थगन्तृ प्रमाणम् ।

૩. સ્મૃતિ.

૪. એવા અલૌકિકજ્ઞાપક વેદમાં અયોગ્યતાનું જ્ઞાન થાય તો તે દોષ વેદનો નથી, પરંતુ કેવલ જ્ઞાતાનો જ છે

સ્વતઃસિદ્ધ છે, વેદનું સ્વરૂપ જ એવું છે કે વેદના સ્વરૂપમાત્રથી જ વેદની પ્રમાણતા સિદ્ધ થઈ રહે છે, વેદની પ્રમાણતા સિદ્ધ કરવાને વેદવ્યતિરિક્ત ઇતર અશક્ર[1] અસમર્થ–પ્રમાણની અપેક્ષા જ નથી, વેદોપદિષ્ટ અલૌકિક પદાર્થમાં અનધિકારીને બુદ્ધિમાન્દ્યથી અયોગ્યતા ભાસે તેટલામાત્રથી વેદના સ્વરૂપતઃસિદ્ધ પ્રામાણ્યમાં લેશમાત્ર પણ હાનિ થતી નથી, એમ સ્વતઃપ્રામાણ્યવાદી વેદના સર્વપ્રમાણનિરપેક્ષ પ્રામાણ્યનું સમર્થન કરે છે.

वेदना अध्ययन अने अर्थज्ञाननी प्राचीन परिपाटी.

ઉપનયનસંસ્કાર પછી અધિકારી બાલક આ સર્વપ્રમાણનિરપેક્ષ સ્વતઃપ્રમાણ ભગવન્નિઃશ્વાસાત્મક વા મન્ત્રબ્રાહ્મણાત્મક વેદના પૂર્વ અને ઉત્તર ઉભયે કાણ્ડનું સાઙ્ગ[2] અધ્યયન કરીને વેદના અર્થનું જ્ઞાન પ્રાપ્ત કરવું એમ વેદમાં વિધિ[3] છે. યદ્યપિ આ વિધિ ઉપનીત બાલક પ્રતિ છે, તથાપિ વૈદિક અધ્યયનને વિષે બાલક સ્વત પ્રવૃત્ત થતો નથી, તેથી પ્રથમ તો અધ્યાપકે જ તે ઉપનીત બાલકશિષ્યને વેદાધ્યયનમાં પ્રવૃત્ત કરવો એમ એ સર્વ વિધિવાક્યનો નિસ્સન્દિગ્ધ આશય છે. અધ્યાપક ગુરુ જેમ ઉચ્ચાર કરે તેમ તેને અનુસરીને શિષ્ય ઉચ્ચાર કરીને વેદાક્ષરનું જે ગ્રહણ કરે છે તેને જ 'અધ્યયન' કહે છે. ગુરુકુલમાં સત્સંગે કરીને શિષ્યને આ સ્વાધ્યાયમાં રુચિ ઉત્પન્ન થાય છે, અને વયના પ્રમાણમાં અધ્યયન કરવાનું સામર્થ્ય પણ પ્રાપ્ત થાય છે. યોગ્ય વય પ્રાપ્ત થયે શિષ્યને અધ્યયન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થયા પછી વેદાધ્યયનના વિધિવાક્ય શિષ્ય પ્રતિ પ્રવર્તે છે, તેથી વેદાધ્યયનનું સામર્થ્ય પ્રાપ્ત થયા પછી તો શિષ્યે પણ અવશ્ય સ્વાધ્યાય કરવો જ. વેદના સ્વાધ્યાયની આવૃત્તિથી શિષ્યનાં પાપનો નાશ થાય છે. પાપનિર્મુક્ત વિશુદ્ધ શિષ્ય 'ज्ञेयश्च' પદસૂચિત વિધિને જ અનુસરીને કાણ્ડદ્વયાત્મક વેદનું અર્થજ્ઞાન પણ અવશ્ય પ્રાપ્ત કરે છે. પ્રાચીન પરમ્પરાથી વૈદિકો આ પ્રકારે સાઙ્ગ[4] વેદનો ગુરુમુખે સ્વાધ્યાય કરીને વેદનું અર્થજ્ઞાન પ્રાપ્ત કરતા, અને સર્વપ્રમાણનિરપેક્ષ સ્વતઃપ્રમાણ ભગવન્નિઃશ્વાસાત્મક મન્ત્રબ્રાહ્મણાત્મક વેદના પૂર્વ અને ઉત્તર ઉભયે કાણ્ડમાં લીલાવિશિષ્ટ શ્રીકૃષ્ણનું જ પ્રકારભેદે પ્રતિપાદન કરીને શ્રીકૃષ્ણપરમાત્માની જ સંસેવના કરતા.

मीमांसाशास्त्रनुं प्राकट्य.

યદ્યપિ આ સર્વ અધ્યાપક અને અધ્યાપ્યશિષ્ય પ્રાચીન પરમ્પરાથી જ અર્થજ્ઞાનપૂર્વક સાઙ્ગ વેદનો સ્વાધ્યાય યથાવિધિ કરતા, તથાપિ તેમના સ્વભાવભેદે કરીને વેદના અર્થમાં પણ ભેદ થતો જાય એ સ્વાભાવિક છે. ભગવત્સ્વરૂપાન્તઃપાતી કાલે ત્રિગુણાત્મક પ્રકૃતિનો ગુણક્ષોભ કર્યો ત્યારથી સાત્ત્વિક રાજસ અને તામસ એમ ત્રિવિધ સૃષ્ટિ ચાલી એ સર્વને વિદિત જ છે. સાત્ત્વિક રાજસ અને તામસ એમ ત્રિવિધ ગુરુશિષ્યના

[1] પ્રમિતિકરણ પ્રમાણ કેવલ વેદમાત્ર જ છે, પ્રમિતિ કરવામાં પ્રાકૃત પ્રત્યક્ષાદિ પ્રમાણ સર્વથા અશક્ર જ છે, તેથી વેદાનુકૂલ પ્રત્યક્ષાદિ પ્રમાણ પણ વેદપ્રમિત પદાર્થમાં કેવલ સહકારિ ઉપકારક થઈ શકે.

[2] શિક્ષા છન્દઃ વ્યાકરણ નિરુક્ત જ્યોતિઃ અને કલ્પ એ ષડ્વેદાઙ્ગસહિત.

[3] 'स्वाध्यायोऽध्येतव्यः', अष्टवर्षं ब्राह्मणमुपनयीत, साङ्गो वेदोऽध्येयो ज्ञेयः એ વિધિવાક્યોમાં અધ્યયનવિધિ પ્રકટ છે.

[4] વેદના ષડ્ અઙ્ગમાં શિક્ષા અને છન્દનો વેદપાઠમાં, વ્યાકરણ અને નિરુક્તનો અર્થજ્ઞાનમાં, અને જ્યોતિઃ અને કલ્પનો યજ્ઞાનુષ્ઠાનમાં ઉપયોગ થાય છે.

# વધારો.

મુંબઈમાં ગોસ્વામીશ્રી ૬.ગોકુલનાથજીને ત્યાં તૃતીય લાલનાશ્રીનું ને રાજનગરમાં ગોસ્વામીશ્રી ૬.મધુસુદનલાલજીને ત્યાં દ્વિતીય લાલનાશ્રીનું પ્રાકટ્ય થયું છે.

પ્રકાશક.

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે.

૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિનાં નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણપરમાત્મા જ છે.

૩. જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, સ્વતઃ વ્યાપક નથી.

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે.

૬. સર્વોપરિ વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.

૭. શ્રીકૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, અર્થાત્ વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ.

## बालको एकत्र थया ! ! !

બહુ વર્ષથી શ્રીગોસ્વામિબાલકોમાં 'તડ' હતાં. પ્રાયઃ પ્રતિવર્ષ ગુર્જરદેશમાં પધારતા શ્રીબાલકૃષ્ણલાલજીને આ કૃત્રિમ વિભાગ સ્વમાર્ગોત્કર્ષમાં બાધક ભાસતો, અને તેથી 'તડ'ની નિવૃત્તિ કરીને સર્વ શ્રીગોસ્વામિબાલકોનું ઐક્ય કરવાને યથાશક્તિ પ્રયાસ કરતા. મથુરામાં એમના આસુરવ્યામોહપ્રસંગે બહુ બાલકો ભેગા થઈ ગયા હતા, તે સર્વ પ્રતિ અ નિજ અન્તિમ ઇચ્છાની ફલરૂપતા સૂચવી હતી. આ હિતાવહ ઇચ્છાનું અનુમોદન કરીને સં બાલકોએ મથુરામાં સહભોજ કરીને તડની નિવૃત્તિ કરી છે. અમુક ભેદને લીધે શ્રીદેવકીનન્દન જીનાં લાલજી ચિ. શ્રીવલ્લભલાલજીની 'કટોરી' અદ્યાપિ બંધ છે, પરન્તુ શ્રીવલ્લભલાલજીને પોતાની વિરુદ્ધ કાંઇ પણ નહિ હોવાથી સ્વલ્પ સમયમાં તેમનો પણ વ્યવહાર સંસિદ્ધ થઈ જ જશે. ગુરુઓની આ એકતા વૈષ્ણવોએ પણ ગ્રહણ કરવા યોગ્ય છે. અભેદમાં ભેદને અવ કાશ પ્રાપ્ત થઈ ગયો હોય તથાપિ શ્રીમત્પ્રભુચરણના અનન્ય શરણથી પાપનિર્મુક્ત થઈ પ્રભુકૃપાથી જે સ્વમાર્ગસેવા સુશક્ય લાગે તે પ્રસન્નતાથી કરવાને શુદ્ધ અદ્વૈત જ સ્વીકારવું

## धार्मिक शिक्षण.

મુંબાઈમાં ભાટીઆ હાઇસ્કૂલમાં માત્ર નૈતિક જ નહિ પરન્તુ ધાર્મિક શિક્ષણ પણ અપાય છે એ સન્તોષપ્રદ છે. કહે છે કે ધાર્મિક શિક્ષણમાં કાંઇ વ્યવધાન પ્રાપ્ત થયું હ પરન્તુ ભગવત્કૃપાથી તે અત્યન્ત નિવૃત્ત થઈ ગયું છે. પ્રભુકૃપાથી સ્વલ્પ સમયમાં એવ છાત્રો એ સ્કૂલમાંથી બહાર પડશે કે જે શ્રીમદ્વલ્લભાધીશ્વરની સર્વદેશીય ઉત્કૃષ્ટોત્કૃષ્ટતા સોત્સાહ સિદ્ધ કરવામાં નિજ જીવન અર્પશે. કુમારોપયોગિની ધર્મપાઠાવલિ યોજવાને સ તેલીવાલાની યોજના કરી છે, અને તે કાર્યાર્થ (રૂ. ૨૦૦૦)નાં પુસ્તકો પણ શ... ને ધીરવામાં આવ્યાં છે, જે ગ્રંથો પાઠાવલિ સિદ્ધ થયે શ. તેલીવાલા ભાટીઆ સાર્વ લાઇબ્રેરિને અર્પણ કરશે.

ક્રિયાશક્તિને વિષે પ્રવિષ્ટ ક્રિયાશક્તિમાન્ નિત્યસિદ્ધ શ્રીકૃષ્ણનું જ પ્રતિપાદન છે એ ધ્યાનમાં રાખવાથી ભગવાન્ જ પ્રવર્તક નિવર્તક અને ફલદાતા છે એ ઔપનિષદ સિદ્ધાન્ત પણ સુદૃઢ થશે. પૂર્વકાણ્ડનું પર્યવસાન કેવલ વિધિનિષેધમાં જ થતું નથી, પરન્તુ સર્વપ્રવર્તક સર્વનિવર્તક સર્વફલદાતા નિત્યસિદ્ધ શ્રીકૃષ્ણમાં જ થાય છે, તેથી ભગવદ્રૂપયજ્ઞદ્વારા શ્રીકૃષ્ણની ભક્તિ એ જ પૂર્વકાણ્ડનું પણ રમણીય સ્વારસ્ય છે. આ વિચારશૈલી અન્ય રામાનુજાદિ વૈષ્ણવમાર્ગીય ગ્રંથોમાં પણ સુપ્રસિદ્ધ જ છે.

**वेदना उत्तरकाण्डना अर्थनो निष्कर्ष.**

ભગવન્નિઃશ્વાસાત્મક મન્ત્રબ્રાહ્મણાત્મક વેદના યજ્ઞપ્રતિપાદક ભાગને 'પૂર્વકાણ્ડ' કહે છે, તેમ ભગવન્નિઃશ્વાસાત્મક મન્ત્રબ્રાહ્મણાત્મક વેદના બ્રહ્મપ્રતિપાદક શિરોરૂપ ઉપનિષદ્‌ને 'ઉત્તરકાંડ' કહે છે. પૂર્વકાંડમાં ક્રિયાશક્તિ અથવા ક્રિયાધર્મને વિષે પ્રવિષ્ટ ક્રિયાવાન્ ધર્મી યજ્ઞનું પ્રતિપાદન છે, તેમ ઉત્તરકાણ્ડમાં જ્ઞાનશક્તિ વા જ્ઞાનધર્મને વિષે પ્રવિષ્ટ જ્ઞાનવિશિષ્ટ ધર્મિ બ્રહ્મનું પ્રતિપાદન છે. પૂર્વકાણ્ડપ્રતિપાદિત અગ્નિહોત્રાદિ પંચ યજ્ઞ આનન્દાકાર શ્રીકૃષ્ણના શ્રીહસ્તકમલ શ્રીચરણારવિન્દ અને શ્રીકટિ છે, તેમ ઉપનિષત્પ્રતિપાદિત બ્રહ્મ આનન્દાકાર શ્રીકૃષ્ણનો શિરોભાગ છે. યજ્ઞક્રિયાથી આવરણનો ભંગ થઈને ક્રિયાવાન્ યજ્ઞપુરુષનો આવિર્ભાવ થાય છે, તેમ વૃત્તિથી આવરણનો ભંગ થઈને જ્ઞાનવિશિષ્ટ ધર્મિ બ્રહ્મનો આવિષ્કાર થાય છે. પૂર્વકાણ્ડમાં યજ્ઞાનુષ્ઠાનથી આવરણનો ભંગ થઈને યજ્ઞપુરુષનો પ્રાદુર્ભાવ થાય છે, તેમ ઉત્તરકાણ્ડમાં ગુરૂપસત્તિથી આવરણનો ભંગ થઈને બ્રહ્મનો પ્રાદુર્ભાવ થાય છે. પૂર્વકાણ્ડમાં યજ્ઞસ્વરૂપ શ્રીકૃષ્ણના રમણનું નિરૂપણ છે, તેમ ઉત્તરકાણ્ડમાં બ્રહ્મસ્વરૂપ શ્રીકૃષ્ણના રમણનું નિરૂપણ છે. ક્રિયાશક્તિ અથવા ક્રિયાધર્મનો અંગીકાર કરીને શ્રીકૃષ્ણ ક્રિયાવાન્ યજ્ઞસ્વરૂપ ધારણ કરીને જે રમણ કરે છે તેનું નિરૂપણ પૂર્વકાણ્ડમાં છે, તેમ જ્ઞાનશક્તિ અથવા જ્ઞાનધર્મનો અંગીકાર કરીને શ્રીકૃષ્ણ જ્ઞાનવિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ ધારણ કરીને જે રમણ કરે છે તેનું નિરૂપણ ઉત્તરકાણ્ડમાં છે, તેથી ભગવદ્રૂપબ્રહ્મજ્ઞાનદ્વારા શ્રીકૃષ્ણની ભક્તિ એ જ ઉત્તરકાણ્ડનું રમણીય સ્વારસ્ય છે. અત્ર આ તાત્પર્ય છે. ભગવાનનાં ત્રણ સ્વરૂપ છે, (૧) ક્રિયાને વિષે પ્રવિષ્ટ ક્રિયાવાન્ યજ્ઞસ્વરૂપ, (૨) જ્ઞાનને વિષે પ્રવિષ્ટ જ્ઞાનવિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ, અને (૩) ક્રિયા અને જ્ઞાન એ ઉભયે કરીને વિશિષ્ટ શ્રીકૃષ્ણસ્વરૂપ. આ ત્રણ સ્વરૂપમાંથી યજ્ઞાત્મક અને બ્રહ્માત્મક એ ઉભય સ્વરૂપનું પ્રતિપાદન વેદના પૂર્વ અને ઉત્તરકાણ્ડમાં અનુક્રમે કર્યું છે, અને જ્ઞાનક્રિયોભયવિશિષ્ટ શ્રીકૃષ્ણનું સમાસત પ્રતિપાદન શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં અને વિસ્તરત પ્રતિપાદન શ્રીમદ્‌ભાગવતરૂપ સમાધિભાષામાં કર્યું છે. આ રહસ્ય સમજ્યા વિના નિરીશ્વર મીમાંસકોએ પણ પૂર્વકાણ્ડનો અનર્થ કરીને સર્વવિપ્લવ કર્યો છે, તેમ માયાવાદીએ ઉત્તરકાણ્ડનો અનર્થ કરીને સર્વવિપ્લવ કર્યો છે. પૂર્વમીમાંસા ઉપર ભાષ્ય પ્રકટ કરીને શ્રીમદ્વલ્લભાચાર્યજીએ નિરીશ્વર મીમાંસકોની ભ્રાન્તિનું નિવારણ કર્યું છે, તેમ જ ઉત્તરમીમાંસા ઉપર શ્રીમદ્ભાષ્ય[1] અને अणुभाष्य એમ બે ભાષ્ય પ્રકટ કરીને શ્રીમદ્વલ્લભાચાર્યજીએ માયાવાદીની ભ્રાન્તિનું નિવારણ કરીને શુદ્ધ સનાતન બ્રહ્મવાદ પ્રસિદ્ધ કર્યો છે અને શ્રીમદ્‌ભાગવત ઉપર તત્ત્વદીપનિબન્ધ તત્પ્રકાશ અને શ્રીસુબોધિનીજી—

---

[1] આ બૃહદ્ ભાષ્ય પ્રાપ્ત કરીને પ્રસિદ્ધ કરવામાં વિત્તવાન્ અને વિદ્યાવાન્ વૈષ્ણવના ઐક્યની અપેક્ષા છે.

પ્રભૃતિ પ્રકટ કરીને જ્ઞાનક્રિયોભયવિશિષ્ટ પુરુષોત્તમની ભક્તિમાં આર્યશાસ્ત્રનો રમ્ય ફલાસ્વાદ કરાવ્યો છે.

शुद्ध सनातन ब्रह्मवाद.

સ્વતઃપ્રમાણ પ્રમાણમૂર્ધન્ય વેદના યજ્ઞપ્રતિપાદક પૂર્વકાણ્ડમાં લીલાવિશિષ્ટ શ્રીકૃષ્ણના યજ્ઞસ્વરૂપનું નિરૂપણ છે, અને બ્રહ્મપ્રતિપાદક ઉત્તરકાણ્ડમાં અથવા વેદાન્તમાં લીલાવિશિષ્ટ શ્રીકૃષ્ણના બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ છે: સર્વ યાવન્માત્ર વેદાન્ત અથવા ઉપનિષદ્‌માં વિવિધ પ્રકારે શુદ્ધ નિર્ગુણ સચ્ચિદાનંદ બ્રહ્મનું જ અનેકધા પ્રતિપાદન કરેલું છે, અને શ્રીમદ્વેદવ્યાસજી પણ બ્રહ્મસૂત્રમાં આ શુદ્ધ નિર્ગુણ સચ્ચિદાનન્દ બ્રહ્મનો જ વિચાર આરંભે છે. પ્રથમ સૂત્રમાં[1] બ્રહ્મ બધી યાવન્માત્રના વિચારની પ્રતિજ્ઞા કરીને શ્રીમદ્વેદવ્યાસજી આ શુદ્ધ નિર્ગુણ સચ્ચિદાનન્દસ્વરૂપ બ્રહ્મનું યથાશ્રુત વૈદિક લક્ષણ[2] આપતાં જણાવે છે કે 'જેમાંથી આ જગત્‌નાં જન્માદિ થાય છે તે બ્રહ્મ.' સર્વવેદાન્તપ્રતિપાદ્ય શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મ સદ્રૂપે ચિદ્રૂપે અને આનન્દરૂપે આ જગત્ અથવા પ્રપંચનું ઉપાદાન[3] નિમિત્ત[4] અને કર્તા[5] છે. શુદ્ધ નિર્ગુણ જ સદ્રૂપ ચિદ્રૂપ અને આનન્દરૂપ આધિદૈવિક વા આધ્યાત્મિક બ્રહ્મ આધિભૌતિક જગત્સ્વરૂપે પરિણામ[6] પામે છે, તેથી આ આધિભૌતિક પ્રપંચ શુદ્ધ નિર્ગુણ સદ્રૂપ ચિદ્રૂપ અને આનન્દરૂપ આધિદૈવિક બ્રહ્મની આત્મકૃતિ[7] છે, સુકૃતિ છે. સચ્ચિદાનન્દરૂપ[8] જ બ્રહ્મ વ્યાપક[9]

---

૧. अथातो ब्रह्मजिज्ञासा ।

૨. जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् ।

૩. इदं सर्वं यदयमात्मा, आत्मैवेदं सर्वम्, स सर्वं भवति, ब्रह्म तं परात्, स आत्मानं स्वयमकुरुत, एकमेवाद्वितीयम्, वाचारंभणं विकारः ઇત્યાદિ શ્રુતિમાં શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મને જગત્‌નું ઉપાદાન કારણ સ્પષ્ટ કહ્યું છે. ગાર્ગિબ્રાહ્મણમાં તો તન્તુપટવત્ બ્રહ્મની સમવાયિતાનો અથવા તાદાત્મ્યનો નિસ્સન્દિગ્ધ ઉપદેશ છે, અને સૂત્રકારે પણ प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् સૂત્રમાં બ્રહ્મની ઉપાદાનતા જ સૂત્રી છે.

૪. तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને નિમિત્ત કારણ કહ્યું છે.

૫. स आत्मानं स्वयमकुरुत ઇત્યાદિ શ્રુતિમાં કર્તૃત્વ તો સ્પષ્ટ જ છે.

૬. એક જ શુદ્ધ અવિકૃત બ્રહ્મ જગદ્રૂપે પરિણમે છે, તેથી બ્રહ્મ જ જગત્‌નું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. શુદ્ધ સનાતન બ્રહ્મવાદમાં શુદ્ધ નિર્ગુણ બ્રહ્મને જ જગતનું કર્તૃ અને અભિન્નનિમિત્તોપાદાન કારણ કહ્યું છે.

૭. आत्मकृतेः परिणामात् સૂત્રમાં શ્રીમદ્વેદવ્યાસજીએ પણ બ્રહ્મનું અભિન્નનિમિત્તોપાદાનત્વ સિદ્ધ કરવાને અવિકૃત બ્રહ્મનું પરિણામ જ માન્યું છે, વિવર્ત માન્યું નથી. શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપે અવિકૃતપરિણામવાદનો રમણીય પ્રકાશ કર્યો છે.

૮. નિરોહિતાનન્દ શારીર જીવાત્મામાં વ્યાપકત્વાદિ ધર્મ નથી, તેથી સર્વ વેદાન્તનું પર્યવસાન અમારા જીવમાં જ થઈ જતું નથી, પરન્તુ આત્માના પણ આત્મા પરબ્રહ્મમાં જ સર્વ વેદાન્તનું પર્યવસાન થાય છે. લોકવેદમાં જીવની પ્રસિદ્ધિ નથી, પરન્તુ પરબ્રહ્મ જ લોકવેદમાં સચ્ચિદાનન્દસ્વરૂપે પ્રસિદ્ધ છે.

૯. દેશકૃત કાલકૃત અને વસ્તુકૃત એમ ત્રિવિધ પરિચ્છેદથી રહિત બ્રહ્મ છે, તેથી સજાતીય વિજાતીય અને સ્વગત એમ ત્રિવિધ ભેદથી પણ બ્રહ્મ વિવર્જિત છે. અન્તર્યામી જીવ અને જડ એ ત્રણેમાં બ્રહ્મનો સમ્યક્ અન્વય છે. બ્રહ્મનું આ સમ્યક્ અનુસ્યૂતત્વ એ જ ઐશ્વર્ય.

ક્રિયાશક્તિને વિષે પ્રવિષ્ટ ક્રિયાશક્તિમાન્ નિત્યસિદ્ધ શ્રીકૃષ્ણનું જ પ્રતિપાદન છે એ ધ્યાનમાં રાખવાથી ભગવાન્ જ પ્રવર્તક નિવર્તક અને ફલદાતા છે એ ઔપનિષદ સિદ્ધાન્ત પણ સુદૃઢ થશે. પૂર્વકાણ્ડનું પર્યવસાન કેવલ વિધિનિષેધમાં જ થતું નથી, પરન્તુ સર્વપ્રવર્તક સર્વનિવર્તક સર્વફલદાતા નિત્યસિદ્ધ શ્રીકૃષ્ણમાં જ થાય છે, તેથી ભગવદ્રૂપયજ્ઞદ્વારા શ્રીકૃષ્ણની ભક્તિ એ જ પૂર્વકાણ્ડનું પણ રમણીય સ્વારસ્ય છે. આ વિચારશૈલી અન્ય રામાનુજાદિ વૈષ્ણવમાર્ગીય ગ્રંથોમાં પણ સુપ્રસિદ્ધ જ છે.

**વેદના ઉત્તરકાણ્ડના અર્થનો નિષ્કર્ષ.**

ભગવન્નિઃશ્વાસાત્મક મન્ત્રબ્રાહ્મણાત્મક વેદના યજ્ઞપ્રતિપાદક ભાગને 'પૂર્વકાણ્ડ' કહે છે, તેમ ભગવન્નિઃશ્વાસાત્મક મન્ત્રબ્રાહ્મણાત્મક વેદના બ્રહ્મપ્રતિપાદક શિરોરૂપ ઉપનિષદ્‌ને 'ઉત્તરકાંડ' કહે છે. પૂર્વકાંડમાં ક્રિયાશક્તિ અથવા ક્રિયાધર્મને વિષે પ્રવિષ્ટ ક્રિયાવાન્ ધર્મી યજ્ઞનું પ્રતિપાદન છે, તેમ ઉત્તરકાણ્ડમાં જ્ઞાનશક્તિ વા જ્ઞાનધર્મને વિષે પ્રવિષ્ટ જ્ઞાનવિશિષ્ટ ધર્મિ બ્રહ્મનું પ્રતિપાદન છે. પૂર્વકાણ્ડપ્રતિપાદિત અગ્નિહોત્રાદિ પંચ યજ્ઞ આનન્દાકાર શ્રીકૃષ્ણના શ્રીહસ્તકમલ શ્રીચરણારવિન્દ અને શ્રીકટિ છે, તેમ ઉપનિષત્પ્રતિપાદિત બ્રહ્મ આનન્દાકાર શ્રીકૃષ્ણનો શિરોભાગ છે. યજ્ઞક્રિયાથી આવરણનો ભંગ થઈને ક્રિયાવાન્ યજ્ઞપુરુષનો આવિર્ભાવ થાય છે, તેમ શ્રુતિથી આવરણનો ભંગ થઈને જ્ઞાનવિશિષ્ટ ધર્મિ બ્રહ્મનો આવિષ્કાર થાય છે. પૂર્વકાણ્ડમાં યજ્ઞાનુષ્ઠાનથી આવરણનો ભંગ થઈને યજ્ઞપુરુષનો પ્રાદુર્ભાવ થાય છે, તેમ ઉત્તરકાણ્ડમાં શુરૂપભક્તિથી આવરણનો ભંગ થઈને બ્રહ્મનો પ્રાદુર્ભાવ થાય છે. પૂર્વકાણ્ડમાં યજ્ઞસ્વરૂપ શ્રીકૃષ્ણના રમણનું નિરૂપણ છે, તેમ ઉત્તરકાણ્ડમાં બ્રહ્મસ્વરૂપ શ્રીકૃષ્ણના રમણનું નિરૂપણ છે. ક્રિયાશક્તિ અથવા ક્રિયાધર્મનો અંગીકાર કરીને શ્રીકૃષ્ણ ક્રિયાવાન્ યજ્ઞસ્વરૂપ ધારણ કરીને જે રમણ કરે છે તેનું નિરૂપણ પૂર્વકાણ્ડમાં છે, તેમ જ્ઞાનશક્તિ અથવા જ્ઞાનધર્મનો અંગીકાર કરીને શ્રીકૃષ્ણ જ્ઞાનવિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ ધારણ કરીને જે રમણ કરે છે તેનું નિરૂપણ ઉત્તરકાણ્ડમાં છે, તેથી ભગવદ્રૂપબ્રહ્મજ્ઞાનદ્વારા શ્રીકૃષ્ણની ભક્તિ એ જ ઉત્તરકાંડનું રમણીય સ્વારસ્ય છે. અત્ર આ તાત્પર્ય છે. ભગવાનનાં ત્રણ સ્વરૂપ છે, (૧) ક્રિયાને વિષે પ્રવિષ્ટ ક્રિયાવાન્ યજ્ઞસ્વરૂપ, (૨) જ્ઞાનને વિષે પ્રવિષ્ટ જ્ઞાનવિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ, અને (૩) ક્રિયા અને જ્ઞાન એ ઉભયે કરીને વિશિષ્ટ શ્રીકૃષ્ણસ્વરૂપ. આ ત્રણ સ્વરૂપમાંથી યજ્ઞાત્મક અને બ્રહ્માત્મક એ ઉભય સ્વરૂપનું પ્રતિપાદન વેદના પૂર્વ અને ઉત્તરકાણ્ડમાં અનુક્રમે કર્યું છે, અને જ્ઞાનક્રિયોભયવિશિષ્ટ શ્રીકૃષ્ણનું સમાસતઃ પ્રતિપાદન શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં અને વિસ્તરત પ્રતિપાદન શ્રીમદ્‌ભાગવતરૂપ સમાધિભાષામાં કર્યું છે. આ રહસ્ય સમજ્યા વિના નિરીશ્વર મીમાંસકોએ પણ પૂર્વકાણ્ડનો અનર્થ કરીને સર્વવિપ્લવ કર્યો છે, તેમ માયાવાદીએ ઉત્તરકાણ્ડનો અનર્થ કરીને સર્વવિપ્લવ કર્યો છે. પૂર્વમીમાંસા ઉપર ભાષ્ય પ્રકટ કરીને શ્રીમદ્વલ્લભાચાર્યજીએ નિરીશ્વર મીમાંસકોની ભ્રાન્તિનું નિવારણ કર્યું છે, તેમ જ ઉત્તરમીમાંસા ઉપર શ્રીમદ્ભાષ્ય[1] અને અણુભાષ્ય એમ બે ભાષ્ય પ્રકટ કરીને શ્રીમદ્વલ્લભાચાર્યજીએ માયાવાદીની ભ્રાન્તિનું નિવારણ કરીને શુદ્ધ સનાતન બ્રહ્મવાદ પ્રસિદ્ધ કર્યો છે અને શ્રીમદ્‌ભાગવત ઉપર તત્ત્વદીપનિબંધ તત્પ્રકાશ અને શ્રીસુબોધિનીજી—

---

૧. "આ બૃહદ્ ભાષ્ય પ્રાપ્ત કરીને પ્રસિદ્ધ કરવામાં વિદ્વાન્ અને વિદ્યાવાન્ વૈષ્ણવના ઐક્યની અપેક્ષા છે."

પ્રભૃતિ પ્રકટ કરીને જ્ઞાનક્રિયોભયવિશિષ્ટ પુરુષોત્તમની ભક્તિમાં આર્યશાસ્ત્રનો રમ્ય ફલાસ્વાદ કરાવ્યો છે.

**शुद्ध सनातन ब्रह्मवाद.**

સ્વતઃપ્રમાણ પ્રમાણમૂર્ધન્ય વેદના યજ્ઞપ્રતિપાદક પૂર્વકાણ્ડમાં લીલાવિશિષ્ટ શ્રીકૃષ્ણના યજ્ઞસ્વરૂપનું નિરૂપણ છે, અને બ્રહ્મપ્રતિપાદક ઉત્તરકાણ્ડમાં અથવા વેદાન્તમાં લીલાવિશિષ્ટ શ્રીકૃષ્ણના બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ છે. સર્વ યાવન્માત્ર વેદાન્ત અથવા ઉપનિષદ્‌માં વિવિધ પ્રકારે શુદ્ધ નિર્ગુણ સચ્ચિદાનંદ બ્રહ્મનું જ અનેકધા પ્રતિપાદન કરેલું છે, અને શ્રીમદ્‌વ્યાસજી પણ બ્રહ્મસૂત્રમાં આ શુદ્ધ નિર્ગુણ સચ્ચિદાનન્દ બ્રહ્મનો જ વિચાર આરંભે છે. પ્રથમ સૂત્રમાં[1] બ્રહ્મસંબંધી યાવન્માત્રના વિચારની પ્રતિજ્ઞા કરીને શ્રીમદ્‌વ્યાસજી આ શુદ્ધ નિર્ગુણ સચ્ચિદાનન્દસ્વરૂપ બ્રહ્મનું યથાશ્રુત વૈદિક લક્ષણ[2] આપતાં જણાવે છે કે 'જેમાંથી આ જગતનાં જન્માદિ થાય છે તે બ્રહ્મ.' સર્વવેદાન્તપ્રતિપાદ્ય શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મ સદ્રૂપે ચિદ્રૂપે અને આનન્દરૂપે આ જગત્ અથવા પ્રપંચનું ઉપાદાન[3] નિમિત્ત[4] અને કર્તા[5] છે. શુદ્ધ નિર્ગુણ જ સદ્રૂપ ચિદ્રૂપ અને આનન્દરૂપ આધિદૈવિક વા આધ્યાત્મિક બ્રહ્મ આધિભૌતિક જગત્સ્વરૂપે પરિણામ[6] પામે છે, તેથી આ આધિભૌતિક પ્રપંચ શુદ્ધ નિર્ગુણ સદ્રૂપ ચિદ્રૂપ અને આનન્દરૂપ આધિદૈવિક બ્રહ્મની આત્મકૃતિ[7] છે, સુકૃતિ છે. સચ્ચિદાનન્દરૂપ[8] જ બ્રહ્મ વ્યાપક[9]

---

૧. अथातो ब्रह्मजिज्ञासा ।

૨. जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् ।

૩. इदं सर्वं यदयमात्मा, आत्मैवेदं सर्वम्, स सर्वं भवति, ब्रह्म तं परात्, स आत्मानं स्वयमकुरुत, एकमेवाद्वितीयम्, वाचारंभणं विकारः ઇત્યાદિ શ્રુતિમાં શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ સ્પષ્ટ કર્યું છે. ગાર્ગિબ્રાહ્મણમાં તો તન્તુપટવત્ બ્રહ્મની સમવાયિતાનો અથવા તાદાત્મ્યનો નિષ્પ્રતિબન્ધ ઉપદેશ છે, અને સૂત્રકારે પણ प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् સૂત્રમાં બ્રહ્મની ઉપાદાનતા જ સૂચી છે.

૪. तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને નિમિત્ત કારણ કહ્યું છે.

૫. स आत्मानं स्वयमकुरुत ઇત્યાદિ શ્રુતિમાં કર્તૃત્વ તો સ્પષ્ટ જ છે.

૬. એક જ શુદ્ધ અવિકૃત બ્રહ્મ જગદ્રૂપે પરિણમે છે, તેથી બ્રહ્મ જ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. શુદ્ધ સનાતન બ્રહ્મવાદમાં શુદ્ધ નિર્ગુણ બ્રહ્મને જ જગતનું કર્તા અને અભિન્નનિમિત્તોપાદાન કારણ કહ્યું છે.

૭ आत्मकृतेः परिणामात् સૂત્રમાં શ્રીમદ્‌વ્યાસજીએ પણ બ્રહ્મનું અભિન્નનિમિત્તોપાદાનત્વ સિદ્ધ કરવાને અવિકૃત બ્રહ્મનું પરિણામ જ માન્યું છે, વિવર્ત માન્યું નથી. શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપે અવિકૃતપરિણામવાદનો રમણીય પ્રકાશ કર્યો છે.

૮. તિરોહિતાનન્દ શારીર જીવાત્મામાં વ્યાપકત્વાદિ ધર્મ નથી, તેથી સર્વ વેદાન્તનું પર્યવસાન બ્રહ્માંશ જીવમાં જ થઈ જતુ નથી, પરન્તુ આત્માના પણ આત્મા પરબ્રહ્મમાં જ સર્વ વેદાન્તનું પર્યવસાન થાય છે. લોકવેદમાં જીવની પ્રસિદ્ધિ નથી, પરન્તુ પરબ્રહ્મ જ લોકવેદમાં સચ્ચિદાનન્દસ્વરૂપે પ્રસિદ્ધ છે.

૯. દેશકૃત કાલકૃત અને વસ્તુકૃત એમ ત્રિવિધ પરિચ્છેદથી રહિત બ્રહ્મ છે; તેથી સજાતીય વિજાતીય અને સ્વગત એમ ત્રિવિધ ભેદથી પણ બ્રહ્મ વિવર્જિત છે. અન્તર્યામી જીવ અને જડ એ ત્રણેમાં બ્રહ્મનો સમ્યક્ અન્વય છે. બ્રહ્મનું આ સમ્યક્ અનુસ્યૂતત્વ એ જ ઐશ્વર્ય.

અવ્યય[1] 'સર્વશક્તિ[2] સ્વતન્ત્ર[3] સર્વજ્ઞ[4] અને ગુણવર્જિત[5] અર્થાત્ નિર્ગુણ છે.

---

૧. अविनाशी वारेयमात्मानुच्छित्तिधर्मा શ્રુતિમાં બ્રહ્મને અવિનાશી કહીને બ્રહ્મને વિષે જે જે ધર્મ છે તે તે સર્વ જ ધર્મોની પણ અનુચ્છિત્તિ કહી છે. કેવલ બ્રહ્મની જ ઉચ્છિત્તિ અથવા વિનાશ નથી, એટલું જ વકતવ્ય હોત તો માત્ર અવિનાશી પદથી જ તેટલા વકતવ્યનો બોધ થઈ રહે છે જ, તેથી अनुच्छित्तिधर्मा એમ વિશેષ વદવાની આવશ્યકતા ન હતી. પરન્તુ શ્રુતિ તો अविनाशी પદ યોજીને ત્વરિત જ વદે છે, કે वारेयमात्मानुच्छित्तिधर्मा 'રે એ આત્માના ધર્મની ઉચ્છિત્તિ નથી.' કેવલ બ્રહ્મ જ નહિ પરન્તુ બ્રહ્મને વિષે જે જે ધર્મ છે તે તે સર્વ ધર્મ પણ ઉચ્છિત્તિરહિત બ્રહ્માત્મક જ છે, એ બ્રહ્મનું અચ્યુત વીર્ય અથવા બ્રહ્મનો અચ્યુત ધર્મ. नोच्छित्तिर्येषा तेनुच्छित्तय:, अनुच्छित्तयो धर्मा यस्य सोनुच्छित्तिधर्मा એમ અત્ર બહુવ્રીહિસમાસ યોજવો. કેવલનિર્ધર્મકવાદીએ સ્થિર ચિત્તે આ શ્રુતિનું મનન કરીને સાક્ષાત્ શ્રુતિબલે જ સ્વપક્ષની દુર્બલતા અનુભવવી.

૨. य सर्वज्ञः सर्वशक्तिः શ્રુતિમાં બ્રહ્મને વિષે સર્વ શક્તિ કહી છે. બ્રહ્મને કેવલ નિર્ધર્મક માનતાં બ્રહ્મની ઉપાસના જ અશક્ય થઈ જાય, બ્રહ્મની પ્રાપ્તિ જ ન થાય, અને બ્રહ્મ ફલ પણ ન કહેવાય, અર્થાત્ બ્રહ્મને કેવલ નિર્ધર્મક માનતાં ब्रह्मविदाप्नोति परम् એ ફલસમ્બન્ધિની શ્રુતિનો અને फलमत उपपत्तेः સૂત્રનો પણ વિરોધ પ્રાપ્ત થાય, એટલું જ નહિ પણ સમગ્ર સમન્વયાધ્યાયનું જ વૈયર્થ્ય પ્રાપ્ત થાય. બ્રહ્મ સર્વશક્તિ એ બ્રહ્મનું યશ.

૩. य सर्वज्ञः सर्वशक्तिः મુણ્ડકશ્રુતિમાં બ્રહ્મની સ્વતન્ત્રતાનું શ્રવણ છે, જે નિરવધિ-જ્ઞાનક્રિયાશક્તિયુક્ત હોય છે તે સ્વતન્ત્ર પણ હોય છે. 'सर्वशक्तिः' ને સ્થલે કેટલાક सर्ववित् પાઠ અંગીકાર કરે છે, તે પક્ષમાં परास्य शक्तिर्विविधैव श्रूयते શ્વેતાશ્વતરશ્રુતિ બ્રહ્મમાં સર્વ-શક્તિત્વ સમર્પે છે. सर्वस्य वशी सर्वस्येशानः શ્રુતિ તો સાક્ષાત્ જ બ્રહ્મની સ્વતન્ત્રતા ઉપદેશે છે. સ્વતન્ત્ર હોવાથી બ્રહ્મ કર્તૃ પણ છે, બ્રહ્મ સ્વતન્ત્ર એ બ્રહ્મની શ્રી.

૪. तमेव भान्तमनुभाति सर्वं શ્રુતિમાં બ્રહ્મની સ્વરૂપતઃ સર્વાવભાસકતાનું શ્રવણ છે, स सर्वधीवृत्त्यनुभूतसर्वः વાક્ય પણ સર્વબુદ્ધિવૃત્તિથી સકલ જ્ઞાન બ્રહ્મમાં હોવાનું જણાવે છે, અર્થાત્ સ્વરૂપતઃ અને સર્વબુદ્ધિવૃત્તિતઃ એમ દ્વિગુણ સર્વજ્ઞત્વ બ્રહ્મને વિષે છે. આથી પણ અર્થાત્ જ બ્રહ્મનું સ્વાતન્ત્ર્ય પ્રાપ્ત થઈ રહે છે. બ્રહ્મ સર્વજ્ઞ એ બ્રહ્મનું જ્ઞાન.

૫. અર્થાત્ પ્રાકૃતગુણવર્જિત. एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलोनिर्गुणश्च શ્રુતિમાં देवः અને निर्गुणः નો સમન્વય ઘટાવવાથી બ્રહ્મની નિર્ગુણતાનું સ્વરૂપ સ્પષ્ટ થઈ રહે છે. देवःશબ્દવડે દિવ્યતાનો સાક્ષાદ્ બોધ કરાવીને દિવ્યતારૂપ યુક્તિપૂર્વક શ્રુતિએ નિર્ગુણતા કથી, તેથી દિવ્યત્વથી પરિશિષ્ટ જે પ્રાકૃતગુણ તેનો જ બ્રહ્મમાં નિષેધ પ્રાપ્ત થાય છે, ગુણમાત્રનો—ધર્મમાત્રનો—નહિ. પ્રાકૃત ગુણનો બ્રહ્મને અસંગ અને તેથી બ્રહ્મ વિરાગિ. બ્રહ્મ નિર્ગુણ એ બ્રહ્મનું વૈરાગ્ય. વ્યાપક અવ્યય સર્વશક્તિ સ્વતન્ત્ર સર્વજ્ઞ અને ગુણવર્જિત એ પદ્પદ ક્રમશઃ ઐશ્વર્ય વીર્ય (અથવા ધર્મ) યશ શ્રી જ્ઞાન અને વૈરાગ્ય આ ષડ્ ધર્મ બોધીને લોકવેદપ્રસિદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ જ ભગવત્પદવાચ્ય છે એમ સ્પષ્ટ કરીને સ્વરૂપલક્ષણ અને કાર્યલક્ષણમાં પણ શુદ્ધ અદ્વૈત પ્રકટ કરે છે. સચ્ચિદાનંદ બ્રહ્મ તો 'પર' અને ભગવાન તો 'અપર' એ પરાપર બુદ્ધિનો પણ અત્ર અવકાશ નથી, જે સચ્ચિદાનંદ બ્રહ્મ તે જ ભગવાન.

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# શ્રીમદ્વલ્લભાચાર્યચરિત્ર.[1]

**મંગલાચરણ.** ગોપીનાથાંશસંભવ શ્રીવિઠ્ઠલગુરુને નમીને તેઓશ્રીના પિતાનું દિવ્ય ચરિત્ર યથાશ્રુત વર્ણું છું.

**પ્રાકટ્યપ્રયોજન અને અધ્યયન.** કમલલોચન લક્ષ્મીસહાયવાન્ વ્રજસીમન્તિનીકુચકુંકુમાંકિતવક્ષસ્થલવાન્ વનમાલા-વિરાજિત નવઘનશ્યામ નન્દરાજસૂનુ ભગવાન્ સ્વનિત્યલીલાદર્શનયોગ્ય પુષ્ટિમાર્ગીય જીવોને સ્વસેવામાર્ગમાં પ્રવેશ કરાવી પ્રેમભક્તિરસનિમગ્ન-ચિત્ત કરીને પુનઃ મુરલિકાનું શ્રવણ કરાવીને સ્વસમીપનયનાર્થ કલિમાં પણ ઉદ્યુક્ત થઈને મદનગોપાલસ્વરૂપપૂજનપરાયણ ભાવિકાર્યાર્થ પોતાથી જ ભક્તિમાર્ગમાં પ્રવેશિત પૂર્વતપોયુક્ત આન્ધ્રદેશીય બ્રાહ્મણ લક્ષ્મણભટ્ટના ગૃહમાં પોતે જ શ્રીવલ્લભાચાર્યસ્વરૂપે પ્રકટ થયા. તે પ્રકટેલા શ્રીવલ્લભાચાર્યશેખરને, કાશીમાર્ગમાં વિપિનમાં ( વનમાં ) અષ્ટમ માસે જન્મેલા જીવશે નહિ એમ પ્રાકૃતદૃષ્ટિથી ત્યજીને, માતાપિતા કાશી ગયા. પાછા ફરતાં ત્રણ વર્ષ પછી તે જ વિપિનદેશમાં આવીને સ્વ-તેજોમિમંડલથી પરિવેષ્ટિત કલ્પવૃક્ષવિનિર્ગતમકરન્દપાનવડે પુષ્ટ અલૌકિક દિવ્યરૂપનાં દર્શન કરીને ભગવદવતારરૂપ છે એમ જાણીને સ્વગ્રામ પ્રતિ આવ્યા. તેઓએ આચાર્યશેખરનું લાલન કર્યું. વેદાત્મક દિવ્ય શરીરનું પિતાએ સપ્તમે વર્ષે ઉપનયન કર્યું. વસુદેવતનયવત્ આચાર્યવર્યે પણ માત્ર એક વખત નિગદિતમાત્રથી ( કહેવામાત્રથી ) સમગ્ર જ વેદશાસ્ત્ર-પુરાણાદિકનું પણ અષ્ટમે વર્ષે અધ્યયન કર્યું. સર્વજ્ઞ છે એમ પિતાદિએ સમ્માન્યા. એટલા કાલથી ભગવાન શ્રીગોવર્ધનનાથજી પણ તે જ ગિરિવરમાં બાલરૂપે દેવદમનસંજ્ઞાથી પ્રકટ થયા. તે પ્રકાર પણ સ્પષ્ટ કરીએ છીએ.

**શ્રીનાથજીનું પ્રાકટ્ય અને માતાપિતાનો વિયોગ.** ગોવર્ધનસમીપગ્રામવાસી કોઇ દ્વિજવરની એક ગાય પ્રતિદિન પર્વતોપરિભાગસ્થ તૃણભક્ષણ કરીને પુષ્ટ. પણ ઘેર આવી દોહનસમયે કાંઇ પણ દુગ્ધ દેતી નહિ. તે ગાય બહુદુગ્ધવતી અને નિર્દોષલક્ષણ હોવા છતાં દુગ્ધ દેતી નથી એ જોઈને, ગોરક્ષને પુછ્યું. "આનું શું કારણ ?" "હું જાણીને કહીશ" એમ વિપ્રવરને કહીને દ્વિતીય દિવસે પર્વતા-રોહણ કરીને તે ગાયની દૃષ્ટિથી અગોચર રહીને તે ગોરક્ષક ગુપ્ત ચાલ્યો. તેના દેખતા તે ગાય, તે દિને પણ પ્રાતઃકાલે પર્વતારોહણક્ષણે જ કોઇ ઉપરિતન પ્રદેશમાં શિલારન્ધ્રમાં પ્રેમપૂર્વક નિજ આધમાંથી સમ્પૂર્ણ પણ દુગ્ધ વર્ષાવીને, યથેચ્છ ચરવા લાગી. તેવી જ રીતિએ પુનઃ સાયંકાલે પણ ક્ષીરદાન કરીને પર્વતથી ઉતરી ઘેર આવી ઉભી.

---

[1] શ્રીશ્રીમુરલીધરદાસવિરચિત શ્રીમદ્વલ્લભાચાર્યચરિત એ નામના સંસ્કૃત ગ્રંથનું આ ભાષાંતર છે. મૂલ ગ્રંથ પ્રકાશક તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો અને પુષ્ટિભક્તિસુધાના ગ્રાહકોને ભેટ તરીકે પણ આપવામાં આવ્યો હતો.

વિપ્રવરે આ રહસ્ય પશુપાલકના મુખથી જાણીને પર્વતસમીપના સર્વ ગ્રામવાસીઓના પ્રમુખ મહાકુટુમ્બી એક શ્રીકૃષ્ણના જ આશ્રયી સ્વમિત્ર સદ્દુપાણ્ડ્યાનામના વિપ્રને કહ્યું. બન્નેએ પણ સ્વજનસહિત પર્વતારોહણ કરીને ગોક્ષીરસ્રવથી પરિશોભિત શિલાને ઉત્થાપી. ત્યાં અંતર્ગત ગુહામાં નીલોત્પલશ્યામલ કમલનયન પીતવસન નવરત્નલસિત દિવ્યમુરલીધર માણિક્યકુણ્ડલધર બાલવેષ ભગવાન્ નન્દરાજકુમાર એકાકી વિહાર કરતા શ્રીગોવર્ધનનાથજીનાં તેમને દર્શન થયાં. તે બન્નેએ ભગવાનનું સન્માન કર્યું. નિજપ્રાકટ્યહેતુ શ્રીવલ્લભદીક્ષિતદર્શનાર્થ છે એમ વર્ણીને સદ્દુપાણ્ડ્યાખ્ય ભક્તોત્તમપાસેથી પ્રતિદિન બાલભોગરાજભોગાદિક પ્રાપ્ત કરીને શ્રીગોવર્ધનનાથજી ત્યાં જ સુખે સ્થિતિ કરતા, અને સર્વ ગ્રામવાસીઓ સદ્દુપાણ્ડ્યાખ્ય ભક્તવરની આજ્ઞાથી રસખણ્ડ[1]નવનીતક્ષીરદધ્યાદિક પ્રતિદિન ભક્તિથી તે ભગવાનને સમર્પી ભગવદ્દર્શનાનન્દાનુભવ કરતા અને શ્રીગોવર્ધનનાથજીની આજ્ઞાથી સેવામાર્ગપ્રવર્તક શ્રીમદાચાર્યના આગમનની પ્રતીક્ષા કર્યા કરતા. દ્વાદશવાર્ષિક આચાર્યવર્ય પિતાની સાથે શ્રીનિવાસદર્શનાર્થ વેંકટાદ્રિ પધાર્યા. ત્યાં આચાર્યવર્યના પિતા ન્યસ્તદેહ થઈ (દેહનો ત્યાગ કરી) ભગવત્પદને પ્રાપ્ત થયા. માતૃચરણ તો પૂર્વે જ સ્વગ્રામમાં ન્યસ્તદેહા થઈ ભગવત્સમીપ પધાર્યાં હતાં. નાનાદેશવર્તી પુષ્ટિજીવોના કલ્યાણાર્થે માતાપિતાનો વિયોગ (આવશ્યક) છે એમ મનમાં વિચારી ભગવાન્ શ્રીગોવર્ધનનાથજીએ શ્રીઆચાર્યશેખરને માતાપિતાનો વિયોગ કરાવ્યો. તદનન્તર ભગવદભિપ્રાયના પરિજ્ઞાનમાં કુશલ [2]આચાર્યતરણિ લોકપર્યટનશીલ થયા.

સંગરાગ વિવર્જીને શુકશાસ્ત્રૈકપારગ[3] ।
તદા આચાર્યમાર્તણ્ડે[4] પ્રારંભી ભૂપરિક્રમા ॥ ૧ ॥

**ભૂપરિક્રમા અને વિશાખાનગરમાં શાસ્ત્રાર્થ તેમજ કનકાભિષેક.**

કોઇક નગરમાં હર્મ્યતલપર[5] બેઠેલા વિભક્ત સ્વધનના દર્શનથી તુષ્ટ ચાર ભાઇમાંથી પુષ્ટિ જીવ હોવાથી એકને રાજમાર્ગે પધારેલા આચાર્યશેખરનાં શ્રીગોવર્ધનનાથરૂપે જ દર્શન થયાં કે તરત જ હર્મ્યતલથી ઉતરી વીથિકામાં બાલકવેષ આચાર્યવર્ય પાસે આવી સવિનય પ્રણામ કરી પ્રેમાનન્દથી આનંદિત થયા. 'આવ્યો?' એમ આચાર્યવર્યે સાદર પુછતાં, 'ભગવન્ હું આવ્યો' એમ પ્રત્યુત્તર દઈ, જેમ રઘુરામચંદ્રનું અનુગમન સૌમિત્રિએ કર્યું હતું તેમ તેમણે શ્રીમદાચાર્યનું અનુગમન કર્યું. તેમની સાથે આચાર્યશેખરે નગરથી બહાર ક્રોશમાત્ર જઈને વૃક્ષખણ્ડથી મંડિત ધરણીતલપર બિરાજી શ્રીકૃષ્ણગુણગાનનું સુખ અનુભવ્યું. "અનન્યપ્રયોજનભાવે[6] પ્રેમાનન્દપરવશ થઈ પ્રતિક્ષણ 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એમ કીર્તન કર" એ પ્રકારે તેમને ઉપદેશી, શ્રીમદ્ભાગવતનો રહસ્યાર્થ પણ વર્ણી તે પુષ્ટિમાગરસિકનો પોતાના પ્રથમ શિષ્યતરીકે અંગીકાર કર્યો. 'આહારશુદ્ધિથી સત્ત્વશુદ્ધિ' એ શ્રુતિના અર્થને

૧. મિશ્રી.
૨. સૂર્ય.
૩. શ્રીભાગવતના જ અદ્વિતીય પારગંતા
૪. સૂર્ય, ૫. અગાશી.
૬. નિષ્કામબુદ્ધિએ અનન્યવૃત્તિથી.

વર્તને કરીને પણ સ્પષ્ટ કરતા બાલક પણ આચાર્યવર્ય પિતૃવિયોગાનન્તર સ્વહસ્તપાક[1] જ ગૃહાર્ચારૂપ[2] શ્રીમદનગોપાલને અને શાલગ્રામરૂપ શ્રીગોવર્ધનનાથજીને સેવામાર્ગના ક્રમથી પ્રતિદિન નિવેદન કરવા લાગ્યા. સ્વતેજોમહિમાએ કરીને ત્યક્તઅન્યજન પરમવિરક્ત મહાભાગવતશિખામણિ સ્વશિષ્યવર્યનું સ્વસંપ્રદાયાનુસાર 'દામોદરદાસ' નામ પાડ્યું. 'દામોદરદાસ' નામ પ્રાપ્ત થયા પછી ભગવન્નિવેદનપાક પણ શ્રીમદાચાર્યશેખર તદ્દ્વારા જ કરાવતા[3]. દઢાનુરક્ત ગુરુશિષ્યને જાણવા. કદાચિત્ ભગવત્પ્રેરણાથી તે ઉભયે વિશાખાનગરે[4] પધાર્યા. ત્યાં આચાર્યવર્યના મામા રહેતા. 'દાનાધિકારી રાજનિકટવર્તી શાસ્ત્રજ્ઞ છું' એમ અભિમાનયુક્ત પ્રવાહી જીવ મામાએ ભોજનાર્થે નિમંત્રિત પણ હિમાલયવત્ ધૈર્યવાન શ્રીમદાચાર્ય માતુલની દૃષ્ટિએ બાલ દેખાતા પણ શ્રીમદાચાર્યવર્યે વિનયપૂર્વક સ્વનિયમ-કથનવડે માતુલનું પ્રત્યાખ્યાન કરીને શ્રીદામોદરદાસજી સહ તે ગૃહમાં જ સુખે શયન કર્યું. તે મામા ભગવદ્વતારરૂપીને ન જાણીને અસૂયાવિષ્ટહૃદય થયા. રાત્રિએ દ્વિતીય પ્રહરે સુખસુપ્ત શ્રીમદાચાર્યવર્યને શ્રીગોવર્ધનનાથજીએ સ્વયં જગાડીને, આલિંગન કરીને, અભય આપીને, પ્રેમસંલાપ કરીને "અધુના જ આ પ્રવાહિજીવનું ગૃહ ત્યજીને અન્યત્ર પધારો મારા અનુગ્રહથી આપ સર્વત્ર વિજયી થશો" એમ સંભાષીને (અથવા સન્માન કરીને) (શ્રીગોવર્ધનનાથજી) તિરોધાન થયા. ભગવાનનું આગમનસંભાષણાદિક સર્વ શ્રીદામોદર-દાસજીએ પ્રત્યક્ષ અનુભવ્યું છે તથાપિ આનંદવડે ગુરુએ પણ વર્ણિતનું પુનઃ શ્રવણ કરીને શ્રીદામોદરદાસજી પ્રમુદિત થયા. આચાર્યશેખરે પણ ભગવદાજ્ઞાતત્ક્ષણે જ માતુલગૃહ ત્યજીને શિષ્યસહ અન્યત્ર પધારીને સ્થિતિ કરી. બીજે દિવસે પ્રાતઃકાલમાં નિત્યકર્માનુષ્ઠાનાનંતર શિષ્યસહ વિશાખાનગરની રાજસભામાં પ્રવેશ કર્યો. સનત્કુમારશુકાદિવત્ સ્વતેજથી રાજ-સભાને પ્રકાશવા લાગ્યા. અસૂયાદગ્ધ માતુલે પણ સર્વ સભાસદ અને ભૂપાલની સાથે અવશ થઈને અભ્યુત્થાન કરીને શ્રીમદાચાર્યને સન્માન આપ્યું. રાજાથી બહુ માન પ્રાપ્ત કરીને રત્નાસન ઉપર બિરાજમાન થયા. તે પહેલાં વિદ્વજ્જન સહ થયલી ચર્ચામાં વૈષ્ણવોનો જય સાંભળ્યો. શ્રીમદાચાર્યથી તે સહન થઈ શક્યો નહિ. રાજાની પ્રાર્થનાથી સાક્ષાદ્ બલદેવવત્ ભાગવતશાસ્ત્રાર્થની ચર્ચાએ કરીને રિપુસમૂહને જીતીને તે કૃષ્ણરાધનામના ભૂપાલથી કનકા-ભિષેક પ્રાપ્ત કરીને પણ સ્વમતસ્થાપનમાત્ર એક જ પ્રયોજન હોવાથી ભગવાન વિના ઇતરમાં નિઃસ્પૃહતા સ્પષ્ટ કરતા શ્રીમદાચાર્ય તીર્થયાત્રાએ પધાર્યા. રાજાના પ્રેમાદાર્થે ચાર-પાંચ જ નિષ્કમાત્રનો સ્વીકાર કર્યો. કૃષ્ણસેવામાર્ગવર્ધક વેદવ્યાસમત જ સ્વશિષ્યકોટિમાં

---

૧. પોતાને હાથે કરેલી રસોઈ.

૨. પરંપરાપ્રાપ્ત ગૃહમાં સેવ્ય શ્રીમદનમોહનલાલજી, જે હાલ શ્રીકામ્યવનમાં શ્રીગોપાલલાલજીને સાથે બિરાજે છે.

૩. શ્રીઠાકુરજી કેવલ દાસના જ સ્વયંપાક અંગીકાર કરે છે, શ્રીદામોદરદાસજી પણ જ્યારથી દાસ-પદવીને પ્રાપ્ત થયા ત્યારથી શ્રીમદાચાર્યચરણની આજ્ઞાથી નિવેદનપાક સિદ્ધ કરતા, તત્પૂર્વ નહિ. અત્ર ભક્તિમાર્ગ ખતન્ વર્ણાશ્રમધર્મભંગની આશંકા ન કરવી, કારણ કે ભગવદ્ધર્મના અંગભૂત વર્ણાશ્રમધર્મને અનુકૂલ જ શ્રીમદાચાર્યનું વર્તન અનુભવસિદ્ધ છે, અને ગ્રંથકારે પણ પ્રથમ જ આહારશુદ્ધૌ સત્ત્વશુદ્ધિઃ ઇત્યાદિ પંક્તિમાં તે સ્પષ્ટ પણ કર્યું છે.

૪. આનું જ લોકપ્રસિદ્ધ નામ 'વિજયનગર' છે, કેટલાક એને 'વિદ્યાનગર' પણ કહે છે.

અધ્યાપન કરતા, માયાવાદપ્રભૃતિ નાનાપાખણ્ડમતરૂપશુષ્કતૃણમાં અગ્નિવત્ વિચરતા નિત્ય નિયમશઃ નિકટ રહેતા પરમાપ્તતમ શ્રીદામોદરદાસજીએ અનુગત, શ્રીગોવર્ધનનાથજીએ સ્વીયત્વથી ગર્ભમાં જ અનુગૃહીત, દેશદેશના પુષ્ટિજીવોને સેવામાર્ગનિરત અને 'શ્રીકૃષ્ણઃ શરણં મમ'ના કીર્તનમાં નિરત કરતા શ્રીમદાચાર્ય મનમાં શ્રીગોકુલયાત્રા સંકલ્પી ક્રમથી મારવાડનામના દેશમાં પ્રધાર્યા. ત્યાં રાત્રિએ પર્વતસમીપ વનમાં 'સત્વર વ્રજભૂમિમાં પધારો,' એમ શ્રીગોપીપતિની વાણી શ્રવણ કરી. શ્રીકૃષ્ણમુખનિર્ગત મેઘનાદગભીર વાણી શ્રવણ કરીને પોતાની સાથે પરમાનંદરસનિમગ્ન ભગવત્પ્રેમૈકસ્વભાવ સ્વદાસવર શ્રીદામોદરદાસજીને સંબોધીને (કહી સંભળાવીને) ક્રમશઃ ત્વરાથી દેશપર્યટન કરતા શ્રીમદાચાર્યજી વ્રજભૂમિમાં પ્રધાર્યા. શ્રાવણની શુદ્ધ એકાદશીના પ્રાતઃકાલમાં શ્રીગોકુલમાં પ્રવેશ કરી શ્રીયમુનાજીમા સ્નાન કરી શ્રીગોવિંદઘાટપર દિવ્યાર્જુનવૃક્ષની છાયામાં સ્વશિષ્યવૃન્દપૂજિત વ્રજાધિપના ગુણગાન કરતા સુખે બિરાજ્યા. તે દિવસે રાત્રિએ વિંશતિઘટિકાવેલાએ શ્રીમદાચાર્યવર્યને પૂર્ણપુરુષોત્તમનાં પ્રત્યક્ષ દર્શન થયાં. પ્રાતઃકાલપર્યન્ત શ્રીનન્દરાજકુમારની સાથે સંલાપસુખ શ્રીમદાચાર્યચંદ્રે અનુભવ્યુ. ત્યારે પણ સમીપસ્થ શ્રીદામોદરદાસજીએ એક જ તેઓ બન્નેના (શ્રીમદચાર્યશ્રી અને શ્રીગોવર્ધનનાથજીના) સદર્શનસંલાપાદિ સુખનો ભોગ કર્યો. તે અમે સ્પષ્ટ કરીએ છીએ.

**બ્રહ્મસંબંધની આજ્ઞા અને શ્રીદામોદરદાસજીને બ્રહ્મસંબંધ.**

ત્યારે સ્વાંશભૂત શ્રીમદાચાર્યવર્ય પ્રતિ શ્રીવ્રજનાથે આજ્ઞા કરી "આપ પુષ્ટિમાર્ગ-પ્રવર્તનાર્થે જ મારા સ્વરૂપાંશે અવતર્યા છો. તેથી તત્તદ્દેશવર્તી જીવોને સમ્યક્ સમ્પ્રદાયપૂર્વક મારી સેવા નિરત કરો." એમ આજ્ઞા કરતા ભગવાનને પ્રેમપૂર્વક આલિંગી શ્રીકાલિન્દીકલ્લોલના પવનથી હાલતા અલકવૃન્દથી શોભિતમુખવાન, દિવ્ય કસ્તૂરી–તિલકથી પ્રકાશમાન, કોટિચન્દ્રસુશીતલ, પીતામ્બર, વંશીધર પુરુષોત્તમ પ્રતિ ત્યારે જ આચાર્યશેખરે વિજ્ઞપ્તિ કરી, 'હે ભગવન્ સર્વ જીવો કલિદુષ્ટ શૌચાચારવિહીન સન્માર્ગવિમુખ અને વિષયલંપટ દેખાય છે, તેઓ ક્યાં પ્રકારે આપની સેવાને યોગ્ય થાય? તેઓને કયે પ્રકારે ઉપદેશું?' એ પ્રકારે વિજ્ઞપ્તિ કરતા શ્રીમદાચાર્યશેખરને સસ્મિત આલિંગન કરીને શ્રીવ્રજસીમન્તિનીના વિનોદપાત્ર મુરલીધરે આજ્ઞા કરી 'આપ ભયને મા પ્રાપ્ત થાઓ, સર્વ જીવો મારા જ અંશભૂત છે, મારા વિયોગને મારી માયાથી નહિ જાણીને દેહોદ્રયોગમ થયા છે, તેઓને મારા સ્વરૂપાંશભૂત આપ જીવોનો અને મારો અંશાંશિરૂપથી અને સ્વામિદાસભાવથી નિત્યસિદ્ધ સંબંધ કરીને 'શ્રીકૃષ્ણ શરણં મમ' એ અષ્ટાક્ષરના ઉપદેશપ્રકારથી પુષ્ટિમાર્ગીયતાથી આપને શરણ આવેલા બ્રાહ્મણથી પ્રારંભી સ્ત્રીશૂદ્રપર્યન્ત [1]નિર્વિશેષ સર્વજીવોના મારી પ્રાપ્તિમા વિઘ્નરૂપ તિમિરને દૂર કરી મત્સેવાનિરત ગુણગાનરત અને નામજપપર કરીને નિઃશંક મારા દાસ કરો, આપના વંશજોએ અને શિષ્યવર્ગોએ જેઓને અર્થનો ઉપદેશ કર્યો છે તે જીવોને હું જ પુરુષોત્તમ સાધનાકાંક્ષા કર્યા વિના મદીયવેણુગાનશ્રવણસુખમગ્નચિત્ત કરીને મારી ઇચ્છાનુરૂપ ગોગોપગોપીવૃક્ષગુલ્મલતાતૃણવીરુધાદિરૂપથી નિત્યલીલાન્તર્ગત અવશ્ય કરીશ તેથી ભીતિને મા પ્રાપ્ત થાઓ' એમ અભય પણ આપ્યું. દ્વાદશીએ

1. કાંઇ પણ તારતમ્ય વિના.

અરુણોદયવેલાએ રસખણ્ડચૂર્ણમિશ્રિતનવનીતભોગસમર્પણપૂર્વક શ્રીદામોદરદાસજીસહ શ્રીમદાચાર્યશેખરે સ્વયં ભગવાનની પૂજા કરી. પૂજાનંતર આચાર્યવર્ય અને વ્રજનાથની વાર્તા શ્રવણ કર્યા છતાં પણ સંપ્રદાયસિદ્ધિને અર્થે પુનઃ શ્રીદામોદરદાસજીએ પ્રશ્નપૂર્વક ગુરુમુખથી સર્વ વૃત્ત શ્રવણ કર્યું. દ્વાદશીના પ્રાતઃકાલમાં શ્રીદામોદરદાસજીને બ્રહ્મસંબંધ (શ્રીમદાચાર્યશ્રીએ) કરાવ્યો. કોઇક સમયે ત્યાં જ વિરાજમાન ભગવલ્લીલારસનિમગ્નચિત્ત શ્રીમદાચાર્યવર્યને દધિપાનેચ્છા થઈ. તે (ઇચ્છા) શ્રીદામોદરદાસજીએ જ જાણીને વ્રજમાં કોઇ સ્ત્રી પાસે જઈ દધિયાચના કરી. દધિ લાવતાં તે સ્ત્રીએ "મને મુક્તિનું દાન કરો" એમ કહ્યું. 'તથા' એમ કહી ને સ્ત્રીને મુક્તિદાન કરી ગુરુને દધિસમર્પણ કર્યું. જેઓએ શ્રીવ્રજનાથને વશ કર્યા છે તેઓને કાંઇ પણ અદેય ન હોય એમ 'મને[1] ભક્તિવડે વશ કરે છે' એ ભગવદ્વચનથી માનવું.

ત્યાં જ શ્રીગોવિંદઘાટપર પ્રાતઃસન્ધ્યાવન્દનરત ભગવાન્ શ્રીમદાચાર્યમૌલિ ગુણકીર્તનાનન્દનિમગ્ન સ્વશિષ્યોને કટાક્ષામૃતવૃષ્ટિથી સંતોષતા વિરાજતા હતા તેવામાં આચાર્યાશ્રિત અર્જુનવૃક્ષની શાખામાં અન્યસંપ્રદાયસ્થ કોઇ વૈષ્ણવે શાલગ્રામયુક્ત વસ્ત્રપેશી[2] બાંધી. શ્રીયમુનાસ્નાનાન્તર ત્યાં આવીને જોતાં તે (પેશી) ન દેખતાં ખિન્ન થઈ આચાર્યવર્યને વિજ્ઞાપના કરી. 'હે ભગવન્, આ આપના શિષ્યોએ શાલગ્રામપેશી ગ્રહણ કરી છે, તેમને આજ્ઞા કરીને અપાવો.' શ્રીમદાચાર્યવર્યે સ્મિતમુખ થઈ તેને કહ્યું 'અમારા શિષ્યો ચૌર્યપરાયણ ન થાય, તું પુનઃ સમ્યક્[3] વૃક્ષનું અવલોકન કર.' તે ક્ષણે પ્રત્યેક શાખા ઉપર અનેક શાલગ્રામપેશીનાં દર્શન થવાથી મોહિત થતો તે આપશ્રીને શરણે આવ્યો ત્યારપછી સ્વશાલગ્રામપેશી પ્રાપ્ત કરી શાંત થયો. તે પુષ્ટિજીવન હોવાથી, આ પ્રકારે માહાત્મ્યદર્શન થયાં છતાં પણ તેને સેવામાર્ગપ્રવેશપૂર્વક શરણગમનબુદ્ધિ ન થઈ. તેના ગયા પછી ભક્તવૃન્દસમેત શ્રીદામોદરદાસજીએ 'આપશ્રીને અમે પૂર્ણ પુરુષોત્તમ જ સમ્યક્ જાણીએ છીએ, વારંવાર જ અમને અલૌકિક માહાત્મ્યદર્શનની અપેક્ષા નથી, તેથી પ્રવાહી જીવોએ જ અવિજ્ઞાત છે માહાત્મ્ય જેઓશ્રીનું એવા આપથી સ્વકીયોનું રક્ષણ કરો' એમ સ્વગુરુને વિજ્ઞાપના કરી. "સારું" એમ મન્દહાસ્યથી તેમની યાચનાનો અંગીકાર કરીને ગુણગાનસુખ અનુભવવા લાગ્યા. વળી પુનઃ એક દિવસે કોઇક વિરાગીએ શ્રીયમુનાજીમાં સ્નાન કરીને ગોવિન્દઘાટ ઉપર ભગવત્પૂજા કરીને વિગ્રહરૂપી[4] શ્રીપતિને પેટિકામાં શયન કરાવીને તેમના વક્ષઃસ્થલપર શાલગ્રામ મૂકીને બાંધ્યા તે જોઈને શ્રીમદાચાર્યચૂડામણિએ 'હે ભક્તવર આ પ્રકારે મા કર' એમ આજ્ઞા કરી. શ્રીમદાચાર્યચરણના વાક્યનો અનાદર કરી તે ઘાટથી ચાલી ગયો. બીજે દિવસે પ્રાતઃકાલે તે જ પ્રકારે શ્રીયમુનાજીના તીરપર પૂજા કરવાને ઉદ્યુક્ત થતાં સ્વશાલગ્રામશિલાને નિલશઃ વિશીર્ણ જોઈને અત્યંત ખિન્ન થઈને આચાર્યવર્યને તે શાલગ્રામશિલા દર્શાવીને રુદન કર્યું, ત્યારે આચાર્યવર્યે તેને 'હવે પછી વિગ્રહવક્ષઃસ્થલપર

---

૧. वशे कुर्वन्ति मां भक्त्या श्रीमद्भगवद्गीता. ૨. થેલી.
૩. સારી રીતિએ.
૪. સ્વરૂપાત્મક.

શાલગ્રામ નહિ ધરૂં એમ પ્રતિજ્ઞા કરીને શ્રીયમુનાજલવડે શાલગ્રામચૂર્ણનું એકીકરણ કર તે પૂર્વવત્ થઈ જશે' એમ આજ્ઞા કરી. તેણે આચાર્યવર્યને પ્રણામ કરી તેમ જ કર્યું, અને પૂર્વવત્ શાલગ્રામને જોઈને પૂજન કર્યું, તથાપિ શ્રીગોવર્ધનનાથજીએ પુષ્ટિજીવત્વે સંકલ્પિત નહિ હોવાથી, સેવામાર્ગપ્રવેશાર્થ આચાર્યવર્યને શરણે આવ્યા વિના જ સ્વયં આત્માને વૈષ્ણવ માનતો તે ધીરેથી જતો રહ્યો. ''કર્હિચિદ્ મુક્તિ આપે છે, પરંતુ ભક્તિયોગ નહિ' એ શ્રીશુકવચનથી સામાન્યભાગ્યવાનને સેવામાર્ગાચાર્યદાસનું સુખ સિદ્ધ થતું નથી.

**વ્રજયાત્રા.**

આ પ્રકારે નાનાપ્રકારની લીલા પ્રદર્શાવતા અને ગુણગાનના સુખનો અનુભવ કરતા શ્રીમદાચાર્યે કેટલોક કાલ ગોવિંદઘાટ ઉપરે સ્થિતિ કરીને ત્યાંથી શ્રીવૃન્દાવનગોવર્ધનાદિયાત્રાર્થ ભગવદ્ભાવસંયુક્ત પુષ્ટિમાર્ગીયભક્તસહ ગમન કર્યું. ક્રમશઃ સન્ધુપાંડ્યાખ્ય ભક્તરાજના મંદિરે આવી પહોંચ્યા. ભગવન્મુખથી જ રહસ્ય જાણી શ્રીમદાચાર્યચરણના માર્ગની પ્રતીક્ષા કરતા તેણે પ્રેમપૂર્વક સાદર શ્રીમદાચાર્યને પધરાવ્યા. શ્રીમદાચાર્ય ત્યાં જ કેટલોક કાલ વિરાજ્યા, તત્રત્યોને વૃન્દાવનચન્દ્રનાપ્રકારે બ્રહ્મસંબંધ કરાવીને પર્વતોપગ્રામવાસી સન્ધુપાણ્ડ્યાપ્રભૃતિ સર્વને પણ કોઈ અવશેષ ન રહે તેવી રીતિએ શ્રીમદાચાર્યચરણે નિજ સેવક કર્યાં ત્યારથી જ તેઓ ભગવદીય થયા. સ્વયં ગોવર્ધનાથાત્મક પણ શ્રીમદાચાર્યચરણ ભક્તિસમ્પ્રદાય પ્રવર્તાવવાને પોતે પણ ભગવદીય થઈને અન્ય ભગવદીય વિષે દઢાનુરાગશીલ થયા. શ્રીમદાચાર્યચરણે ભગવદ્ગુણગાનનિરત સ્વશિષ્યોમાં 'નર્યો દુધ લાવ' એમ પર્વતથી વિનિર્ગત (નીકળેલી) વાણી શ્રવણ કરી. તે શ્રવણ કરીને પ્રતિદિનવત્ તે દિવસે પણ સન્ધુપાણ્ડ્યાખ્યની તે દેશની ભાષામાં જેનું નર્યો નામ પાડ્યું હતું તે કન્યા પર્વતપર આરોહ કરીને શ્રીગોવર્ધનનાથજીને પ્રીતિપૂર્વક દૂધ સમર્પી અવરોહન કરીને પુનઃ ઘેર આવી. તેના આગમન-પૂર્વે તો 'મારવાડદેશમાં રાત્રિએ પર્વતસમીપ શ્રવણ કરેલી જ વાણી આ છે' એમ આચાર્યચંદ્રે શ્રીદામોદરદાસજીને કહ્યું. 'તેમ જ છે' એમ તે પણ વદ્યા. નર્યોનામની ભગવદીયાને દેખીને 'મને ક્ષીર આપ' એમ આચાર્યરાજે આજ્ઞા કરી. 'ઠીક આપુ છુ' એમ કહી સવિનય ગૃહમાંથી ઇતર ક્ષીર આનવાને ઉત્સુક થયલી તેને 'અન્ય ક્ષીરની મને કામના નથી. શ્રીગોવર્ધનનાથજીનું પીતાવશિષ્ટ મને આપ' એમ (આચાર્યશ્રીએ) આજ્ઞા કરી. તે દિવસે શ્રીગોવર્ધનનાથજીએ પણ આચાર્યવર્યાર્થ જ ક્ષીર અવશિષ્ટ રાખ્યું હતુ. અને તેમ 'નર્યો'ને આજ્ઞા પણ કરી હતી. તે અવશિષ્ટ ક્ષીરપાત્રસહ આચાર્યવર્યને તેણે ભક્તિપૂર્વક આપ્યું. તેના પાનથી પરમાનંદ પામી તેને કહ્યું. 'આવતીકાલે પ્રાતઃકાલે ભક્તવૃંદસમેત હું ભગવદ્દર્શનાર્થ આવીશ' એમ સાયકાલે ક્ષીરદાનાર્થગમનવેલાએ શ્રીગોવર્ધનનાથજીને જણાવજે. 'ઠીક ભલે આવે' એમ તેના મુખથી ભગવદનુજ્ઞા રાત્રિએ સાંભળી પ્રાતઃકાલે શ્રીગોવર્ધન-સમીપ ગોવિન્દકુણ્ડમાં સ્નાન કરી સન્ધુપાણ્ડ્યદામોદરદાસપ્રભૃતિ વૈષ્ણવવૃન્દથી પરિવેષ્ટિત શ્રીમદાચાર્યચરણે પર્વતારોહણ કરીને જયશ્રીકૃષ્ણકીર્તનપૂર્વક[1] ચિરકાંક્ષિત ગોવર્ધનનાથજીના દર્શનનું સુખ પ્રાપ્ત કર્યું. ભગવાને પણ શ્રીનંદરાજનાં સુંદર દર્શનવત્ આનંદ પ્રાપ્ત કરીને, કૈશવભાવ પ્રકટ કરતાં સ્વયં આચાર્યશેખરપ્રતિ ગમન કરીને તેઓશ્રીની સાથે એકાસનપર બિરાજી પ્રેમસંલાપ કર્યો. આચાર્યવર્યે ભગવાનને મુકુટાભરણ સમર્પ્યું, તેનાથી અલંકૃત

---

૧. શ્રીમદાચાર્યચરણનો શ્રીનાથજીસહ જયશ્રીકૃષ્ણોચ્ચારવ્યહાર વૈષ્ણવોએ લક્ષમા રાખવા યોગ્ય છે.

ભગવાન્ અતિશય શોભવા લાગ્યા. સર્વ પ્રકારે પરિપૂર્ણ હોવા છતાં બાલલીલાથી આચાર્ય-વર્યને મોદ પમાડતા શ્રીગોવર્ધનનાથજીએ નૂપુરાભરણ તથા ગોવૃંદની યાચના કરી. પ્રેમભક્ત્યવતારરૂપ આચાર્યચંદ્રમાએ, પોતે પુષ્ટિમાર્ગીયભક્તના મોદાર્થ ગૃહીત અને શ્રીદામોદરદાસજીના હસ્તમાં સ્થિત કિંચિત્ સુવર્ણ સન્ધુપાણ્ડ્યાખ્ય ભક્તરાજના હસ્તમાં અર્પીને 'નૂપુર કરાવ'; એમ આજ્ઞા કરી. તેણે પણ મથુરામાં નાનારત્નાલંકૃત નૂપુર કરાવીને આનીને શ્રીમદાચાર્યચરણના હસ્તમાં આપ્યાં અને તેનાથી પણ લીલાથી શોભતા ભગવાને વિહાર કર્યો, આચાર્યવર્યે સ્વહસ્તગત ચાર સુવર્ણ મહોર સન્ધુપાણ્ડ્યાના હસ્તમાં આપીને 'ગાય લાવ' એમ આજ્ઞા કરી. 'ભગવન્, મારું ગૃહાદિક સર્વ આપશ્રીનું જ છે, પ્રાણધનાદિક સર્વ ગુરુભગવાનને મેં નિવેદન કર્યું, તેથી મદીય સર્વગોધન શ્રીગોવર્ધન-નાથજીને અર્પણ કરું છું, તેથી નિષ્કચતુષ્ટય ભલે અત્ર જ રહે' એમ તેણે (સન્ધુપાણ્ડ્યાએ) ગુરુને વિનતિ કરી. 'એતન્મૂલ્યપરિમિત ક્રયાર્થ મારા નામથી ગાય લાવીને પછી યથા-શક્તિ પર્વતસમીપવર્તિ ગ્રામવાસી મારા શિષ્યોએ ભગવાનને ગોવૃંદનું સમર્પણ કરવું' એમ પુનઃ આચાર્યવર્યે આજ્ઞા કરી. 'જે આજ્ઞા' એમ કહી સન્ધુપાણ્ડ્યાખ્ય ભક્ત સ્વાચાર્યશ્રીને એક દિવ્ય ગાય આપીને નિષ્કચતુષ્ટયનો પણ ભગવત્સેવોપયોગ કર્યો. પોતે પણ ભગવાનને ગોવૃંદશત નિવેદ્યું. સર્વે ગ્રામવાસીઓએ શ્રીમદાચાર્યચરણની આજ્ઞાથી દશ-સહસ્રસંખ્યાપરિમિત ગોવૃંદ ભગવાનગોવર્ધનનાથને સમર્પણ કર્યું, રક્ષકોને પણ યોજ્યા. રાજભોગસ્વીકારાનન્તર કદાચિત્ શ્રીગોવર્ધનનાથજી સ્વયમ્ ગોપાલન કરતા. સન્ધુપાણ્ડ્યા-પ્રભૃતિભક્તદ્વારા આચાર્યચંદ્રે શ્રીગોવર્ધનનાથાર્થ મંદિર પણ સિદ્ધ કરાવ્યું. સન્ધુપાણ્ડ્યા-પ્રભૃતિ સર્વને સમયોચિત ભોગસામગ્રી આનવામાં વ્યગ્ર કર્યા. શ્રીમદાચાર્યચરણની આજ્ઞાનું અનુલ્લંઘન કરીને તેઓ ભગવાનની સ્નેહપૂર્વક સેવા કરતા આચાર્યવર્ય સ્વયં સેવાવિધિ આચરતા રાત્રે રાસલીલા પ્રત્યક્ષ અનુભવતા કેટલોક કાલ ત્યાં જ આનંદથી બિરાજ્યા. ત્યારપછી ક્રમશઃ બહુ રાજાઓએ આચાર્યવર્યના શિષ્યો થઈને શ્રીગોવર્ધનનાથાર્થે બૃહન્મંદિરાદિક સિદ્ધ કર્યું.

**તીર્થાટન.**

કેટલાંક વર્ષ પછી શ્રીગોવર્ધનનાથજીની આજ્ઞાથી નાનાદેશસ્થિત પુષ્ટિજીવોના રક્ષણાર્થે પુનઃ તીર્થાટનાર્થ પધારતાં ભગવત્સેવામાં ગોવિંદદાસપ્રભૃતિને નિયોજીને શ્રીગોવર્ધનનાથની અનુજ્ઞા લઈને શ્રીમદાચાર્યવર્ય કાશી પધાર્યા. ત્યાં નાનાપાખણ્ડમતોના વિધ્વંસપૂર્વક સ્વમતસ્થાપન કરીને બહુ પુષ્ટિજીવોને ભગવદીય કર્યા. મહાધનવાન્ પુરુષોત્તમશેઠનામના વૈશ્યવરને સ્વદાસ સ્વીકારીને તદ્દત્તબહુધન વ્યયથી જન્માષ્ટમ્યુત્સવ કરીને ક્રમશઃ શ્રીપુરુષોત્તમક્ષેત્ર પધાર્યા. ત્યાં કોઇ કૌતૂહલાવિષ્ટચિત્તે પરીક્ષાર્થ એકાદશીએ જ શ્રીહસ્તમાં મહાપ્રસાદ અર્પ્યો, તેને હસ્તમાં રાખીને જ દ્વાદશીના અરુણોદયપર્યન્ત મન્દિરદ્વારે ગુણગાનનિરત થયા. તેના (ગુણગાનના) શ્રવણથી બહુપુષ્ટિજીવો આચાર્યશેખરને શરણે જઈ સ્વમાર્ગનિરત થયા. અરુણોદયે મહાપ્રસાદ સ્વીકારીને પુનઃ ભગવત્પૂજાકથાવર્ણનાદિનિરત થયા. આશ્ચર્ય શ્રવણ કરીને તે નગરનો રાજા શરણે આવ્યો. ત્યાં પુષ્કલ માધ્વાદિમતમસ્કરીઓએ તથા અન્ય પંડિતોએ આવીને, તેઓ પ્રવાદી હોવાથી, ચર્ચા કરી, તે સર્વને જીતીને સેવામાર્ગ જ સ્થાપ્યો. તત્ર પુનરપિ કેટલાકનું સ્વમતાભિમાન જોઈને રાજાની સંશયનિવૃત્તિ કરવાને 'અત્ર શ્રીજગન્નાથજી યાથાત્મ્ય લખી આપશે' એમ.

કહી તે ગજાદ્વારા કાગલ વગેરે ભગવન્મન્દિરમાં અન્તર્ગૃહમાં ભગવન્નિકટ મુકાવીને દ્વાર બંધ કરાવીને 'દ્વારરક્ષક રાજા જ થાય' એમ આજ્ઞા કરી. પુનઃ તે રાજવરે આચાર્ય-ચંદ્રની અનુજ્ઞા પ્રાપ્ત કરીને દ્વારોદ્‌ઘાટનપૂર્વક ભગવત્સમીપ જઈને શ્રીજગન્નાથજીએ સ્વયં-લિખિત કાગલી અખિલ વિદ્વજ્જનસમક્ષ આચાર્યવર્યસંનિધિમાં વાચી. શ્રીજગન્નાથજીએ 'એક શાસ્ત્રં[1]દેવકીપુત્રગીત' ઇત્યાદિ શ્લોક લખ્યો હતો. રાજા અને અન્ય પુષ્ટિજીવો જયશીલ અસ્મદાચાર્યવર્યના પ્રસાદથી સેવામાર્ગનિરત થયા.

**અજગરપ્રસંગ.**

કેટલોક કાલ ત્યાં બિરાજીને ત્યાંથી ક્રમશઃ યાત્રા કરતાં માર્ગમાં મરેલા અજગરને શતશઃ કીડીઓથી ભક્ષિત જોઈને આચાર્યતરણિએ સ્વશિષ્યો સાથે સંલાપવિનોદાદિક કર્યા વિના મધ્યાહ્નપર્યન્ત મૌન રાખ્યું. કોઇ વનમાં મહીધરસમીપ વૃક્ષચ્છાયામાં ભગવત્પ્રસાદ લીધા પછી એકાંતમાં સુખે બિરાજતા આચાર્યવર્યને પ્રણમી શ્રીદામોદરદાસજીએ સવિનય પુછ્યું. 'ભગવન્મુખાર-વિંદમાંથી વિનિર્ગત કૃષ્ણકથામકરન્દની પાનપિપાસાથી ત્યક્તગૃહ અનન્યશરણોને (સ્વશિષ્યોને) સંભાષ્યા વિના આ પ્રકારે ઉપેક્ષા કેમ કરો છો?' તેને આશ્વાસન દેતા ગુરુએ આજ્ઞા કરી. 'વત્સ, ખરે પ્રાતઃ આગમનકાલે માર્ગમાં તને પણ મૃતાજગરવીક્ષણ નિશ્ચય થયું હતું. પૂર્વજન્મમાં તેણે [2]અસુમ્ભરત્વથી શિષ્યાર્જન કર્યું હતું, પણ તેણે તેઓની સદ્‌ગતિ પ્રદર્શાવી ન હતી. તે દોષથી તે અજગરતાને પ્રાપ્ત થયો, અને તે શિષ્યોપિપીલિકા-રૂપે તેનું ભક્ષણ કરવા લાગ્યા. તેટલા જ માટે હું ઉદાસીન થયો છું.' 'આપશ્રી તેવા ગુરુ નથી, કિન્તુ પરમહિતાન્વેષી સાક્ષાત્ પુરુષોત્તમાંશ જ છો, અને તેમની આજ્ઞાથી અમોને રક્ષવાને અવતર્યા છો, અગ્નિને નિશ્ચય કાંઇ દોષસંબંધ થતો નથી તેમ ભગવન્મુખથી આવિર્ભૂત અગ્ન્યવતારરૂપ આપશ્રીને પતિતજનને પાવન કરવામાં પણ દોષસંબંધ નથી' એમ આચાર્યચરણ પ્રતિ શ્રીદામોદરદાસજીએ વાક્ય કહ્યું. તે સત્ય વાક્યથી હર્ષિત થઈ ભગવદ્‌ગુણવર્ણનમત્તહંસવત્ આચાર્યશેખર શોભ્યા

**વ્યાઘ્રપ્રસંગ.**

કાઇક સમય શિષ્યોસહ પધારતાં માર્ગમાં આચાર્યવર્યે 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એ નામકીર્તન વિના નિમિષમાત્ર પણ અસ્મદીયોએ રહેવું નહિ એમ આજ્ઞા કરી. તેમાં શ્રીકૃષ્ણદાસમેઘનનામના ભક્તને કાંઇક સંશય થયો. તે દિવસે મધ્યાહ્ને વિપિનમાં સરોવરનિકટ આચાર્યવર્યે ભગવત્સેવાદિક કર્યું. શ્રીકૃષ્ણદાસમેઘન તો ભોજનપાત્રાનયનાર્થ વિપિનમાં કાંઇક દૂર ગયા. ત્યાં વ્યાઘ્રને દેખીને કાંઇક ભીત તેમણે 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એમ નામકીર્તન કર્યું, અને ત્યારે જ ચિરપિપાસિત જ તે વ્યાઘ્રે જલપાન કર્યું. પુનઃ એકવાર એમણે નામ કીર્તન કર્યું કે વ્યાઘ્રે પણ પુનઃ જલપાન કર્યું. પ્રસાદ લીધા પછી 'વિપિનમાં શું આશ્ચર્ય જોયું?' એમ શ્રીકૃષ્ણદાસમેઘનને આચાર્યશેખરે પુછતાં તેમણે વ્યાઘ્રવૃત્તાન્ત વર્ણ્યો, તથાપિ તેમણે તેનો અભિપ્રાય જાણ્યો નહિ. પુનઃ આચાર્યચંદ્રે તેને કહ્યું. "કાંઇક ભક્તવર વ્યાઘ્રરૂપે નિરન્તર નામકીર્તનનિરત થઈને વિપિનમાં વસતો હતો. આ જ દિવસે સજ્જનમુખોદ્‌ગત ભગવન્નામશ્રવણ પણ કરતા તેણે બેવાર જલપાન કર્યું, તેથી આમ જ અસ્મદીયોએ ભાવના કરવી." આ પ્રકારે આજ્ઞા કરીને પાણ્ડુરંગક્ષેત્ર પધાર્યા.

---

૧. एकं शास्त्रं देवकीपुत्रगीतम्. ૨. વિશેષતઃ પ્રાણપોષકબુદ્ધિથી.

# हरिप्रिया.

**કમલા**—બહેન, મેં પણ મન્દિરવસ્ત્ર કરી લીધું, જલગૃહ સ્વચ્છ કર્યું, મંગલભોગની પણ સર્વ તૈયારી કરી લીધી. આ સમતારના રૌપ્ય પડદાને લીધે અત્યન્તમધુરસ્વર-પૂર્ણ શ્રીમહારાણીજીના કીર્તનથી શ્રીઠાકુરજી પણ જાગેલા તો છે જ, તથાપિ શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઇજીના સ્મરણપૂર્વક વામ હસ્તપર દક્ષિણ હસ્તે ત્રણ ચાર તાલિકાથી સ્વમાર્ગીય પ્રણાલિકાએ શ્રીઠાકુરજીને જગાડીએ. તું પણ તારા હાથ પાસા કરી લે.

**ગોકુલકુમારિકા**—આ, શ્રીઠાકુરજી જાગે તે પહેલાં શ્રીયમુનાજીનાં, શ્રીમહાપ્રભુજીનાં, અને શ્રીગુસાંઇજીનાં સ્તોત્ર પદ અષ્ટપદીપ્રભૃતિનું મધુર સ્વરે ગાન કરવું એટલું જ નહિ પણ વેદસ્તુતિનો પ્રથમ શ્લોક પ્રબોધ અને શ્રીગોપિકાગીતાદિનું પણ આર્ત સ્વરે ગાન કરવું એમ ભરુચમા મને દાદાજીએ પણ શીખવ્યું છે.

मृदुभिर्मर्दनैः पादे शीतलैर्व्यजनैस्तनौ ।
श्रुतौ च मधुरैर्गीतैर्निद्रातो बोधयेत् प्रभुम् ॥

શ્રીઠાકુરજીના ચરણકમલમા કોમલ મર્દન કરવું, શ્રીઅંગપર શીતલ મન્દ સુગન્ધિ પંખો કરવો, શ્રીકર્ણસ્થલસમીપ મધુર ગીતનું ગાન કરવુ, નિદ્રામાંથી પ્રભુનો પ્રબોધ આ પ્રકારે કરવો. શ્રીઠાકુરજી જાગે તે પહેલાંની પ્રણાલિકા હું યથાર્થ સમજી પરન્તુ કેટલોક પ્રસંગ દાદાજીને ન પુછાય તે તને પુછું છું.

**કમલા**—બહેન, ભરુચમાં દાદાજી જેવુ તારું સમાધાન કરે તેવું સમાધાન મારાથી થઈ શકે એમ નથી, તથાપિ તું ત્યા ભરુચમાં વિશેષ રહેલી નથી તેથી દાદાજીને પુછતાં કદાચિત્ શરમાતી હશે.

**ગોકુલકુમારિકા**—આ, તે તો કોણ જાણે.

**કમલા**—બહેન, ભલે, ત્યારે મને પુછ, જેવી અને જેટલી બુદ્ધિ ચાલશે તે પ્રકારે સ્વીય-નિજાનનસ્મૃતિપ્રમાણનિસ્મારિતમાર્ગસંશય શ્રીમદ્વલ્લભાધીશ્વરના સ્મરણપૂર્વક તારું સમાધાન કરવાને યત્ન કરીશ. શ્રીહરિરાયજી એક ગ્રન્થમાં આજ્ઞા કરે છે કે શ્રીમહા-પ્રભુજીના નિજ મુખારવિન્દના સ્મરણરૂપ પ્રમાણમાત્રથી સ્વકીયજનના માર્ગવિષયક સર્વ સંશય દૂર થઈ જાય છે. શ્રીહરિરાયજીજેવા વિરહી મહાનુભાવી કદાપિ અસત્ય વચનનો શ્રીમુખથી ઉચ્ચાર કરે જ નહિ તેથી તેમનાં સત્ય વચનામૃત ઉપર દૃઢ વિશ્વાસ રાખીને શ્રીમહાપ્રભુજીના વદનકમલનું સ્મરણ કરીને યથાબુદ્ધિ પ્રયત્ન કરીશ. આ પ્રકાર તારે પણ નિત્ય સ્મરણમાં રાખવાજેવો છે.

**ગોકુલકુમારિકા**—આ, સરલતમ દયાર્દ્ર દૈન્યપ્રચુર શ્રીહરિરાયજીનાં વચનામૃત ઉપર વિશ્વાસ કોને ન હોય? આ, ત્યારે પુછું?

**કમલા**—હા બહેન, પુછ.

**ગોકુલકુમારિકા**—આ, મુંબાઈનાં મન્દિરોમાં તો મંગલાસમયે અને ઉત્થાપનસમયે શંખનાદ થાય છે, આપણે ગયે વર્ષે કાશીજી ગયાં હતાં ત્યાં પણ શ્રીજીવનપ્રભુના ચિ. લાલ-

બાવા શ્રીગિરિધરલાલજીના શ્રીમન્મુકુન્દરાયજીના અને શ્રીગોપાલલાલજીના મન્દિરમાં પણ શંખનાદ થતો, અહિં પણ શ્રીનાથદ્વારસ્થ શ્રીગોપેશ્વરજીના શ્રીવિઠ્ઠલેશ્વરના મન્દિરમાં શંખનાદ થાય છે, વલી ભરુચમાં શ્રીમથુરાજીના શ્રીગોપાલલાલજીના શ્રીજીમન્દિરમાં અને અહિં સુરતિસ્થ ચિ. લાલબાવા શ્રીવ્રજરત્નલાલજીના શ્રીબાલકૃષ્ણલાલજીના મન્દિરમાં ઘણ્ટાનાદ થાય છે, અને આપણે ત્યાં અર્થાત્ વૈષ્ણવોને ત્યાં માત્ર તાલિકા અથવા ચપટી જ કેમ એ હું સ્પષ્ટ સમજી શકતી નથી.

**કમલા**—બહેન, જ્યાં શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઇજીનાં સેવ્ય નિધિસ્વરૂપ બિરાજતાં હોય ત્યાં જ શંખનાદ થાય એવી અત્યન્ત પ્રાચીન પ્રણાલિકા છે. જતે કાલે શ્રીગુસાંઇજીનાં સપ્તબાલકોનાં અને મહાનુભાવી વિરહૈકસ્વરૂપ શ્રીહરિરાયજીનાં પણ સેવ્ય નિધિસ્વરૂપ બિરાજતાં હોય ત્યાંએ શંખનાદ થવા લાગ્યો. શ્રીમહાપ્રભુજીનાં શ્રીગુસાંઇજીનાં સપ્તબાલકોનાં અને શ્રીહરિરાયજીનાં સેવ્ય સ્વરૂપ જ્યાં બિરાજતાં હોય ત્યાં જ શંખનાદ થાય અન્યત્ર નહિ એવી હવે તો સુદૃઢ રીતિ બંધાઈ જ ગઈ છે. જ્યાં તેવાં પૂર્વોક્તપ્રાચીનમહાનુભાવિસેવ્ય નિધિસ્વરૂપ બિરાજતાં ન હોય ત્યાં શ્રીમહાપ્રભુજીના વંશ્ય મહારાજોનાં મન્દિરોમાં પણ ઘણ્ટાનાદ જ થાય, અને ફલરૂપ દાસ્યને જ આકાંક્ષના વૈષ્ણવોને ત્યાં તો સદૈવ તાલિકાથી જ શ્રીઠાકુરજી જાગે.

**ગોકુલકુમારિકા**—મા, ત્યારે જ્યાં શંખનાદ થાય તે સ્વરૂપની પુરુષોત્તમતામાં, જ્યાં ઘણ્ટાનાદ થાય તે સ્વરૂપની પુરુષોત્તમતામાં અને જ્યાં કેવલ તાલિકા થાય તે સ્વરૂપની પુરુષોત્તમતામાં પણ ભેદ ? મહારાજોનાં મન્દિરમાં બિરાજતા પુરુષોત્તમમાં અને આપણે ત્યાં બિરાજતા પુરુષોત્તમમાં—સેવ્ય સ્વરૂપમાં—પણ આ પ્રકારનો શું ઉચ્ચનીચ ભેદ જ ?

**કમલા**—બહેન, એ ભેદ સેવ્ય સ્વરૂપની પુરુષોત્તમતાનો નથી. પુષ્ટિમાર્ગમાં સેવ્ય સ્વરૂપ તો સર્વત્ર જ અદ્વિતીય પુરુષોત્તમ છે, તથાપિ તે પુરુષોત્તમસ્વરૂપને જે સેવે છે તે સેવકના રસાલ ઉત્કર્ષાપકર્ષની વિસ્મૃતિ થવી ન જોઇએ. પુષ્ટિમાર્ગીય સૃષ્ટિ દ્વિવિધ છે, બિન્દુસૃષ્ટિ અને નાદસૃષ્ટિ. શ્રીમહાપ્રભુજીના બાલકોનું પ્રાકટ્ય બિન્દુસૃષ્ટિમાં છે, અને શ્રીદામોદરદાસજીથી પ્રારંભીને વૈષ્ણવમાત્રનું પ્રાકટ્ય નાદસૃષ્ટિમાં છે. આ ઉભયે સૃષ્ટિ વસ્તુતઃ સમાન છે, તથાપિ લીલાવૈચિત્ર્યાર્થ તેમાં કાંઇક ભેદ પણ શોભા અર્પે છે. નાદસૃષ્ટ્યુત્પન્ન આપણા સર્વ વૈષ્ણવોથી બિન્દુસૃષ્ટ્યુત્પન્ન મહારાજો ઉત્કૃષ્ટ છે, શ્રીમદાચાર્યવંશ્ય ઉત્કૃષ્ટ મહારાજોથી પણ મહાનુભાવી સપ્ત બાલકો અને શ્રીહરિરાયજી ઉત્કૃષ્ટતર છે, અને સપ્તબાલકો તેમ જ શ્રીહરિરાયજીથી પણ પુષ્ટિમાર્ગને પ્રકટ અને પ્રકાશ કરનાર શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઇજી સાક્ષાત્ પુરુષોત્તમસ્વરૂપ હોવાથી ઉત્કૃષ્ટોત્કૃષ્ટ છે. શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, સપ્તબાલકો, શ્રીહરિરાયજી, શ્રીહરિરાયજી પછીના મહારાજો; અને આપણ સર્વેનું શુદ્ધ અદ્વૈત છે તથાપિ તે અદ્વૈત ઐચ્છિક રસપોષક ભેદનું સહન કરે છે: શ્રીમહાપ્રભુજીપ્રભૃતિ આ પ્રકારે ઉત્કૃષ્ટોત્કૃષ્ટ હોવાથી તેમનાં સેવ્ય સ્વરૂપ બિરાજતાં હોય ત્યાં શંખનાદ થાય; શ્રીહરિરાયજીપછીના શ્રીમદાચાર્યવંશમાં શ્રીમહાપ્રભુજીસમાન ઉત્કૃષ્ટોત્કૃષ્ટતા

મુખ્યફલ ન હોવાથી તેમનાં સેવ્ય સ્વરૂપ બિરાજતાં હોય ત્યાં ઘણ્ટાનાદ થાય, અને આપણે ત્યાં તો માત્ર તાલિકાથી જ શ્રીઠાકુરજી જાગે.

ગોકુલકુમારિકા—હા, જો, તારો ભાવ હું આ પ્રકારે સમજી છું. આપણે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો નાદસૃષ્ટ્યુત્પન્ન હોવાથી શ્રીગોપીજનાંશ હોવાથી શ્રીગોપીજનવત્ દૈન્યને જ પ્રધાન માનીએ છીએ. વસ્તુતઃ શ્રીકૃષ્ણચન્દ્ર એકાકી પ્રકાશે તેના કરતાં પણ શ્રીગોપીજનવિશિષ્ટ શ્રીકૃષ્ણચન્દ્ર અધિકાધિક પ્રકાશે એમ શ્રીપંચાધ્યાયીના ચતુર્થ અધ્યાયના ૯મા ताभिर्विधूतशोकाभिर्भगवानच्युतो वृतः व्यरोचताधिकं तात पुरुषः शक्तिभिर्यथा શ્લોકમાં સ્પષ્ટ કથન છે. આ પ્રકારની વસ્તુસ્થિતિ છે તથાપિ શ્રીકૃષ્ણચન્દ્રની કાન્તિમાં જ સ્વકાન્તિનો અન્તર્ભાવ સમર્પીને નિજ સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રની જ નિર્મલ યશઃકિરણચ્છટાથી સમગ્ર બ્રહ્માણ્ડ શ્વેતાયમાન થાય એમ શ્રીગોપીજનની આન્તર આકાંક્ષા હોય છે, તેમ જ નિજસ્વામી શ્રીમદ્વલ્લભાધીશ્વરની બિન્દુસૃષ્ટિમાં ઉત્પન્ન સ્વગુરુની જ પ્રૌઢિ વૃદ્ધિ પામે એવી આપણા સર્વના અન્તઃકરણમાં પણ ઉત્કટ ઉત્કણ્ઠા હોય છે, અને તેથી જ શ્રીગોપીજનવત્ ફલરૂપ દાસ્યને અધીન થઈને, સ્વામિસેવકભાવરૂપ દાસ્ય પ્રતિ જ સદૈવ દૃષ્ટિ રાખીને, કેવલ નિજસ્વામી શ્રીમહાપ્રભુજીનો જ નહિ પરન્તુ ભક્તિપ્રચારાર્થ પ્રકટિત તદંગરૂપ તેમના આધુનિક વંશ્યમાત્રનો પણ સર્વાત્મભાવે સમુત્કર્ષ સ્વીકારીને, આપણે ત્યાં બિરાજતા લેશમાત્ર પણ અન્યૂન—કદાચિત્ અધિક પણ—શ્રીઠાકુરજીને સ્નેહમય તાલિકાથી જગાડીએ છીએ. સર્વ પ્રૌઢિ શ્રીમદાચાર્યચરણના અને તદન્તર્ગત તદીય વિશુદ્ધ વંશ્યમાં સ્થાપી દેવાથી સર્વપ્રમાણનિરપેક્ષ શુદ્ધ પ્રમેયમાર્ગમાં વિચરવાનો બિન્દુસૃષ્ટ્યુદ્ભૂત વૈષ્ણવોને સમ્પૂર્ણ અવકાશ પ્રાપ્ત થાય છે. શ્રીમદ્વલ્લભાધીશ્વરના વિશુદ્ધ વંશ્યોના પદકમલમાં પ્રૌઢિમાત્રનો નિવેશ કરવાથી તદીય મન્દિરોમાં પ્રૌઢિપ્રાધાન્ય અને આપણે ત્યાં પ્રેમપ્રાધાન્ય પણ અનુક્તસિદ્ધ જ. આપણા સેવામાર્ગમાં ભેદ પણ ઐચ્છિક, અને તે પણ રસના ચિત્રવિચિત્ર આવિષ્કારાર્થ હોવાથી ભૂષણ જ છે, દૂષણ નથી.

કમલા—બહેન, તું યથાર્થ સમજી હોય એમ મને લાગે છે, આ પ્રકાર ચિત્તમાં દૃઢ સ્થાપવાથી અનેક પ્રકારની અન્યથાબુદ્ધિ ધીમેધીમે દૂર થઈ જશે એમ માનવાનું કારણ મલે છે.

ગોકુલકુમારિકા—હા, આપણા શ્રીઠાકુરજી કેવલ આપણે માટે જ હોવાથી આપણે પરમ નિગૂઢનિધિવત્ જ તેમનું લાલનપાલન કરવું, અને આપણા ગુપ્તનિધિનાં દર્શન આપણે અન્ય વૈષ્ણવને પણ કરાવવાં હોય તો જ કરાવીએ.

કમલા—બહેન, ગુરુના મન્દિરનાં જે શ્રીઠાકુરજી બિરાજે છે તે તદીય સકલ શિષ્યવૃન્દના હિતાવહ છે, અને આપણે ત્યાં જે શ્રીઠાકુરજી બિરાજે છે તે કેવલ આપણા જ ભાવપોષાર્થ છે, તેથી આપણને જે ભાવનું દાન શ્રીમહાપ્રભુજીએ કર્યું હોય તે જ પ્રકારના સજાતીય ભાવથી કોઈ રસિક વૈષ્ણવ આપણા શ્રીઠાકુરજીનાં દર્શનની પ્રચુર આકાંક્ષા રાખે તો જ તેને ક્વચિત્ દર્શન કરાવાય. પ્રૌઢિ અને ફલરૂપ દાસ્ય એ બેનું તારતમ્ય લક્ષમાં રાખવું. અને આપણે સદૈવ ફલરૂપ દાસ્યમાં જ વિહરવું.

શ્રીમહાપ્રભુજીશ્રીગુસાંઇજીપ્રભૃતિ પ્રતિ અને તત્સમ્બન્ધથી તેમના વિશુદ્ધ વંશ્ય પ્રતિ પ્રાણાન્તે પણ સ્વામિસેવકભાવની હાનિ ન થવા દેવી. શંખનાદ ઘણ્ટાનાદ આપણે ત્યાં પણ મન્દિરવત્ થાય એવી તો સ્વપ્ને પણ બુદ્ધિ ન જ રાખવી.

**ગોકુલકુમારિકા**—બા, આજે શ્રીઠાકુરજીને જગાડવાની સેવા મને નહિ આપે ?

**કમલા**—બ્હેન, ભલે, તે સેવા તું કર. હું ત્રણ વાર નાલિકા વગાડું છું, તું પ્રથમ શ્રીસુબોધિનીજીની, તે પછી શ્રીમહાપ્રભુજીની, અને તે પછી તારા શ્રીલાલજીની ઉજ્જ્વલ ચાદર ધીમેધીમે કોમલતાથી ઉંચી કરજે. ત્રણે સ્વરૂપ પરમ સુકુમાર છે, તેમને લેશ પણ શ્રમ ન થાય એમ સાવધાન રહેજે. અન્તઃકરણમાં શ્રીમહાપ્રભુજીનું ચિન્તન કરીને તેમની કૃપામાત્રથી શ્રીમાતૃચરણ શ્રીમદ્યશોદાજીના અને શ્રીગોપીજનના પરમ નિગૂઢ ભાવથી હૃદય સુવાસિત કરીને પરમભાગ્યવશાત્ પ્રાપ્ત થયલી આ સેવા અત્યન્ત સાવધાનતાથી કર.

**ગોકુલકુમારિકા**—બા, ભરુચમાં શ્રીસ્વામિનીયુક્ત ગૌરશ્યામ શ્રીમદનમોહનલાલજીની અને છોટે તેમ જ બડે શ્રીનવનીતલાલજીની એ જ જગાડવાની સેવા કરતા દાદાજીને ફોઇને અને મોહનલાલકાકાને દીઠેલા છે, તેમ જ મુંબાઇમાં વાડીલાલકાકાને ત્યા શ્રીઠાકુરજીને જગાડતા શ્રીમહાપ્રભુજીનાં પણ ચિત્રમાં મને દર્શન થયાં છે, તેથી શ્રીમહાપ્રભુજીની કૃપાથી તેમાં સાવધાનતા રહેશે એમ મારી શ્રદ્ધા છે.

**કમલા**—બ્હેન, શ્રીગોપિકાગીતના આર્ત શ્રવણથી શ્રીઠાકુરજી શ્રીગોપીજનની 'પરિષદ્'માં પ્રકટ થયા ત્યારે શ્રીયમુનાજીના નિર્મલ પુલિનપર શ્રીગોપીજનના ઉત્તરીય વસ્ત્રનિકરપર શ્રીઠાકુરજી બિરાજ્યા હતા એ પ્રસગ મેં તને શ્રવણ કરાવેલો છે તેની ભાવના કરીને આ ત્રણે સ્વરૂપને શ્રીચોકીજીપર સાવધાનતાથી પ્રધરાવ, અને સ્વચ્છ કોમલ વસ્ત્રથી પ્રથમ શ્રીમુખનું પ્રોંછનાદિ કર.

**ગોકુલકુમારિકા**—બા, પુષ્ટિભક્તિસુધામાં રા. D.નો 'ગોપીપરિષદ્' એ શીર્ષકનીચેનો લેખ પણ મેં પરિપૂર્ણ વાચ્યો છે, અને શ્રીમદ્ભાગવતના તે પ્રસંગના શ્લોક પણ મારી સ્મૃતિમાં છે.

**કમલા**—બ્હેન, એ રા. D. તે તારા ધી—કાકા જ છે. તેમનું ચિત્ત ક્યારેક સ્થિર હોય છે ત્યારે તો તેમના નામ જેવા જ તેમનામાં ગુણ પણ દૃશ્યમાન થાય છે. શ્રીમદ્ભાગવતના શ્લોક પણ તારી સ્મૃતિમાં જ છે,ત્યારે તો તેનો પાઠ કરીને જ ભાવનાપૂર્વક પ્રધરાવ.

**ગોકુલકુમારિકા**—

तद्दर्शनाह्लादविधूतहृद्रुजो मनोरथान्तं श्रुतयो यथा ययुः ।
स्वैरुत्तरीयैः कुचकुंकुमांकितैरचीक्लृपन्नासनमात्मबान्धवे ॥ १३ ॥

तत्रोपविष्टो भगवान् स ईश्वरो योगेश्वरान्तर्हृदि कल्पितासनः ।
चकास गोपीपरिषद्गतोर्चितस्त्रैलोक्यलक्ष्म्येकपदं वपुर्दधत् ॥ १४ ॥

આ, આ શ્લોકમાં કાંઇ મારા દોષ હોય તો તે શુદ્ધ કરજે.

કમલા—બ્હેન, આ શ્લોકના તારો ઉચ્ચાર શુદ્ધ છે. આ શ્લોકનું વૃત્ત કયું છે? તે તું કહી શકે છે?

ગોકુલકુમારિકા—આ, પ્રતિચરણ દ્વાદશ અક્ષર છે, અને તેમાં જગણ તગણ જગણ અને રગણ છે તેથી મને એ 'વંશસ્થ' વૃત્ત લાગે છે. जतौ तु वंशस्थमुदीरितं जरौ।

કમલા—બ્હેન, ધન્ય, આ શ્લોકનું વૃત્ત વંશસ્થ જ છે, પરંતુ શ્રીશુકદેવજીએ આ શ્લોકનું વંશસ્થ વૃત્તમાં કીર્તન કેમ કર્યું હશે તેની ભાવના તારાથી થઇ શકે છે?

ગોકુલકુમારિકા—આ, મને અંતઃકરણમા કાંઇક એવી સ્ફૂર્તિ થાય છે કે શ્રીઠાકુરજી અત્ર શ્રીગોપીજનવંશમાં મૌક્તિકવત્ સ્થિતિ કરી રહ્યા છે એ સૂચન કરવાને શ્રીશુકદેવજીએ પણ એ રમણીય પ્રસંગનું મૌક્તિકાર્થવ્યંજક વંશસ્થ વૃત્તમા જ ગાન કર્યું!

કમલા—બ્હેન,

सतां हि सन्देहपदेषु वस्तुषु ।
प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥ १ ॥

ગોકુલકુમારિકા—આ, મારી સાધનાથી મને આ સ્ફૂર્તિ થઇ હોય એમ સસાધનતા હું સ્વીકારી શકતી નથી.

કમલા—બ્હેન, ત્યારે, વંશસ્થ વૃત્તના આ સુભગ આશયની સ્ફૂર્તિ તને કયે પ્રકારે થઇ?

ગોકુલકુમારિકા—આ, મારા ઉત્સંગમાં કોણ બિરાજે છે?

કમલા—બ્હેન, તારા ઉત્સંગમાં પરમકમનીય શ્રીઠાકુરજી બિરાજે છે, અને તું શ્રીમુખારવિંદનું પ્રેક્ષણ કરી રહી છે.

ગોકુલકુમારિકા—આ, શ્રીમુખારવિંદની પણ સુન્દરતા શાથી?

કમલા—બ્હેન, શ્રીઠાકુરજીનું શ્રીમુખારવિન્દ તો સુન્દરતાનું નિધાન જ છે, તથાપિ શ્રીમુખારવિન્દમાં શ્રીનાસિકાની સુન્દરતા અકથ્ય છે.

ગોકુલકુમારિકા—આ, શ્રીઠાકુરજીની શ્રીનાસિકા કોના જેવી છે?

કમલા—બ્હેન, શ્રીઠાકુરજીની શ્રીનાસિકાને ઉપમા આપી શકાય એવો ઉપમાન પદાર્થ જો સકલ બ્રહ્માંડમાં નથી તથાપિ શ્રીઠાકુરજીની નિજેચ્છા થાય તો તેનાં દર્શન પ્રભુ શુકનાસિકાવત્ કરાવે.

ગોકુલકુમારિકા—આ, અને તેથી જ ભક્તજનને શ્રીનાસિકાના દર્શને શુકનાસિકાવત્ થાય છે. પરંતુ, આ, આ શ્રીનાસિકામાં કયું આભરણ છે?

કમલા—બ્હેન, શ્રીનાસિકામાં તો ગજમૌક્તિક વિલસે છે. सोहत नासिका गिरिधर गजमोती'।

ગોકુલકુમારિકા—આ, नासा मुक्ता कीर એમ ભાગ્યવાનો પણ ગાન કરે છે.

કમલા—બ્હેન, ત્યારે શ્રીઠાકુરજીની કીરવત્—શુકવત્—શ્રીનાસિકાસ્થ મૌક્તિકનાં દર્શનથી તારા અન્તઃકરણમાં વંશસ્થવૃત્તના આવા સુભગ આશયની સ્ફૂર્તિ થઇ?

ગોકુલકુમારિકા—આ, તે તો શ્રીઠાકુરજી જાણે!

**કમલા**—બ્હેન, આપણો સેવામાર્ગ મહાવિલક્ષણ છે. અહો ભક્તિમાર્ગીય નિસ્સાધનતા ! બ્હેન, આ કર્મમાર્ગ નથી, ઉપાસનામાર્ગ નથી, જ્ઞાનમાર્ગ નથી, વિહિતભક્તિમાર્ગ નથી, પરન્તુ સેવામાર્ગ છે. શ્રીયમુનાજી અથવા શ્રીમહાપ્રભુજી કૃપા કરીને આપણામાં પ્રવેશ કરે ત્યારે જ સસાધન બ્રહ્માદિને પણ દુર્લભ ભાવાત્મક સેવા યત્કિંચિત્ પણ બની શકે, જીવના સ્વકીય સાધનબલે તો તે લેશ પણ શક્ય જ નથી તેથી શ્રીમહાપ્રભુજીનો અનન્ય આશ્રય રાખીને તેમની આજ્ઞાપ્રમાણે તનુજાવિત્તજા સેવના કરીએ તો અવાન્તર અવસ્થામાં જ બ્રહ્મબોધન—બ્રહ્મજ્ઞાન—થઈ જાય છે, એટલું જ નહિ પરન્તુ જો શ્રીમહાપ્રભુજીના કૃપાતિશયથી માનસી સેવાનું પણ દાન થઈ જાય ત્યારે તો શ્રીસેવાફલગ્રન્થોક્ત અલૌકિકસામર્થ્યાદિ અલભ્ય ફલત્રયનો પણ અનાયાસે લાભ થઈ જાય.

**ગોકુલકુમારિકા**—બા, તારું કથન અક્ષરશઃ સત્ય છે. जीवाः स्वभावतो दुष्टाः જીવમાત્ર સ્વભાવથી દુષ્ટ, અને શ્રીઠાકુરજી તો નિર્દોષ અને પૂર્ણગુણ. નિર્દોષપૂર્ણગુણ શ્રીઠાકુરજીની તનુવિત્તજનિ સેવના નિર્દોષપૂર્ણગુણ શ્રીમહાપ્રભુજી જ કરી શકે. आप सेवा करी शीखवे श्रीहरि भक्तिपक्षमेव सुदृढ कीधो ।

**કમલા**—બ્હેન, શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ વસ્તુતઃ અવર્ણનીય છે. એ સ્વતઃ જ ફલરૂપ શ્રીઠાકુરજી છે, ફલરૂપ શ્રીઠાકુરજીની સેવના ઉપદેશે છે, ફલરૂપ શ્રીઠાકુરજીની સેવના કરે છે, અને સ્વભાવતોદુષ્ટ જીવથી શ્રીઠાકુરજીની સેવના સ્વતઃ ન થઈ શકે તેથી જીવમાં કૃપાવિષ્ટ સ્વરૂપે પ્રવેશ પણ કરે છે ! શ્રીમહાપ્રભુજી ફલરૂપ છે તથાપિ કૃપાવિષ્ટ થઈને નિસ્સાધન જીવના સાધન પણ થઈ જાય છે ! कृपाविष्टः साधनम् आनन्दरूपः फलम् ॥

**ગોકુલકુમારિકા**—બા, હવે કાંઇક સમજાય છે, જેમ શ્રીઠાકુરજીના સારસ્વતકલ્પીય આકલ્પ-સમયે શ્રીયમુનાજી નિસ્સાધન ભક્તના મનોરથ પરિપૂર્ણ કરે છે તેમ શ્વેતવારાહ-કલ્પમાં શ્રીમહાપ્રભુજી નિસ્સાધન ભક્તના સકલ મનોરથ પરિપૂર્ણ કરે છે. આ પ્રકારે મને શ્રીયમુનાજીનું અને શ્રીમહાપ્રભુજીનું અત્યન્ત સામ્ય લાગે છે.

**કમલા**—બ્હેન, સામ્ય અનુભવાય તોએ અહોભાગ્ય !

**ગોકુલકુમારિકા**—બા, વ્યતિરેક તો કૃપાતિરેક વિના ક્યાંથી સ્ફુરે ?

**કમલા**—બ્હેન, તેવો કૃપાવ્યતિરેક પણ લીલામૃતરસાર્દ્રાર્દ્ર શ્રીમહાપ્રભુજી કરશે જ.

**ગોકુલકુમારિકા**—બા, મને પણ વિશ્વાસ છે, અને તારી આશિષ્ છે.

**કમલા**—બ્હેન, જીવની આશિષ્ શી ?

**ગોકુલકુમારિકા**—બા, તારો આશય એવો જણાય છે કે દીનનાથી શ્રીમહાપ્રભુજીનું જ અવલમ્બન કરવું, તેમની જ આશિષથી અસાધન સાધન થઈ જશે. શ્રીઠાકુરજી જાગે તે પહેલાં શ્રીયમુનાજીનાં અને શ્રીમહાપ્રભુજીનાં ગુણગાન કરવાનું પ્રયોજન હવે મને કાંઇક સમજાયું. શ્રીયમુનાજીએ જેવી કૃપા શ્રીગોપીજનપર કરી તેવી કૃપા કરીને શ્રીમહાપ્રભુજી આપણાં નિસ્સાધન દેહપ્રાણેન્દ્રિયાન્તઃકરણમાં સ્થિતિ કરે તો જ શ્રીઠાકુરજીની સેવનાનો સંભવ. આ જ શ્રીઠાકુરજીની અઘટિતઘટના—

પટીયસી કૃપાશક્તિ, આ, હું શ્રીઠાકુરજીના રમ્ય શ્રીઅંગનું પ્રોંછનાદિ કરી રહી, હવે આપણે બંને સાથે જ મંગલભોગ ધરીએ.

કમલા—બહેન, તને મંગલભોગના શ્લોકની તો સ્મૃતિ છે, તેથી તું બોલ.

ગોકુલકુમારિકા—

व्रजस्त्रीकरयुग्मात्मयन्त्रे पात्रे च तन्मयम् ।
स्थापितं ते भोजनार्थं भोग्यभोज्यान्नसम्भृतम् ॥
भुंक्ष्व भावैकसंशुद्धदधिदुग्धादिमोदकान् ।
प्रियं ते नवनीतं च राधया सहितो हरे ॥
भापणं मा त्यज प्राणप्रिये गोपवधूपतेः ।
त्वन्मुखामोदसुरभि भोज्यं भुक्तेऽधिकं प्रियः ॥
राधाधरसुधापातुः किमन्यन्मधुरायितम् ।
यन्निवेद्यं तदप्येतन्नामसम्बन्धतो भवेत् ॥
प्रियामुखांबुजामोदसुरभ्यन्नमतिप्रियम् ।
अंगीकुरुष्व गोपीश तदीयत्वान्निवेदितम् ॥
निजास्ये नवलास्येऽस्मिन् आस्यभोज्यं मदर्पितम् ।
भुंक्ष्व श्रीगोकुलाधीश स्वाधिव्याधीन्निवारय ॥
यशोदारोहिणीभावाद् बलेन सह बालकैः ।
भुक्तं यथा बालभावमाकल्याद् भुंक्ष्व मे तथा ॥
श्रीराधे करुणासिन्धो श्रीकृष्णरसवारिधे ।
भोजनं कुरु भावेन प्रियेण प्रीतिपूर्वकम् ॥
त्वदीयमेव गोविन्द तुभ्यमेव समर्पितम् ।
गृहाण राधिकायुक्तो मयि नाथ कृपां कुरु ॥

આ, આપણે મંગલભોગ ધરી લીધા, તેથી વિનતિ કરીને બહાર સરકી જઈએ. સાવધાન[૧].

---

૧. સામેથી આવનાજતાં બહારનાં સ્રીપુરુષો અનવધાનતાથી સ્પર્શ ન કરે એ હેતુથી અસ્પૃશ્યતા-રક્ષણાર્થ આ શબ્દ ઉચ્ચારતા સેવાના જીવો મંદિરમાં સસંભ્રમ ગત્યાગતિ કરે છે.

## आर्द्र अने आर्त.

આર્દ્ર—કાંઇ પણ સાધન વિના કેવલ નિસ્સાધનતાનું અવલમ્બન કરવાથી પ્રસાદને સ્થાને પ્રમાદને અવકાશ પ્રાપ્ત થાય એમ ભીતિ રહે છે.

આર્ત—ભીતિ છે ત્યાંપર્યન્ત આવા પ્રશ્ન ચર્ચવાનો અધિકાર પણ કદાચિદ્ ન હોય. અભય એ દૈવ સમ્પત્તિનું પ્રથમ લક્ષ્મ છે.

આર્દ્ર—સુધારણા કરું છું.

આર્ત—તેમ કરવામાં રોધ નથી.

આર્દ્ર—કાંઇ પણ સાધન વિના કેવલ નિસ્સાધનતાનું અવલમ્બન કરવાથી પ્રસાદને સ્થાને પ્રમાદને અવકાશ થાય એમ લાગે છે.

આર્ત—તેમ પણ નથી.

આર્દ્ર—તે કેવી રીતિએ ?

આર્ત—સાવધાનતાથી શ્રવણ કરશો ?

આર્દ્ર—સાવધાન છું, શ્રવણ કરાવો.

આર્ત—પુરુષોત્તમ, પુષ્ટિમાર્ગ, તન્માર્ગમાં લગ્ન જીવ, સેવના, પ્રપત્તિ ઇત્યાદિ શબ્દની મીમાંસા કદાપિ કરેલી ખરી ?

આર્દ્ર—સત્ય કહું ?

આર્ત—અવશ્ય.

આર્દ્ર—જીવની જલ્પનાથી ગ્લાનિ પ્રાપ્ત થશે.

આર્ત—તેવા પ્રસગ પણ કવચિદ્ બાધક નથી. प्रभुस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ।

આર્દ્ર—લજ્જા પ્રાપ્ત થાય છે.

આર્ત—સદોષતાની સ્ફૂર્તિ પણ નિસ્સાધનતાનું અંગ જ છે.

આર્દ્ર—અતિશય ત્રપા પ્રાપ્ત થાય છે.

આર્ત—એ ઉત્તમોત્તમ કૃપાચિહ્ન શ્રવણાધિકાર સંપાદન કરાવે છે.

આર્દ્ર—પુરુષોત્તમની મીમાંસા મનવડે ક્યાંથી થાય ?

આર્ત—કેમ ન થાય ?

આર્દ્ર—સ્વયંભૂએ જ ઇન્દ્રિયોને પરાક્—બહિર્મુખ—સર્જી. पराञ्चि खानि व्यतृणत् स्वयम्भूः ।

આર્ત—તેથી શું ?

આર્દ્ર—તેથી ઇન્દ્રિયો બ્રહ્મસન્મુખ થઈ શકતી નથી, વાચાપ્રભૂતિ કર્મજ્ઞાનેન્દ્રિય અને મન પણ બ્રહ્મથી નિવર્તે છે, यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

આર્ત—પરન્તુ ઉત્તરાર્ધનું સંગોપન શામાટે ?

આર્દ્ર—બ્રહ્મના આનન્દના વિદ્વાન્ સર્વત્ર સર્વદા નિર્ભય હોય છે, आनन्द ब्रह्मणो विद्वान् न विभेति कदाचन ।

આર્ત—સમગ્ર શ્રુતિ ધરાવો.

આર્દ્ર—વાચાપ્રભૃતિ કર્મજ્ઞાનેંદ્રિય અને મન પણ જ્યાંથી નિવર્તે છે એવા બ્રહ્મના આનન્દના વિદ્વાન્ સર્વત્ર સર્વદા નિર્ભય હોય છે વાચાપ્રભૃતિ મનપર્યંત 'સાધકતમ' કરણમાત્ર બ્રહ્મના આનન્દનો સંસ્પર્શ કરી શકતાં નથી.

આર્ત—અર્થાત્?

આર્દ્ર—શબ્દથી પણ તેનુ વિશદ જ કથન કરાવશો?

આર્ત—શી ક્ષતિ?

આર્દ્ર—બ્રહ્મનો આનન્દ જીવવિહિત સાધનમાત્રથી પ્રાપ્ય નથી, બ્રહ્માનન્દ જીવકૃતિસાધ્ય નથી.

આર્ત—કમનીય, પરન્તુ બ્રહ્મના આનન્દના પણ વિદ્વાન્ કોઇક વિરલ હોય છે જ એમ પણ ભગવતી શ્રુતિ જ આજ્ઞા કરે છે.

આર્દ્ર—જીવવિહિત સાધનમાત્રથી અગમ્ય બ્રહ્મના આનન્દના વિદ્વાન્ સદાસર્વદા નિર્ભય હોય છે એ તો નિર્વિવાદ જ છે, અને તેથી બ્રહ્મની સ્વેચ્છા થશે ત્યારે જ તે નિજ આનન્દનું દાન કરશે એમ કેવલ નિસ્સાધનતાનું અવલમ્બન કરવાથી પ્રમાદને અવકાશ પ્રાપ્ત થાય છે.

આર્ત—ઉત્કૃષ્ટોત્કૃષ્ટ, હવે અનુવાદનું શ્રવણ કરો.

આર્દ્ર—સાવધાન છું.

આર્ત—બ્રહ્મ સ્વયંપ્રકાશ છે તેથી પ્રકાશક છે અને સર્વ વિશ્વ પ્રકાશ્ય છે એમ તમેત્ર ભાન્ત શ્રુતિનો આશય છે. સર્વ વિશ્વ જ બ્રહ્મપ્રકાશ્ય તેથી બ્રહ્મ પ્રકાશક અને વિશ્વાન્તર્વર્તિ પ્રમાણમાત્ર પ્રકાશ્ય. પ્રકાશક બ્રહ્મના પ્રકાશાનુગ્રહ વિના પ્રમાણની પ્રવૃત્તિ જ સંભવતી નથી. આ પ્રકારે સર્વ પ્રમાણમાત્ર બ્રહ્મપ્રકાશ્ય હોવાથી બ્રહ્મનાં પ્રકાશક થઇ શકતાં નથી. પ્રકાશ્ય પ્રમાણવડે બ્રહ્મ પ્રકાશ્ય છે એમ માનતાં બ્રહ્મના સ્વયંપ્રકાશત્વમાં વિરોધ પ્રાપ્ત થાય, તેથી બ્રહ્મની શ્રુત્યુક્ત સ્વયંપ્રકાશતા સ્વીકારીને કેવલ અપ્રકાશ્ય જ બ્રહ્મ માનવું.

આર્દ્ર—અહો અનુવાદચાતુરી!

આર્ત—વળી બ્રહ્મનો વિચાર પણ મન વડે જ થવાનો, બ્રહ્મને મનનો વિષય સ્વીકારતા યતોવાચો શ્રુતિનો પણ વ્યાકોપ થાય છે.

આર્દ્ર—અવશ્ય થાય જ.

આર્ત—વળી પદાર્થનો સન્નિકર્ષ અને સહકારિનો અનુગ્રહ આ ઉભય સામગ્રીની પ્રમાણમાં અપેક્ષા રહે છે. પરન્તુ બ્રહ્મનો સ્પર્શ કે બ્રહ્મનું જ્ઞાન સંભવતું નથી એમ અર્થવની યં ન સ્પૃશન્તિ ન વિદુઃ સ્મૃતિ બ્રહ્મના સન્નિકર્ષનો અસંભવ સ્મરે છે, તમેવ ભાન્ત શ્રુતિ સ્વયંપ્રકાશ બ્રહ્મનું ઇતર કોઇ પણ પ્રકાશક ન થઇ શકે એમ ઉપદેશે છે, અને યતોવાચોશ્રુતિ બ્રહ્મથી મનની નિવૃત્તિ ઉપદેશે છે, તેથી બ્રહ્મ કોઇ પણ પ્રમાણનો વિષય થઇ શકે નહિ. યતોવાચો શ્રુતિમાં વાણીની નિવૃત્તિ ઉપદેશાઇ છે, તેથી સત્યં જ્ઞાનં અનન્તં ઇત્યાદિ પદ પણ બ્રહ્મનાં વાચક નથી પણ લક્ષક છે. પ્રમાણ વ્યવહાર્ય છે અને બ્રહ્મ તો સર્વ વ્યવહારથી અતીત છે, તેથી બ્રહ્મમાં કોઇ પણ પ્રમાણની પ્રવૃત્તિ થઇ શકતી નથી. આ પ્રકારે બ્રહ્મનો વિચાર જ થઇ શકતો

નથી એમ સિદ્ધ થયું, તેથી બ્રહ્મની પ્રમિતિને અર્થે મીમાંસાકાર: ઉપનિષદ્નો અર્થ પણ અવિચાર્ય જ.

આર્દ્ર—पराञ्चि खानि શ્રુતિનો પણ અભિપ્રાય આ જ છે.

આર્ત—બ્રહ્મ સર્વ વ્યવહારથી અતીત છે વાણીમનથી પણ અગોચર છે ઇત્યાદિ પણ ઉપનિષદ્થી જ જણાય છે, તેથી પ્રમાણનો વિષય બ્રહ્મ નથી એવા જ્ઞાનને અર્થે પણ ઉપનિષદ્નો વિચાર કરવો પ્રાપ્ત થાય એમ ભાવના કરવામાં આવે તો તે પણ અયુક્ત છે. નિજ વ્યાપારે કરીને બ્રહ્મને સ્વવિષય કરે છે તથાપિ બ્રહ્મને અવાચ્ય કહે છે, તેથી એવી બાધિતાર્થ ઉપનિષદ્ની મીમાંસા જ ન કરવી, આ પ્રકારે અનુવાદ સમ્મત હોય તો સિદ્ધાન્ત ઉપક્રમાય.

આર્દ્ર—અનુવાદ અક્ષરશઃ યથાર્થ છે, અને તેથી જ કેવલ નિસ્સાધનતામાં પ્રમાદને અવકાશ, પ્રસાદને નહિ

આર્ત—અત્ર જ વિરમવામાં આવે અને બ્રહ્મને સર્વજ વ્યવહારથી અતીત કલ્પવામાં આવે તો પ્રમાદને અવકાશ પ્રાપ્ત થાય, પરન્તુ તેમ નથી.

આર્દ્ર—તે કેવી રીતિએ ?

આર્ત—तदैक्षत स ईक्षांचक्रे શ્રુતિનું પણ અનુસન્ધાન કરો.

આર્દ્ર—" હું આ પ્રકારે કરીશ " ઇત્યાદિ નિશ્ચયાત્મક આલોચન તે જ બ્રહ્મની ઈક્ષા.

આર્ત—બ્રહ્મની સર્વ પ્રમાણાતીતતા જેમ શ્રુતિસિદ્ધ છે તેમ જ બ્રહ્મની ઈક્ષા પણ શ્રુતિસિદ્ધ છે.

આર્દ્ર—નિષ્પ્રત્યૂહ.

આર્ત—બ્રહ્મની સર્વ પ્રમાણાતીતતા અને ઇક્ષા ઉભયે શ્રુતિસિદ્ધ, તેથી ઉભયનું બલ સમાન, અને તેથી એકનો બાધ અન્યથી ન થાય.

આર્દ્ર—સમાનબલ શ્રુતિદ્વયમાં એકનો બાધ કરીને અન્યનો પરિગ્રહ ન્યાય્ય નથી, ઉભયનો જ સમાન અંગીકાર પ્રાપ્ત થાય છે.

આર્ત—तदेजति तन्नैजति ઇત્યાદિ શ્રુતિ એક જ અદ્વિતીય બ્રહ્મમાં એજન—કમ્પન—અને અનેજન—અકમ્પન—એ વિરુદ્ધ ધર્મ ઉપદેશીને બ્રહ્મની વિરુદ્ધસર્વધર્માશ્રયતાનું સૂચન કરે છે.

આર્દ્ર—બ્રહ્મની વિરુદ્ધસર્વધર્માશ્રયતા તો ' अन्यदेव तद् विदितात् अथो अविदितात् ' ' अणोरणीयान् महतो महीयान् ' ઇત્યાદિ શ્રુતિમાં, શ્રીમદ્ભગવદ્ગીતાના ત્રયોદશાધ્યાયમાં, અને तत्तु समन्वयात् બ્રહ્મસૂત્રમાં પણ વિશદ જ છે. બ્રહ્મની વિરુદ્ધસર્વધર્માશ્રયતા વેદાન્તનું પરમ મણ્ડન છે.

આર્ત—શ્રુતિગીતાન્યાયથી બ્રહ્મની વિરુદ્ધસર્વધર્માશ્રયતા સ્વીકારીને સર્વ વ્યવહારથી પ્રમાણથી અતીત જ બ્રહ્મને નિજ ઈક્ષાથી વિચાર્ય—વ્યવહાર્ય—પણ સ્વીકારવું.

આર્દ્ર—રમણીય ! ' આ નિજ આત્માને નાના પ્રકારે કરીશ અને સર્વવ્યવહારાતીત છું તથાપિ લોકસૃષ્ટિદ્વારા વ્યવહાર્ય થઈશ ' એમ અદ્વિતીય બ્રહ્મે જ કૃપા કરીને ઈક્ષા કરી.

આર્ત—જીવનઃ પરિચ્છિન્ન બલે બ્રહ્મની મીમાંસા અશક્ય જ છે, તથાપિ બ્રહ્મે કૃપા કરીને ઇક્ષા કરી તેથી ઇક્ષારૂપ કૃપાથી બ્રહ્મવિચાર સંભવે છે.

આર્દ્ર—સમ્યક્ સમ્યક્, જીવ સ્વતઃ તો નિસ્સાધન જ છે, તથાપિ બ્રહ્મ પરમાત્મા ભગવાન્ પરમકૃપાલુ છે, તેથી દીનતાથી નિઃસાધનતાનો જ અંગીકાર કરીને ભગવત્પ્રપત્તિ જ આદરવી, તેથી પ્રમાદ નહિ પરન્તુ પ્રસાદ જ પ્રાપ્ત થાય.

આર્ત—સસાધન સાધનનિષ્ઠતાથી જીવાશ્રયવાદ પ્રાપ્ત થાય, જીવની ચ્યુતિ થાય, જીવ ભ્રષ્ટ થઈ જાય, તેથી કૃપાત્મક પુષ્ટિમાર્ગમાં તો શું પરન્તુ તદવલમ્બક સાધનાત્મક મર્યાદામાર્ગમાં પણ નિઃશ્રેયસાર્થ શ્રીમદાચાર્યચરણોપસત્તિરૂપ નિસ્સાધનતામૂલક પરાશ્રયનો જ ઉપનિષદ્‌માં પણ ઉપદેશ છે.

तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥

આર્દ્ર—तस्मै स विद्वानुपसन्नाय सम्यक्प्रशान्तचित्ताय शमान्विताय।
येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥

આર્ત—હવે યતોવાચોનો ઉત્તરાર્ધ પણ ઘટાવો.

આર્દ્ર—જીવનાં વાક્પ્રભૃતિ બાહ્ય અને મનઃપ્રભૃતિ આન્તર કરણ બ્રહ્મથી નિવર્તે છે. બ્રહ્મની આ સર્વ વ્યવહારાતીતતા તે જ જીવની કેવલ નિઃસાધનતા. આ પ્રકારે બ્રહ્મ સર્વ-વ્યવહારાતીત અને જીવ નિઃસાધન, તેથી જીવે શ્રીકૃષ્ણાનન્ય શ્રીમદાચાર્યચરણની જ સર્વાત્મભાવે ઉપસત્તિ કરવી, જેથી તેમના કૃપાકટાક્ષથી તદનન્ય શ્રીકૃષ્ણના રસાત્મક આનન્દસન્દોહનું સદાસર્વદા સર્વત્ર નિર્ભય વિહરવાનું વિરલ અહોભાગ્ય પ્રાપ્ત થાય. બ્રહ્મની ઇક્ષાના અનનુસન્ધાનમાં પ્રમાદ પરન્તુ તે ઇક્ષાના અનુસન્ધાનમાં સદૈવ પ્રસાદ જ સંભવે છે.

આર્ત—સુન્દર ! ઇક્ષત્યધિકરણના આ રમણીય સ્વારસ્યનું શ્રવણ કરાવ્યું, તેનું નિરન્તર મનનનિદિધ્યાસન કરજો. आवृत्तिरसकृदुपदेशात् ।

આર્દ્ર—ઇક્ષત્યધિકરણમાં તો સાંખ્ય પ્રકૃતિવાદનું ખંડન આપાતતઃ જણાય છે તેમાંથી આવો વિલક્ષણ પરાશ્રય માર્ગ સિદ્ધ થાય છે એ વિજ્ઞાન આજે જ શ્રીમદાચાર્યચરણના અનુગ્રહથી પ્રાપ્ત થયું.

આર્ત—શ્રીકૃષ્ણાસ્ય શ્રીકૃષ્ણાનન્ય શ્રીમદાચાર્યચરણકમલના અનન્ય આશ્રયના અભાવે મર્ત્ય બુદ્ધિથી અર્થનો અનર્થ ભાસે છે, અનેક સ્વાર્થપ્રચુર કુટિલતા ઉદ્‌ભવે છે, તેથી નિઃસાધન જીવના નિઃશ્રેયસાર્થ મર્યાદા અને પુષ્ટિ ઉભયે માર્ગમાં શ્રીમદાચાર્ય-ચરણકમલની ઉપસત્તિ જ પ્રથમ અંગ છે.

न नरेणावरेण प्रोक्तं एष सुविज्ञेयो बहुधा चिन्त्यमानः ।
अनन्यप्रोक्ते गतिरस्ति नास्त्यणीयान् ह्यतर्क्यमनुप्रमाणात् ॥

આર્દ્ર—અનુપનીત અસંસ્કૃત વ્રાત્યપ્રાય પણ્ડિતમ્મન્ય વિપ્ર. પ્રગલ્ભથી શિક્ષિત બ્રહ્મવિદ્યા યથાર્થ ફલ સમર્પતી નથી એમ હરિકૃપાથી વિનિશ્ચય થયો, કુટિલતા ત્રુટી.

आविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितम्मन्यमानाः ।
दन्द्रम्यमाणाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥

× × × × × × ×

आश्चर्यो वक्ता कुशलोस्य लब्धाश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥

આર્ત—કાંઇક રસાભાસ થાય છે.

આર્દ્ર—તેથી હવે પ્રારંભમાં જ શ્રીસર્વોત્તમજી શ્રીવલ્લભાષ્ટક શ્રીસમર્પણાદિ અને શ્રીહરિધનચરણના લઘુ પરન્તુ ગભીર ગ્રંથના આશય સુસ્થિર થયા પછી જ શ્રીમદાચાર્યચરણનું યથાર્થ સ્વરૂપ હૃદયકમલમાં પ્રકાશે એ સાક્ષાત્કારના સૌભાગ્યમાં રસાભાસ પણ રસનો જ પોષક છે. હવે શી આજ્ઞા છે ?

આર્ત—આજ્ઞા શ્રીમદાચાર્યચરણની, જીવની નહિ જ. જ્યાં વિચરો ત્યાં નિઃસાધનતાનું અનુસન્ધાન કરાવીને પુષ્ટિમાર્ગમાં વૃત પરન્તુ દુઃસંસર્ગથી અને દુષ્ટાન્નથી બહિર્મુખ જીવોને શ્રીમદાચાર્યચરણકમલના અનન્ય આશ્રયમાર્ગનો—તાપક્લેશાત્મક દાસ્યરૂપ પ્રપત્તિમાર્ગનો—સંકેત કરાવજો, જેથી તે પામરોની ફલાત્મક સેવામાર્ગમાં કદાપિ 'સાધનભ્રાન્તિ' ન થાય.

આર્દ્ર—કાંઇ ગુરુદક્ષિણા ?

આર્ત—શ્રીમદાચાર્યચરણના સુપ્રસન્ન વદનકમલની મકરન્દચ્છટામાં કોટ્યવધિ ગુરુદક્ષિણા વિલસે છે. ગુરુશિષ્ય નથી, પરન્તુ ગુરુભાઈ છીએ, નિસ્સાધનતાથી શ્રીમદાચાર્યચરણનાં ગુણગાન કરવાની સ્પૃહા થાય ત્યારે પુનઃ પધારજો.

सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै ।
ओम् । शान्तिः । शान्तिः । शान्तिः ॥

---

## निजमार्गीय प्रवृत्ति.

શ્રીસુબોધિનીજી પ્રથમ સ્કન્ધ અને ભક્તિહંસના પ્રકાશક ક. કા. ક. શુ. ક. ભટ્ટ બલભદ્રશર્માએ શ્રીદેવકીનન્દનજીકૃત પ્રકાશસહિત 'બાલબોધ' પ્રસિદ્ધ કર્યો છે. નિર્ણયસાગરમાં મુદ્રિત આ ગ્રન્થનું 'નિર્મૂછન' માત્ર ૦-૨-૩ છે. સામ્પ્રદાયિક સંસ્કૃત સાહિત્યના સંગ્રાહકોએ અત્ર ઉત્તેજન અર્પવું યુક્ત છે.

× × × × ×

ઉક્ત ભટ્ટજી સ્વલ્પ કાલમાં શ્રીયમુનાષ્ટકનું સંસ્કૃત સાહિત્ય અને લાલુભટ્ટજીવિરચિત 'સેવાકૌમુદી' અને 'નિર્ણયાર્ણવ' પણ પ્રસિદ્ધ કરશે.

× × × × × ×

શ્રીસુદામપુરીસ્થ સુગૃહીતનામધેય શ્રીજીવનલાલજીના સમુત્તેજનથી રા. રા. મૂલચન્દ્ર તુલસીદાસ તેલીવાલા બી. એ. એલ. એલ. બી. પોડશ ગ્રન્થનું સંસ્કૃત સાહિત્ય શ્રીસેવા—

ફલથી વ્યુત્ક્રમે અર્થાત્ સેવાફલથી વિપરીત ક્રમે પ્રસિદ્ધ કરવાની તૈયારીમાં છે. ઉક્ત મહારાજશ્રીએ દશ સહસ્ર મુદ્રા સામ્પ્રદાયિક સંસ્કૃત ગ્રન્થોની પ્રસિદ્ધિમાં વિનિયોગ કરવાનો સંકલ્પ બહુ વર્ષથી કર્યો છે. અન્ય મહાનુભાવીઓ પણ આ દિશામાં એમનું અનુકરણ કરે તો કેવું સારૂં !

× × × × ×

શ્રીજીવનલાલજી અને તેમના લાલજી ચિ. શ્રીરણછોડલાલજી આશ્વિનમાં દ્વારકા યાત્રાર્થ પધારવાના છે.

× × × × ×

એક ઉદાત્ત ભાટીઆ વૈષ્ણવે શ્રીપુરુષોત્તમજીના વાદગ્રન્થની પ્રસિદ્ધયર્થ પંચ સહસ્ર મુદ્રાનો સુવ્યય કરવાનો નિશ્ચય કર્યો છે, અને તે સત્કાર્યમાં વે. શા. સં. ભટ્ટ વસન્તરામ હરિકૃષ્ણનું વિનિયોજન પણ કર્યું છે. અવતારવાદાવલિનો આદ્ય 'પ્રહસ્ત' ગ્રન્થ સવિવૃતિ સ્વલ્પ કાલમા પ્રસિદ્ધ થશે.

× × × × ×

કાશીસ્થ રત્નગોપાલભટ્ટજીદ્વારા તત્ત્વદીપનિબન્ધનાં બે પ્રકરણ પ્રકાશ અને આવરણભંગસમેત પ્રકટ થઈ ગયા પછી શ્રીભાગવતાર્થપ્રકરણની પ્રસિદ્ધિ આવશ્યક હતી. શ્રીનાથદ્વારસ્થ શ્રીવિઠ્ઠલેશ્વરના તિલકાયિત સુગૃહીતનામધેય ચિ. શ્રીગોપેશ્વરલાલજીએ સપ્રકાશ સાવરણભંગ શ્રીભાગવતાર્થપ્રકરણ મુદ્રિત કરવાને ઉક્ત વસન્તરામની યોજના કરી છે, અને દ્વિતીયસ્કન્ધપર્યન્તનું મુદ્રણ પણ થઈ ગયું છે.

× × × × ×

આ અંકમાં પ્રારંભમાં મુદ્રિત શ્રીમદ્વલ્લભાધીશ્વરના જૈમિનિસૂત્રભાષ્યના ભાવાર્થપાદના દર્શનથી કયા વૈષ્ણવને આનન્દ નહિ થાય ? આગામી અંકમાં તે વિભાગનું શ્રીયદુનાથવિરચિત વિવરણ પણ પ્રસિદ્ધ કરવામાં આવશે.

× × × × ×

મુંબાઈમાં શ્રીબાલકૃષ્ણલાલના શ્રીબૃહન્મન્દિરમાં ચિ. શ્રીગોકુલનાથજીની અધ્યક્ષતાનીચે પ્રત્યેક એકાદશીએ સાયંકાલે સામ્પ્રદાયિક ભાષણ આપવાનો ક્રમ અસ્ખલિત પ્રવર્તે છે, તથાપિ વૈષ્ણવો તેનો યોગ્ય લાભ લેતા નથી એમ કહેવામાં આવે છે, સ્વહિતાવહ આ ભાષણોનો લાભ લેવાની આન્તર અભિલાષા વૈષ્ણવોને સ્વાભાવિક હોય છે જ, તથાપિ કાંઇ પ્રમાદ થતો હોય તો તેનો પરિત્યાગ કરીને વૈષ્ણવોએ આ ભાષણોમાં નિયમપૂર્વક ઉપસ્થિત થવું યુક્ત છે. એકાદશી 'હરિવાસર' કહેવાય છે, અને તે રાત્રિએ જાગરણ કરવાનો શિષ્ટાચાર છે, એ સ્મરણમાં રાખવાથી પ્રમાદ તિરોભૂત થઈ જશે. શાસ્ત્રીઓએ પણ યથાશક્તિ શ્રીમદ્વલ્લભાધીશ્વરનાં જ પ્રામાણિક વચનામૃતના સિંચનથી શ્રોતાના ત્રિવિધ તાપ શાન્ત કરવાની સેવા લક્ષમા રાખવી. જૈવ વૈખરીથી ઉત્તમ ફલ પ્રાપ્ત થતું નથી, પણ શ્રીમદ્વલ્લભાધીશ્વરની પ્રામાણિક વાક્સુધાથી જ તે અલભ્ય ફલનો લાભ પ્રાપ્ત થાય છે

× × × × ×

પ્રાચીન સદ્વૈષ્ણવોની તો સ્મૃતિમાં પણ હશે કે 'શ્રીસુબોધિની' પાઠશાલા તરફથી તદધ્યક્ષ સુગૃહીતનામધેય શ્રીનૃસિંહલાલજીમહારાજ સભામાં નિજ શ્રીહસ્તકમલમાં પ્રાચીન

ગ્રન્થની પ્રતિ રાખીને જ 'કથોપદેશ' પ્રતિરવિવાર કરતા. આ પ્રકાર આદરવાથી ગ્રન્થ પંક્તિપ્રતિ પ્રતિક્ષણ દૃષ્ટિ રહે છે. શ્રીગોકુલનાથજીને આ સુપદ્ધતિ આદરણીય લાગે અ શ્રીનૃસિંહલાલજીવત્ ' કથોપદેશ ' કરવાની ઇચ્છા થાય તો તેથી અમારા નમ્ર અભિપ્રા પ્રમાણે વૈષ્ણવો વિશેષ પ્રસન્ન થશે. તેમ જો ભગવદિચ્છાથી થાય તો શાસ્ત્રીઓનાં જે વાક્યનું શ્રવણ કરવાની સ્પૃહા ન પણ હોય તેવા સહૃદય વૈષ્ણવો પણ શ્રીગોકુલનાથજીન શ્રીમુખમાંથી શ્રીમદ્વલ્લભાધીશ્વરનાં વચનામૃત પાન કરવાને ઉપસ્થિત થયા વિના રહે નહિ. વૈષ્ણવો તો શ્રીમદ્વલ્લભાધીશ્વરના શ્રીમુખકમલની દુર્લભ સુધાના જ સદાએ તર્સ્યા છે

× × × × ×

શ્રીબાલકૃષ્ણલાલજી આજ્ઞા કરતા કે 'લેક્ચર' વા ' ભાષણ' પ્રવાહિક છે, ' કથા મર્યાદિક છે, અને 'ઉપદેશ' પૌષ્ટિક છે.' પ્રવાહિક પરિસ્થિતિમાંથી કથોપદેશદ્વારા સમુ દ્ધારપ્રયત્ન વૈષ્ણવોને આનંદદાયક જ થશે.

× × × × ×

આ વર્ષે વ્રજયાત્રામાં સારો આનન્દ પ્રાપ્ત થાય એમ છે. શ્રીમથુરાના શ્રીગોપાલ લાલજી તો પ્રતિવર્ષ વ્રજયાત્રા કરે જ છે પરન્તુ આ વર્ષે તેમની સાથે શ્રીકલ્યાણરાયજીન તિલકાયિત શ્રીગિરિધરલાલજી અને તેમના ચિ. લાલજી શ્રીવલ્લભલાલજી પણ છે, કાશીર્થ શ્રીમન્મુકુન્દરાયજીના તિલકાયિત શ્રીજીવનલાલજીના છોટા ચિ. લાલજી શ્રીમુરલીધરજી પણ શ્રીગોપાલલાલકાકાજીની આજ્ઞા સ્વીકારીને સપરિકર વ્રજયાત્રાર્થ પ્રધાર્યા છે. શ્રીમથુરાન શ્રીરમણલાલજી અને તેમના લાલજી શ્રીવ્રજપાલલાલજી તથા શ્રીઘનશ્યામલાલજી પણ સપુત્રપૌત્ર વ્રજયાત્રામાં પ્રધાર્યા છે. આ સર્વ બાલકો કીર્તન અને રાસાદિકમાં સુનિપુણ છે. મુમ્બાઇથી ચિ. શ્રીગોવર્ધનલાલજી પણ વ્રજયાત્રામાં પ્રધાર્યા છે, તેથી કથારસ પણ પ્રાપ્ત થાય એમ છે.

× × × × ×

શ્રીકામ્યવનસ્થ શ્રીમદનમોહનલાલજીના તિલકાયિત શ્રીગોપાલલાલજીના ચિ. શ્રી રમણલાલજીની વહુજીના લીલામાં પ્રવેશ થયાના સમાચારથી મુંબાઇમાં ' માર્કેટ ' બન્ધ રહી હતી.

× × × × ×

શ્રીરાજનગરસ્થ શ્રીમન્નટવરલાલજીના તિલકાયિત શ્રીમધુસૂદનલાલજીના વહુજીના પણ લીલામાં પ્રવેશ થયાના સમાચાર શ્રવણ કરતાં ખેદ થાય છે. શ્રીગોપાલલાલજીએ વ્રજયાત્રામાં પ્રધારવાને અતિશય સ્નેહમય આગ્રહ કર્યો, તથાપિ ચિ. શ્રીરણછોડલાલજીના વહુજીનું શ્રીઅંગ સ્વસ્થ નહિ હોવાથી ત્યાં પ્રધારી શક્યા નથી. શ્રીનટવરલાલજી એમને સર્વ ચિન્તા નિવૃત્ત કરો.

× × × × ×

આગામી ત્રણ માસનો પણ એક સમગ્ર અંક આ પ્રકારે જ પ્રસિદ્ધ કરવામાં આવશે. પૃથક્ માસિક કરતાં સમગ્ર ત્રૈમાસિક જે ગ્રાહકોને વિશેષ રુચતુ હોય તેમણે કૃપા કરીને પ્રકાશકને પોતાની પ્રસન્નતા પત્રથી નિવેદવી.

× × × × ×

the special qualifications of Brahman do not in the least affect any substance, otherwise all would be liberated at once. (3) In spite of this, everything is the body (*Sarîra*), not merely a substratum (Adhishthânam) of Brahman. This gives us some idea of "its immense *glory*" e. g. *of its enlightening the universe, of its* moral and spiritual government etc. etc. It demonstrates that Brahman is far superior to the individual soul or gods. (4) To crown all, Brahman remains the internal ruler (Niyantri) of everything. The Adhikarana in question therefore decides another dispute. The question arising here is whether the words Adhideva, Adhiloka, Adhiveda, Adhiyajna, Adhibhûta, and Adhyâtman refer to Paramâtman or to something else. The *Sâm*khyas urge that Adhideva etc. refer to the Presiding Deity. Adhiloka etc. are wellknown in the *S*ikshopanishad to have been used etymologically, Adhideva etc. therefore mean neither Brahman nor anything else. The *S*ûtrakâra of course answers against the *Sâm*khyas that Adhideva etc. are Brahman and nothing but Brahman. *Samkara* therefore does not seem to have understood the whole Adhikarana here.

Again, *Samkara* suspects that the *Sâm*khyas may maintain that the Adrishta etc. refer to Prakriti. But this is a groundless fear. The words "seer" (drashtâ) and "hearer" (*S*rotâ) in Brih. Up. III, 7, 23. are obviously against them and the moment they listen to those two words, they cease to maintain that the passage Adrishta etc. refers to Prakriti. It is but impossible that the *Sâm*khyas would presume to defend their doctrine of Prakriti on hearing one single word Adrishtah in that passage. When *Samkara's* pûrvapaksha is thus entirely wrong, his uttarapaksha deserves no consideration.

It is, however, interesting to watch how the *Sâm*khyas would attempt to demonstrate that even the passages in the Antaryâmi-Brahmana refer to Prakriti. Bâdarâyana accepts the doctrine of Brahman on the evidence of Chhâ. III, 14, 1, VI, 8, 4. etc. Brahman then is the cause, and the inanimate substance and the soul are the effect, though they are forms of the same causal Brahman. At any rate, Antaryâmin is not known in his doctrine. Brahman again

having no body (*Sarira*) and the powers of the soul being limited, neither can be Antaryâmin. Thus it will be necessary to imagine an Antaryâmin in the form of a secondary Iswara. (Kâryeswara) Now this Kâryeswara can only be one who has his presiding power (Abhimâna) on Mahat or Prak*ri*ti. In spite of all these and similar imaginations, contradiction in *S*rutis (*S*rutivirodha) will continue to be a grave objection, for no Upanishad according to Bâdarâya*n*a teaches such a Kâryeswara. The Sâ*m*khyas would continue this line of argument and finally say that as for themselves they accept a Kâryeswara., and that this AntaryâmiBrâhma*n*a being in their favour, their doctrine is *s*rauta.

*S*a*m*kara standing on his Mâyâvâda cannot certainly meet such a pûrvapaksha. The Brahmavâdin as distinguished from the Mâyâvâdin alone is competent to make a satisfactory reply to the Sâ*m*khyas. He can consistently show that Antaryâmin is not a Kâryeswara but a ***real*** inner ruler, and that it is nothing but an aspect of all-embracing[1] Brahman itself, possessing incomprehensible infinite powers Standing thus firmly on his Brahmavâda, the Brahmavâdin may competently point out to the Sâ*m*khyas that Prak*ri*ti cannot even by implication be the inner ruler, for clay is not the inner ruler of pots etc. Even Bhikshu has here to observe देवानां यत्किञ्चित्प्रकृतिपुरुषप्रेरकत्वेऽपि न सर्वान्तर्यामित्वम् ।

In the Dyubhvâdyadhikara*n*a there is a sûtra Nânumânikamatachchhabdât directed against the Sâ*m*khyas. Sa*m*kara here observes that Prak*ri*ti is not the abode of heaven, earth, etc. because there is no word in its favour. The Sâ*m*khyas would however here point out a few passages in their favour. Mu*nd*aka II, 2, 5, II, 2, 7. II, 2, 9, etc. certainly favour the Sâ*m*khyas better than the Mâyâvâdin. The property of the inanimate substance, of the body, of effect and of light are respectively illustrated in those passages. Add to

1 बहु स्याम्प्रजायेयेतिवीक्षा तस्य ह्यभूत् सती । तदिच्छामात्रतस्तस्माद् ब्रह्मभूतास्त्वचेतनाः ॥ स्पष्ट्याद्यौ निर्गताः सर्वे निराकारास्तदिच्छया । विस्फुलिंगा इवाग्नेस्तु सदंशेन जडा अपि ॥ आनन्दांशस्वरूपेण सर्वान्तर्यामिरूपिणः । सच्चिदानन्दरूपेषु पूर्वयोरन्यलीनता ॥ अत एव निराकारौ पूर्वावानन्दलोपतः । जडो जीवोन्तरात्मेति व्यवहारस्त्रिधा मतः ॥ (Nib. *S*as. Prak.)

these Mun*d*aka II, 2, 7 etc. referring to Purusha. The Sâmkhyas would thus conclude that their doctrine of Prak*r*iti and Purusha is quite consistent with the Vedas ( *S*rauta ).

Again the arrangement of *S*am*k*ara's Pûrvapaksha is faulty. He represents the opponent observing that it is known from every-day experience that a bridge presupposes some further bank to which it leads, while it is impossible to assume something beyond the highest Brahman. *S*a*m*kara then utilises this Adhikara*n*a in solving this mention of the bridge[1] (Setuvyapade*s*a). If, however, he answers that question here, he cannot again put forth the same Pûrvapaksha in B. S. III 2, 31, for if once a difficulty is got over, it cannot be brought forth again. *S*a*m*kara again contrives to bring in his Mâyâvâda here and suggests that Brahman's being an abode (âyatanam) is also *unreal* in spite of Mu*n*daka II, 1, 1, II, 1, 2, II, 1, 3, II, 2, 1, II, 2, 6, and similar passages down to the end of that Upanishad, that conclusively teach that Brahman is the *real* ( not unreal ) support.

The Brahmavâdin can easily show that the passage refers to Brahman as the support (âdhâra) of everything, and silence the Sâ*m*khyas etc. for an inanimate substance can never be conceived to be the support of heaven and earth.

We now come to a very interesting discussion about the "Invisible"[2] (Ad*r*isyam). The *S*â*m*khyas maintain that the Invisible etc. refer to Prak*r*iti, 'source of all beings' (Bhûtayonih), they say, is enough to decide the case in their favour. The illustrations selected are all of inanimate objects. Even if some were to urge that the "Spider" (Ur*n*anâbhih) and "a living man" (Purusha) are illustrations implying life, they would answer that pure life (Chetanam) cannot be the source (yoni), life may but work as a substratum (Adhish*th*ânam). Again Mu*n*daka II, 1, 9 etc. refer to Purusha. The Scriptural passages begin with Prak*r*iti and end with Purusha as in Ka*th*a I, 3, 11. Even if "source" ( yoni ) be taken not as material cause but as instrumentality, Purusha will be the instrumental

1. Mu*nd*. II, 2, 5. 2. Mu*nd*. I, 1, 5 and 6.

cause ( *nimitta* ), since there is no distinct mention that Brahman can be the nimitta, and not Jîva. *Samkara* assumes that *Mund.* II, 1, 9 is enough to decide that the *Invisible* etc. refer to Paramâtman. Neither the Sâmkhya Prakriti nor the soul can be omniscient. Nor can the Sâmkhyas urge that 'omniscience' refers to their own Purusha, because *Mund.* II, 1, 9 comes after *Mund.* II, 1, 7 and the general topic of discussion ( Nirdesasâmyam ) decides that the "Imperishable" ( Aksharam ) is the source of all beings (Bhûtayoni) and that the Imperishable itself is omniscient. Nor does *Mund.* II, 1, 2 mean that the Sâmkhya Purusha is higher than Sâmkhya Prakriti. *Mund.* I, 2, 3 decides that Imperishable and Purusha are not different as in the Sâmkhya theory. The knowledge of the Imperishable again is higher knowledge, that can really be so only if it results in summum bonum (Nihsreyasam) It is clear that the knowledge of Pradhâna does not end in Nihsreyasam. Had that knowledge been at all meant, three sorts of knowledge would have been mentioned because they would require (1) knowledge of the Rig Veda etc, (2) knowledge of Prakriti and (3) knowledge of Purusha. Again the Pradhâna is no answer to the question put in *Mund.* I, 1, 3, whereas knowledge of Brahman is a correct answer to that question. This Brahmavidyâ, again, being the highest knowledge has been given to the *eldest*[1] son. It is clear that the lower knowledge (Aparâvidyâ) is censured, while the higher knowledge ( parâvidyâ ) is admired. Illustrations of the inanimate do not go to show that the things compared should also be of the same nature. Again, the epithets "celestial" etc. decide that the 'Invisible' is Paramâtmân,[2] neither the soul nor Prakriti. There is again some distinction between Prakriti and "Source of all beings" (*Bhûtayonih*). The Imperishable means that developed entity which represents the seminal potentiality of names and forms, the final parts of material elements. That Imperishable resides in *Îswara* and *forms* his limiting *adjunct* ( अव्याकृतनामरूपबीजशक्तिरूप भूतसूक्ष्ममीश्वराश्रयं तस्यैवोपाधिभूतम् ) and the Supreme (Para) refers to the highest self. Besides, the source of all beings has a form as in *Mund.* II, 1, 4. This form can be reconciled in *Îs*-

1. *Mund.* I, 1, 1. 2. *Mund.* II, 1; 2.

wara but not in Prakriti, since Prakriti is not the inner self of all (sarvâtman). The context fairly decides that the form refers to "the source" (Bhûtayonih). In conclusion, Samkara, after giving one interpretation of "Mention of form" (Rûpopanyâsa) referring to the source, gives another interpretation of it as referring to the Hiranyagarbha beginning from "Others are however of opinion" (Anye Punar Manyante) etc.

We may now proceed to examine all this. There are certain inaccuracies in Samkara's pûrvapaksha. Adhishthâna does not appear to be acceptable to the Sâmkhyas. At any rate, its meaning must be modified, for they would only require *approximity* of animate Purusha. Purusha is not the adhishthâna in Samkara's sense. Again the Sâmkhyas will hardly admit "Yoni" to be taken as instrumentality (nimittam). It does mean the material cause and the Sûtrakâra himself uses the word in that sense in Brah. Sû. I, 1, 25. Samkara's Nirguna Brahman may not or cannot be a 'yoni' but the Sâmkhya Prakriti can very well be one. The Sâmkhyas moreover do not accept that Purusha is the instrument (nimittam). Purusha is only in the vicinity (sannihitah). Adhishthânam and Nimittam then are two objectionable words in the reiteration (Anuvâda) of the Sâmkhya system. He had better use *sannikarshah* etc. accepted by the Sâmkhya thinkers, especially when he is representing their line of thought. The defect of this reiteration (Anuvâda) system is wellknown. Anuvâda in scholastic literature is sometimes an undue means to drag the opponent on to the respondent's side. The Sâmkhyas may urge that in the passages referred to in the anuvâda, Akshara and Purusha are both taught to be distinct, and that creation is taught from both of them. Such a double aspect of creation cannot be accounted for by the Mâyâvâdin. The passages therefore distinctly teach the Sâmkhya theory. They may also urge that creation is due to the *union* of Prakriti and Purusha. (प्रकृतिपुरुषसंश्लेष) and that in the capacity of union either Prakriti or Purusha may be called a 'source' especially when the universe consists of *two* distinct principles. As for the form (Rûpa), that may also be reconciled in this aspect of union of Prakriti and Purusha. A further argument may be

advanced that the seminal state in the shape of Prak*r*itipurusha-sa*m*slesha may have a form, otherwise modifications developing or emanating from a formless seminal state would also remain formless.

We may now proceed to examine *Samk*ara's replies to this. If dull Prak*r*iti is not the meaning of the Invisible, it is certain that neither Nescience, nor environed Soul, nor environed Îswara is the meaning of that word, because omniscince would then be a figment. *Samk*ara, while arguing against the Sâ*m*khyas, observes that the whole *chapter* refers to some one thing only तस्मान्निर्देशसाम्येन प्रत्यभिज्ञायमानत्वाद्-निर्णीयते Br. Sû. Bh. I. 2. 21. and not a part to Prak*r*iti and another to Purusha, but he contradicts himself when he has to interpret Mu*nd*. II, 1, 2. If the knowledge of the Imperishable (Aksharam) and that of Supreme Brahman be two *aspects* of the doctrine of Mâyâ, the knowledge of Prak*r*iti, and the knowledge of Purusha may as well be those of the doctrine of the Sâ*m*khyas. *Sam*kara calls the Rig Veda etc. to be the *lower* knowledge and the knowledge of the Imperishable to be higher, but the moment he says "Imperishable" 'refers to undifferentiated etc.' the knowledge of the "Imperishable" ceases to be higher with *Sam*kara too, for he himself acknowledges that the Supreme Brahman is higher than the Imperishable. Again if the knowledge of Pradhâna does not result in summum bonum, *Samk*ara must admit that the knowledge of the Imperishable too does not, since its knowledge would lead to the lower deliverance (Aparamoksha) only while the higher knowledge of the Supreme Brahman alone would lead to the final and higher deliverance (Paramoksha). *Sam*kara remarks that if this knowledge of Prakriti be admitted as a Vidyâ, the text would have spoken of three Vidyâs, but similarly it may be said that if the text meant Mâyâvâda then also it would have spoken of three Vidyâs, (1) of the Rig-veda etc. (2) of Mâyâ-environed Îswara and (3) of the Supreme Brahman, but Scripture speaks of *two* Vidyâs only, and thus Mâyâvâda cannot be a Vidyâ meant for Preyas or *S*reyas. If Pradhânavidyâ is not an answer to the question set in Mu*nd*. I, 1, 3, îswaravidyâ of *Sam*kara is still far from being a solution of the problem, because the knowledge of neither Mâyâ nor Nescience nor adjunct nor of environed îswara is enough for know-

ing everything. Knowledge of *all* by means of that of *one* is possible only if *pure* Brahman is honestly acknowledged to be the *material* cause, for then and then only a knowledge of the *cause* would lead to that of the *effect*. The very fact that it was given to the *eldest* son is enough to show that "Imperishable" does not mean *Sam*kara's Mâyâ but only a *real* aspect of the Supreme Deity. The Vidyâs would be *two* only, if the Imperishable is Pure ( *S*uddham ) Brahman in its *causal aspect*. Certainly the higher knowledge has been admired, but that very fact goes to show that it is not the knowledge of Mâyâ-environed Îswara, but that of all-embracing Pure Brahman. *Sam*kara means by 'Celestial' etc. Îswara and excludes its applicability to the soul and the inanimate substance, but such a statement implies that the soul is not exactly identical with Brahman. There is no mention of duality due to limiting adjuncts in Scripture. The soul is something *real* and yet not *quite* identical with Brahman. The celestiality ( divyatva ) of Îswara being unreal, Îswara ceases to be celestial in reality, and the difference drawn so emphatically against the Sâmkhyas becomes meaningless. If 'Celestial' is taken to mean Nirguna Brahman, celestiality being an attribute, its being without attributes comes to an end. Again, it may be said against him that he is here compelled to take negative words like invisibility etc. in the sense of *attributes*, nay even in the sense of *positive* attributes like omniscience etc. The excluding characteristics are again unreal, and therefore the inapplicability of 'Imperishable' to Prakriti is itself unreal. Further, duality being a figment, the difference of the Highest Self based on false duality is itself unreal.

We may now answer the Sâmkhyas from the standpoint of the Sûtrakâra. 'Invisible' is Brahman, because Brahmavidyâ is the highest knowledge of knowing everything by knowing *one*, for that same reason that Vidyâ is called the *higher* Vidyâ. Both 'Invisible' and 'Purusha' are but *aspects* of Brahman. The 'Invisible' is Brahman in the aspect of means ( sâdhanâvasthâ ) and 'Purusha' in the aspect of summum bonum ( Phalâvasthâ ). Purusha therefore though essentially non-different from the Invisible, may formally be looked upon as *supreme* on the evidence of Tait. II,1. 'Invisible' is

Brahman in the capacity of Sat, Chit, and *limited* Ânanda; Purusha is Sat, Chit plus *infinite* and *manifest* bliss. The Sâmkhyas do not understand this doctrine of Brahman and therefore insist that 'Invisible' is Prakriti. Mu*nd*. I, 1, 7. however decides the question in favour of Brahmavâda, for in the Upanishads causality of Brahman *alone* is taught. As for Purusha there is not the slightest doubt about its being Brahman.

Even if the Sâmkhyas were to urge (1) that in their Panchasikha's Vritti, "Imperishable" is a synonym of 'Invisible', (2) that 'yoni' means a material cause, that (3) Purusha is taught to be higher than 'Imperishable' and that therefore (4) the passage teaches the doctrine of Prakriti, the Sûtrakâra answers that there is a difference of *attributes* and also a difference of *mention*. Both these differences are in favour of the Brahmavâdin. The attributes like invisibility, omniscience, etc. differ from those of Prak*r*iti, the attributes like celestiality etc. differ from those of the Sâ*m*khya Purusha, and the mention of Brahmavidyâ in the beginning, middle and end of the Upanishad decides the question in favour
ledge c. Doctrine of Brahman. Prak*r*iti is neither invisible nor
for he hint: It cannot be invisible, when its products are
than the Imp[illegible]ble. None can conceive for a moment that clay is
result in summile its product is visible, especially when it is every
the Imperishabl[illegible]ying itself. This fault can be imputed to Prâk*r*iti
the lower deliverman, because Prak*r*iti is eternal and yet changeable.
ledge of the Supreme eternal and unchangeable, in spite of modifi-
higher deliverance (Paramokshabilitw are simultaneously inconsistent
knowledge of Prakriti be admitted as a Vidmutability of Prakriti for
spoken of three Vidyâs, but similarly it maye its unchangeableness,
text meant Mâyâvâda then also it would hion and adopt another.
Vidyâs, (1) of the Rig-veda etc. (2) of Mâyâ—Nor can the *Sâmkhyas*
(3) of the Supreme Brahman, but Scripture sp the passage teaching
only, and thus Mâyâvâda cannot be a Vidy Purusha is described
or *S*reyas. If Pradhânavidyâ is not an answering distance (Vyava-
in Mu*nd*. I, 1, 3, Îswaravidyâ of *Sam*kara is since, and. Purusha is
solution of the problem, because the knowlcore cannot be connected
nor Nescience nor adjunct nor of environed Îswaby the *Sâmkhyas* be

called Purusha,[1] nor the attributes of Prakriti can ever by them be transferred to Purusha, where the attributes of Purusha are applied to this 'Invisible' in the beginning and the end of the first part of Mundaka. This clearly shows that 'Imperishable' is Purusha or Brahman of the Brahmavâdins and not Prakriti of the Sâmkhyas But the attributes of Purusha too in the Upanishads differ exceedingly from those of the Sâmkhya Purusha. the Sâmkhya Purusha is only a looker-on ( Sâkshin ) disembodied ( Kevala ) indifferent ( Madhyastha ) inactive ( Akartri ) and neutral ( Drashtri ) whereas the Purusha ( Brahman ) of the Upanishads possesses celestiality and similar *transcendental* attributes. This answer should silence the Sâmkhyas even if they were prepared to change Aksharam (n.) into Aksharah (m.) and to urge that Aksharah meant their own Purusha. Again the Sâmkhyas do not accept any sort of difference among the Purushas, whereas the Brahmavâdins do accept a difference between Brahman and the souls, and celestiality etc. may therefore be well applicable to Brahman. Again, the Purusha ( Brahman ) of the Vedântins, being supreme, becomes the inner ruler of all the souls and the universe, whereas the Sâmkhya Purushas being all alike, *none* is neither the ruler nor the ruled. Again the Sâmkhya Purusha is not the self of all external and internal substances, whereas the Purusha of the Vedantin is the *true* self of everything.

Again, breath etc are not accepted by the Sâmkhyas to be evolved from Purusha. Thus the attributes of Purusha too are quite different here from those of the Sâmkhya Purusha The difference of mention ( Vyapadasabheda ) against the Sâmkhyas for the Upanishad thrice ( in the beginning, in the middle and at the end ) proclaims that this is 'Brahmavidyâ,' the Sâmkhyas therefore have no claim whatsoever on these passages.

The Sûtrakâra however adds the strongest argument against

---

1. In Mund. 1. 1. 7 etc. and Bhag. Geetâ XV, 15–16 etc. Akshara is called, 'Purusha,' neither Sâmkara nor the Sâmkhyas can say that Akshara is Purusha, because with the first Akshara means *unreal* Mâyâ, while with the latter it means *real* Prakriti as distinct from Purusha.

the Sâmkhyas in conclusion, that the Sâmkhya Purusha has *no form* but the Upanishad Purusha *has a form* as is taught in Mund. II,1,4. This Sûtra has been read distinctly and separately because it is by itself an independent and principal argument against the Sâmkhyas. The ' Cha ' in the Sûtra implies that the doctrine of Brahman is not against any Sruti, because all the scriptural passages converge towards *this* doctrine. It is thus conclusively proved that the passages in the Mundaka Upanishad do not at all bear out the doctrine of Prakriti. The Imperishable and Purusha there are not the Sâmkhya Parkriti and the Sâmkhya Purusha, but the Aupanishada Akshara and Purusha, both being aspects of one Brahman. The Sâmkhyas urged against the Mâyâvâdins that they could explain the form in Mund. II, 1, 4, as referring to the union of Prakriti and Purusha. But the context shows clearly that the *form* cannot belong to united Prakriti and Purusha. In Mund. II,2,1,1, creation is taught from Akshara alone. In Mund. II, 1, 2 is taught the superiority of independent ( Kevala ) Purusha and not Purusha united with Prakriti ( Samslishta ). In Mund. II, 1, 3, creation of breath etc. is taught from Purusha alone and independent, and in Mund. II, 1, 4 is taught the form of *that* Purusha alone and independent and not united with anything like Prakriti. The last portion of Mund, I, 1, 4 decisively shows that the passage refers to Purusha alone and independent and not to united Prakriti and Purusha. Mund. II, 1, 5 corroborates this decision that the passage refers to the form of Purusha alone and independent, and not to united Prakriti and Purusha. The Sâmkhyas have therefore not the least possible claim on these passages and it is now once for all concluded that the Vidyâ is Brahmavidyâ and not Sâmkhyavidyâ.

Before finishing this topic let us however examine Samkara's observations on Rûpopanyâsâ. It would appear from the usual mode of interpretation that the *first* interpretation in *his*, though it is a fact that all his commentators opine that the first interpretation is Vrittikâra's and that the *second* one is Samkara's. Vâchaspati observes that context is stronger than mere proximity and that the *form* in Mund. II, 1, 4 should belong to Paramâtman. It has however *no* body and therefore no *form*. The passage

પ્રથમાધ્યાયનો પ્રથમ પાદ.

હવે બ્રહ્મવિચારશાસ્ત્રને[1] આરભતા સૂત્રકાર[2] નિજચિકીર્ષિતશાસ્ત્રારંભકત્વ[3] જણાવવાને 'અથાતો બ્રહ્મજિજ્ઞાસા' એ એક સૂત્રવડે પ્રથમ જીજ્ઞાસાધિકરણ[4] આરંભે છે. અત્ર વ્યાસે સ્વયં આરંભાતું વિચારશાસ્ત્ર વિષય[5], તે આરંભવું કે નહિ એ સંશય[6], વ્યાકરણાદિવડે જ વેદાર્થનો નિર્ણય થાય છે તેથી ન આરંભવું એ પૂર્વપક્ષ[7], વિચારશાસ્ત્ર વિના વ્યાકરણાદિ વડે જ વેદાર્થસન્દેહનિરાસનો અસંભવ છે તેથી આરંભવું એ સિદ્ધાન્ત[8]. તે આ પ્રકારે[9]. 'આ લોકની શી ગતિ? આકાશ, એમ કહ્યું' ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યના પ્રથમ પ્રપાઠકમાં છે, ત્યાં આકાશશબ્દનો અર્થ ભૂતાકાશ કે પરમાત્મા એ સંશયનો નિરાસ કેવલ બ્રહ્મવિચારશાસ્ત્રવડે જ સાધ્ય છે, વ્યાકરણાદિવડે સાધ્ય નથી, તેથી વિચારશાસ્ત્ર આરંભવું એમ સિદ્ધ થયું. મંગલ[10] અધિકાર[11] આનન્તર્ય[12] અને અર્થાન્તરોપક્રમ[13] એમ અર્થ–ચતુષ્ટયમાં અથશબ્દ પ્રવર્તે છે.[14] ત્યાં પ્રકૃત[15] પ્રસંગમાં અર્થાન્તરનો અસંભવ હોવાથી[16] અથશબ્દનો અર્થ 'અધિકાર' થાય છે.[17] અતઃ[18]શબ્દનો અર્થ હેતુ થાય છે, ત્યારે હવે આ સૂત્રાર્થ:, કર્માદિથી બ્રહ્મજ્ઞાન જ પુરુષાર્થસાધન છે તેથી તે બ્રહ્મજ્ઞાનાર્થ[19] બ્રહ્મવિચાર[20]

---

૧. ઉત્તરમીમાંસારૂપ તત્ત્વસૂત્ર.

૨. વેદવ્યાસ શ્રીકૃષ્ણદ્વૈપાયન બાદરાયણમહર્ષિ.

૩. વેદવ્યાસજીએ સ્વયં કરવાને આદરેલું વિચારશાસ્ત્ર અથાતો બ્રહ્મજિજ્ઞાસા સૂત્રથી આરંભાય છે.

૪. અધિકરણનું લક્ષણ પૂર્વે સ્પષ્ટ થયું છે

૫ અધિકરણનું પ્રથમ અંગ અર્થાત્ આ અધિકરણમાં જે વિચાર કરવાનો છે તે વિચારશાસ્ત્રવિષયક જ છે. વિચારશાસ્ત્રરૂપ મીમાંસામાં પ્રથમ અધિકરણમાં વિચારશાસ્ત્રની જ આવશ્યકતાનું સમર્થન કરવાનું છે

૬. વિચારશાસ્ત્ર આરંભવું કે નહિ એ અધિકરણનું દ્વિતીય અંગ કહ્યું.

૭. વ્યાકરણાદિ વેદાંગવડે વેદના અર્થના સન્દેહની નિવૃત્તિ કરવાનો શિષ્ટાચાર હોવાથી અનન્ય વિચારશાસ્ત્ર વૃથા ન આરંભવું એ પૂર્વપક્ષ, અધિકરણનું તૃતીય અંગ

૮. અધિકરણનું ચતુર્થ અંગ. સંગતિરૂપ પંચમ અંગ તો અનુક્તસિદ્ધ જ છે.

૯. ઉદાહરણથી સ્પષ્ટ કરે છે કે આકાશશબ્દનો અર્થ પ્રસિદ્ધ આકાશ કે પરમાત્મા એ સન્દેહ થાય ત્યાં માત્ર બ્રહ્મવિચારશાસ્ત્રથી જ સમાધાન પ્રાપ્ત થાય છે, વેદાંગ વ્યાકરણાદિથી સમાધાન પ્રાપ્ત થતું નથી, તેથી વેદાર્થના સન્દેહના નિરાસાર્થ વેદને અનુકૂલ વિચારશાસ્ત્રનો પ્રારંભ આવશ્યક જ છે.

૧૦. મંગલાચરણ.

૧૧. ઉપક્રમ, આરંભ.

૧૨. આનન્તર્ય.

૧૩. એક પક્ષ કહી રહ્યા પછી અન્ય પક્ષાંતરનો આરંભ.

૧૪. અથશબ્દના આ ચાર અર્થ થાય છે.

૧૫. પ્રસ્તુત, ચાલતા

૧૬ આ આરંભક પ્રથમ જ સૂત્ર હોવાથી તત્પૂર્વ અર્થાન્તરનો સંભવ ન હોવાથી.

૧૭. અથશબ્દના ઉચ્ચારમાત્રથી જ મંગલાચરણ તો થઈ જ ગયું છે, તેથી હવે અવશિષ્ટ 'આરંભ' અર્થ જ ગ્રહણ કરવો. અથ=આરંભાય છે.

૧૮. અતઃ=હેતુમાટે.

૧૯. અતઃનો સુવિસ્પષ્ટ અર્થ.

૨૦. 'બ્રહ્મજિજ્ઞાસા'નો અર્થ, બ્રહ્મમીમાંસાશાસ્ત્ર, બ્રહ્મવિચારશાસ્ત્ર.

આરંભાય[1] છે[2] ॥ ૧ ॥ હવે જન્માદ્યસ્ય યતઃ શાસ્ત્રયોનિત્વાત્ એ એક[3] સૂત્ર વડે દ્વિતીય જન્માદ્યધિકરણ. અત્ર બ્રહ્મ કર્તૃ કે અકર્તૃ એ સંશય[4], અકર્તૃ એ પૂર્વપક્ષ, કર્તૃ એ સિદ્ધાન્ત. પૂર્વપક્ષનો આ પ્રકાર. 'સત્યં જ્ઞાનં અનન્તં બ્રહ્મ' શ્રુતિમાં બ્રહ્મને વિષે સત્યત્વાદિ ધર્મનું કથન છે, કર્તૃત્વનો અને સત્યત્વનો વિરોધ હોવાથી બ્રહ્મ જગત્કર્તૃ નથી એ પ્રકારે પૂર્વપક્ષ[5] આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થાય ત્યાં સિદ્ધાન્ત કથાય છે. 'જેમાંથી આ ભૂતો જન્મે છે' એ શ્રુતિના બલથી બ્રહ્મને વિષે જગત્કર્તૃત્વ સ્વીકારવું[6]-જ, લોકમાં કર્તૃત્વાદિનો સત્યત્વાદિથી વિરોધ હોય, તથાપિ સર્વભવનસમર્થ બ્રહ્મને વિષે કર્તૃત્વ અને સત્યત્વ ઉભયે ધર્મ શ્રુતિસિદ્ધ છે તેથી તેઓમાં વિરોધ નથી[7], તેથી બ્રહ્મ જગત્કર્તૃ એમ સિદ્ધ થયું ॥૨॥ હવે તત્તુ સમન્વયાત્ એ એક સૂત્રવડે તૃતીય સમન્વયાધિકરણ. અત્ર બ્રહ્મ સમવાયિકારણ કે માત્ર નિમિત્તકારણ જ આ સંશય, નિમિત્તકારણ જ સમવાયિકારણ નહિ એ પૂર્વપક્ષ, સમવાયિકારણ

---

૧ 'અથ'નો અર્થ. બ્રહ્મવિચારશાસ્ત્ર આરંભવું આવશ્યક છે એમ જ્યાંસુધી નિજ શાસ્ત્રારંભની આવશ્યકતા સિદ્ધ કરવામાં ન આવે ત્યાંસુધી શિષ્ટ એ શાસ્ત્રનો આદર જ ન કરે તેથી પ્રથમજ અધિકરણમાં આ પ્રકારે સૂત્રકારે સ્વશાસ્ત્રારંભની આવશ્યકતા સુનિપુણતાથી સિદ્ધ કરી.

૨ આ ગ્રન્થમાં માત્ર અધિકરણના જ અર્થ આપવામાં આવ્યા છે, તેનું યથાર્થ ગ્રહણ થયા પછી સૂત્રના અક્ષરાર્થમાં યથાર્થ પ્રવેશ થશે એમ માનીને આ ગ્રન્થની સમાપ્તિ થયા પછી સૂત્રના અક્ષરાર્થના ગ્રહણાર્થ મરીચિકાનામની બ્રહ્મસૂત્રવૃત્તિનો અનુવાદ આરંભીશ.

૩ અન્યમાર્ગીયો અત્ર જન્માદ્યસ્ય યતઃ અને શાસ્ત્રયોનિત્વાત્ એમ વિભાગ કરીને બે સૂત્ર વાંચે છે, તે યુક્ત નથી.

૪. જગત્કર્તૃ છે કે નહિ એ આ અધિકરણનું દ્વિતીય અંગ

૫ 'સત્ય' એ બ્રહ્મનું સ્વરૂપલક્ષણ છે, કર્તૃ એ કાર્યલક્ષણ છે, સત્યત્વ અને કર્તૃત્વ ઉભય પરસ્પર વિરુદ્ધ છે, તેથી વિરોધપરિહારાર્થ સ્વરૂપલક્ષણ અને કાર્યલક્ષણ એ બેમાં સ્વરૂપલક્ષણ ઉત્કૃષ્ટ હોવાથી બ્રહ્મમાં સત્યત્વ ધર્મનું જ ગ્રહણ કરવું અને કાર્યલક્ષણસૂચક કર્તૃત્વનું નહિ એ પૂર્વપક્ષ, અધિકરણનું તૃતીય અંગ.

૬. બ્રહ્મવિચારશાસ્ત્ર વૈદિક વેદાનુકૂલ છે, અને વેદના અર્થમાં સન્દેહનિરાસમાં તેનો ઉપયોગ કરવાનો છે. 'સત્યં જ્ઞાનં અનંતં' જેમ શ્રુતિ છે, તેમ 'જેમાંથી આ ભૂતો જન્મે છે' એ પણ શ્રુતિ છે. જેમ એક શ્રુતિ બ્રહ્મમાં સત્યત્વ સમર્પે છે તેમ બીજી શ્રુતિ કર્તૃત્વ સમર્પે છે જેમ સત્યત્વ શ્રુતિસિદ્ધ છે તેમ કર્તૃત્વ પણ શ્રુતિસિદ્ધ જ છે, તેથી શ્રુતિસિદ્ધ કર્તૃત્વનો તર્કબલે અનાદર ન કરતાં સત્યં જ્ઞાનં અનંતં બ્રહ્મ જ જગત્કર્તૃ છે એમ પણ શ્રુતિબલે જ સ્વીકારવું.

૭ સત્યત્વ અને કર્તૃત્વમાં વિરોધ લોકમાં હોય, પરન્તુ બ્રહ્મ તો સર્વભવનસમર્થ હોવાથી, સત્ય જ્ઞાન અનંત થવાને સમર્થ છે તેમ કર્તૃ થવાને પણ સમર્થ જ છે. સત્ય અને કર્તૃ સર્વ થવાને બ્રહ્મ સ્વત સમર્થ હોવાથી સત્યત્વ અને કર્તૃત્વ ઉભય ધર્મ લગાતી શ્રુતિ જ ઉપદેશે છે, શ્રુત્યુપદિષ્ટ કર્તૃત્વનો બ્રહ્મની સર્વભવનસમર્થતાએ કરીને સત્યત્વથી વિરોધ જ નથી, વિરોધ હોય તો સ્વરૂપ અને કાર્યના શુષ્ક તર્કનો આશ્રય પણ કરવો પડે, અત્ર તો જે સર્વભવનસમર્થ સ્વરૂપ છે તે જ અવિરુદ્ધ કાર્ય પણ છે, તેથી સત્ય જ બ્રહ્મ જગત્કર્તૃ. જે બ્રહ્મની જીજ્ઞાસા પ્રારંભી તે જ બ્રહ્મ સર્વભવનસમર્થ હોવાથી જગત્કર્તૃ પણ છે. જીજ્ઞાસાધિકરણમાં નિર્ગુણ જ બ્રહ્મની જીજ્ઞાસા પ્રતિજ્ઞાત છે, તેથી અત્ર પણ તે નિર્ગુણ જ બ્રહ્મ જગત્કર્તૃ છે એમ સરલ માર્ગ ન આદરતાં માયાવિશેષોપાધિનો આશ્રય કરતાં પ્રથમ અને દ્વિતીય અધિકરણની સંગતિમાં વૈષમ્ય પ્રાપ્ત થઈ જાય છે.

પણ આ સિદ્ધાન્ત. લોકમાં સમવાયિકારણ વિકૃત હોય છે તથાપિ બ્રહ્મમાં સમવાયિત્વ અને અવિકૃતત્વ ઉભયે શ્રુતિસિદ્ધ છે તેથી તેઓમાં વિરોધ નથી, બ્રહ્મ વિરુદ્ધધર્માશ્રય છે, ત્યારે હવે સમવાયિકારણ બ્રહ્મ જ એમ સિદ્ધ થયું.[1] ॥૩॥ હવે ઈક્ષતેર્નાશબ્દમ્ ઇત્યાદિ સપ્ત સૂત્ર વડે ચતુર્થ ઈક્ષત્યધિકરણ. બ્રહ્મ સર્વવેદાન્તપ્રતિપાદ્ય છે કે નહિ આ સંશય, નથી એ પૂર્વપક્ષ, છે આ સિદ્ધાન્ત. 'જ્યાંથી વાચા નિવર્તે છે' ઇત્યાદિ શ્રુતિથી બ્રહ્મ સર્વવ્યવહારાતીત છે, તથાપિ 'તેણે ઈક્ષા કરી' એ શ્રુતિથી સૃષ્ટિદ્વારા હું વ્યવહાર્ય થઈશ એ પ્રકારની ઇચ્છાથી વ્યવહાર્ય છે જ, ચક્ષુરાદિના બલથી ભગવાન્ અગ્રાહ્ય છે તથાપિ નિ:શ્વાસરૂપ વેદવડે પ્રતિપાદ્ય છે એ સિદ્ધ[2] થયુ ॥૪॥ હવે आनन्दमयोऽभ्यासात् ઇત્યાદિ અષ્ટ સૂત્ર વડે પંચમ આનન્દમયાધિકરણ. તૈત્તિરીયક ઉપનિષદ્‌માં અન્નમય પ્રાણમય મનોમય વિજ્ઞાનમય અને આનંદમય એ નામના પંચ પદાર્થમાં જેમ અન્નમયાદિ પદાર્થાન્તર[3] છે તેમ આનંદમયશબ્દવાચ્ય પણ પદાર્થાન્તર કે પરમાત્મા આ સંશય, પદાર્થાન્તર[4] એ પૂર્વપક્ષ, અન્નમયાદિ વિભૂતિરૂપ છે, આનંદમય તો પરમાત્મા છે આ સિદ્ધાન્ત. આ અધિકરણમા 'બ્રહ્મવિદ્ પરને પ્રાપ્ત કરે છે, ત્યારે આ ઋચા વદાઈ, સત્ય જ્ઞાન અનન્ત બ્રહ્મ, જે ગુહામાં પરમ વ્યોમમાં નિહિતને જાણે તે વિપશ્ચિદ્‌બ્રહ્મસહ સર્વકામાશન કરે છે' ઇત્યાદિ શ્રુતિનું ભાષ્યમાં બહુ વિસ્તારથી વ્યાખ્યાન

---

૧. બ્રહ્મને જ જગત્‌નું સમવાયિકારણ માનતા જેમ ઘટના સમવાયિકારણ મૃત્તિકામાં વિકાર થાય તેમ જગત્‌ના સમવાયિકારણ બ્રહ્મમા વિકાર પ્રાપ્ત થશે એવી ભીતિથી પૂર્વપક્ષી બ્રહ્મને માત્ર નિમિત્ત જ કારણ માને છે, સમવાયિકારણ માનતો નથી. સિદ્ધાન્તી ઉપદેશે છે કે બ્રહ્મ એવું તો સર્વભવનસમર્થ છે કે સ્વત: અવિકૃત રહીને જ જગત્‌નુ સમવાયિકારણ પણ થાય છે, જેમ સત્યત્વ અને કર્તૃત્વ પરસ્પર અવિરોધથી બ્રહ્મમા સ્થિતિ કરે છે, તેમ સમવાયિત્વ પણ બ્રહ્મમા અવિરોધથી સ્થિતિ કરે છે. સમવાયિત્વથી વિકાર પ્રાપ્ત થાય એ ભીતિથી માયાવિદ્યોપાધિવાદનો સમાશ્રય કરવા તે કરતાં तदेजति तन्नैजति ઇત્યાદિ શ્રુતિનો જ સમાશ્રય કરીને બ્રહ્મને યથાશ્રુત્યુપદિષ્ટ વિરુદ્ધસર્વધર્માશ્રય જ સ્વીકારવું એ શ્રૌત બ્રહ્મવાદનું મણ્ડન છે. પ્રથમાધિકરણમા જે બ્રહ્મની જિજ્ઞાસાની પ્રતિજ્ઞા કરી છે તે જ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ સર્વભવનસમર્થ અને વિરુદ્ધસર્વધર્માશ્રય હોવાથી જગત્કર્તૃ અને સમવાયિ પણ છે, તેથી દ્વિતીયાધિકરણમા શ્રૌત સર્વભવનસામર્થ્યનો અને તૃતીયાધિકરણમા શ્રૌત વિરુદ્ધધર્માશ્રયન્યાયનો ઉપદેશ બ્રહ્મસૂત્રકારે સુનિપુણતાથી કરીને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું સ્વરૂપ સ્પષ્ટ કર્યું.

૨. यतो वाचो निवर्तन्ते શ્રુતિથી બ્રહ્મ અનીન્દ્રિય છે, તથાપિ स ईक्षां चक्रे શ્રુતિથી તે જ બ્રહ્મ વ્યવહાર્ય પણ છે લૌકિક પ્રમાણથી અપ્રતિપાદ્ય અને નિજ નિ:શ્વાસરૂપ વેદ વડે પ્રતિપાદ્ય પણ બ્રહ્મ છે. બ્રહ્મનો સદંશ વેદપ્રતિપાદ્ય કદાચિત્ હોય પરંતુ ચિદંશ તો સર્વ વેદાન્ત વડે પણ અપ્રતિપાદ્ય છે એ ભ્રમના નિરાસાર્થે જ્ઞાનના સમુદ્રરૂપ આ સપ્તસૂત્રીથી ચિદંશ પણ શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મની ઇચ્છાથી સુવ્યવહાર્ય છે એ સ્પષ્ટ કરીને, સત્ અને ચિદ્ બ્રહ્મ જગત્કર્તૃ અને જગત્સમવાયિ થઈને જીવના ઇન્દ્રિયબલે નહિ જ પરંતુ બ્રહ્મની સ્વકીય ઇચ્છાબલે વ્યવહાર્ય થઈને રમણ કરીને સ્વમાહાત્મ્ય સ્વજન ભક્તોને અનુભવાવીને સેવારસાનુભવાનન્દ કરાવે છે એમ શ્રીકૃષ્ણદ્વૈપાયનનું મર્મ છે.

૩. વિભૂતિ.

૪. 'મય'પ્રત્યય વિકારવાચક હોવાથી 'આનંદમય'નો અર્થ પરમાત્મા નહિ પણ વિભુતિમાત્ર જ એમ પૂર્વપક્ષનો આશય છે.

કરેલું[1] છે ॥ ૫ ॥ હવે अन्तस्तद्धर्मोपदेशात् ઇત્યાદિ દ્વિ સૂત્ર વડે ષષ્ઠ અન્તસ્તદ્ધર્માધિકરણ. 'આદિત્યની અન્દર જે આ હિરણ્મય હિરણ્યશ્મશ્રુ[2] હિરણ્યકેશ પુરુષનાં દર્શન થાય છે' ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યોપનિષદ્‌માં પ્રથમ પ્રપાઠકમા છે, અત્ર હિરણ્યમયશબ્દ વડે અધિષ્ઠાતૃદેવતા-શરીર બ્રહ્મશરીર કે પર જ બ્રહ્મ આ સંશય, દેવતાશરીરને પ્રાપ્ત થયલો કોઇક સૂર્યમણ્ડલસ્થ અધિકારી જીવ એ પૂર્વપક્ષ, સૂર્યમણ્ડલસ્થ પરમાત્મા જ આ સિદ્ધાન્ત ॥ ૬ ॥ હવે आकाशस्तल्लिङ्गात् એ એક સૂત્રવડે સપ્તમ તલ્લિઙ્ગાધિકરણ. 'આ લોકની શી ગતિ, આકાશ, એમ કહ્યું, સર્વ ભૂત આકાશમાંથી જ ઉત્પન્ન થાય છે' ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યના પ્રથમ પ્રપાઠકમાં છે, અત્ર આકાશશબ્દવડે ભૂતાકાશ કે પરમાત્મા આ સંશય, ભૂતાકાશ એ પૂર્વપક્ષ, પરમાત્મા આ સિદ્ધાન્ત[3] ॥ ૭ ॥ હવે अत एव प्राण. એ એક સૂત્ર વડે [4]અષ્ટમ પ્રાણાધિકરણ. 'તે કયી દેવતા ? પ્રાણ, એમ કહ્યું' આ શ્રુતિ છાન્દોગ્યના પ્રથમ પ્રપાઠકમાં છે, અત્ર પ્રાણ-શબ્દનો અર્થ મુખ્યપ્રાણ કે બ્રહ્મ આ સંશય, મુખ્યપ્રાણ એ પૂર્વપક્ષ, બ્રહ્મ આ સિદ્ધાન્ત ॥ ૮ ॥ હવે ज्योतिश्चरणाभिधानात् ઇત્યાદિ ચાર સૂત્ર વડે નવમ જ્યોતિરધિકરણ. 'હવે અતઃપર યતઃ જ્યોતિ. દીપે છે' ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યમાં છે, અત્ર જ્યોતિઃશબ્દનો અર્થ પ્રાકૃત જ્યોતિઃ કે બ્રહ્મ આ સંશય, પ્રાકૃત જ્યોતિઃ એ પૂર્વપક્ષ, બ્રહ્મ જ આ સિદ્ધાન્ત[5] ॥ ૯ ॥ હવે प्राणस्तथानुगमात् ઇત્યાદિ ચાર સૂત્ર વડે દશમ પ્રતર્દનાધિકરણ.[6] કૌષીતકિબ્રાહ્મણોપનિષદ્‌માં ઇન્દ્રપ્રતર્દનના સંવાદમાં પરમપુરુષાર્થની કામનાવાન્ પ્રતર્દનના તત્ત્વજ્ઞાનોપદેશાર્થે હું નિશ્ચયે પ્રાણ છું' એમ ઇન્દ્રનું વાક્ય છે, અત્ર પ્રાણશબ્દનો અર્થ આસન્ય[7] પ્રાણ કે બ્રહ્મ આ સંશય, આસન્ય એ પૂર્વપક્ષ, બ્રહ્મ જ આ સિદ્ધાન્ત. તે આ પ્રકારે. પૂર્વોક્ત ઉપનિષદ્‌મા પંચમા-ધ્યાયમાં 'દૈવોદાસિ પ્રતર્દન ઇન્દ્રના પ્રિય ધામ સમીપ ગયો' ઇત્યાદિ શ્રુતિ છે, દિવોદાસનો

---

૧. અન્નમયાદિ ચાર વિભૂતિ છે. પરંતુ આ આનન્દમય તો આનન્દઘન પરમાત્મા જ છે. શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો માત્ર સદંશ કે ચિદંશ જ જગત્કર્તા અને સમવાયી છે એટલું જ નહિ પરંતુ આનન્દાંશ પણ જગત્કર્તા અને સમવાયી છે એ સૂચન કરીને વિવિધરસભોગચતુર અવિકૃત વ્રજાધિપ બ્રહ્મસહ સર્વકામાશનરૂપ આનન્દસન્દોહનું સ્વરૂપ વિચારચાતુર્યવાન્ શ્રીમદ્‌ભાષ્યકારે રસિકતાથી અવધારીને સમગ્ર બ્રહ્મસૂત્રમા આ અધિકરણની ઉત્કૃષ્ટોત્કૃષ્ટતા વ્યક્ત કરી છે.

एवं विचारचातुर्यवद्भिः सद्भिर्व्रजाधिपे ।
आनन्दमयतानन्दसन्दोहायावधार्यते ॥ १ ॥

૨ સુવર્ણમુછવાલા આનન્દમય શૃંગારરસરૂપ શ્રીગોવર્ધનનાથાદિ જ પરમાત્મા અને સુવર્ણાકાર ગૌરશ્યામ શ્રીનવનીતપ્રિયાદિ તેમ નહિ એ આશંકાના નિરાસાર્થ મયટ્પ્રત્યયવિષયક સન્દેહ-નિવૃત્તિના પ્રસંગમાં જ હિરણ્મયની પરમાત્મતા પ્રતિપાદન કરીને શ્રીગોવર્ધનનાથાદિ શ્યામ અને શ્રીનવનીતપ્રિયપ્રભૃતિ હિરણ્મય સ્વરૂપ પણ શુદ્ધ નિર્ગુણ જ પરમાત્મા છે એ સ્પષ્ટ કરી દીધું.

૩. આકાશનો અર્થ બ્રહ્મ થાય છે એ પ્રથમ અધિકરણમાં ઉદાહરણપ્રસંગમા કહેવાયું છે.

૪. એક અધિકરણમા એક ન્યાયનો નિશ્ચય થયો તે ન્યાયનો સમાન પ્રસંગમાં ઉપયોગ કરવાને અત્ર અતિદેશનામનો ન્યાય સ્પષ્ટ કર્યો. ઉપનિષદ્‌મા આકાશનો અર્થ પરમાત્મા તેમ જ પ્રાણનો અર્થ પણ પરમાત્મા કરવો એ અતિદેશન્યાય.

૫. આ અધિકરણમાં ગાયત્રીનો વિનિયોગ સ્પષ્ટ કર્યો છે.

૬. આ અધિકરણને 'ઇન્દ્રપ્રાણાધિકરણ' પણ કહે છે.

૭. મુખમાં સ્થિતિ કરનાર પ્રાણવાયુ.

પુત્ર દૈવોદાસિ પ્રતર્દન રાજા ઇન્દ્રના ધામમાં ગયો, તેને દેખીને ઇન્દ્રે કહ્યું 'પ્રતર્દન, હું તને વરદાન આપું,' પ્રતર્દને કહ્યું 'હે ઇન્દ્ર, મનુષ્યનું હિતતમ જે માનતો હોય તે વરદાન તું જ આપ' ત્યારે ઇન્દ્રે કહ્યું 'હું પ્રાણ છું ઇત્યાદિ.' 'હું મનુ થયો હું સૂર્ય' ઇત્યાદિ શ્રુતિમાં જેમ જ્ઞાનના આવેશથી વામદેવઋષિને સર્વધર્મની સ્ફુર્તિ થઈ તેમ અત્ર પણ પોતામાં બ્રહ્મના આવેશથી 'મારું જ વિજ્ઞાન પ્રાપ્ત કર' એમ ઇન્દ્રે પોતાને વિષે જ પ્રતર્દનને બ્રહ્મત્વ ઉપદેશ્યું, ત્યારે હવે પરમપુરુષાર્થની કામનાવાન્ પ્રતર્દનને 'હું પ્રાણ છું' ઇત્યાદિ ઇન્દ્રે ઉપદિશ્યમાન પ્રાણ પ્રાણવાયુ કયે પ્રકારે[1] હોઈ શકે? તેથી અત્ર પ્રાણશબ્દે કરીને પરમાત્મા એ સિદ્ધ થયું.[2] ॥ ૧૦ ॥

હવે સર્વત્ર પ્રસિદ્ધોપદેશાત્ ઇત્યાદિ ચાર સૂત્ર વડે દ્વિતીયપાદનું પ્રથમ સર્વત્રપ્રસિદ્ધ્યધિકરણ.

**પ્રથમાધ્યાય દ્વિતીય પાદ.**

પ્રથમ પાદમાં શબ્દસન્દેહ નિવાર્યો, અર્થસન્દેહના નિરાસાર્થે દ્વિતીયાદિ પાદનો આરંભ, ત્યાં જીવજડાત્મક દ્વિવિધ અર્થ, તે પણ પ્રત્યેક અને સમુદાયે કરીને ત્રિવિધ, ત્યાં આ પાદમાં જીવપુરઃસર સન્દેહ નિવારાય છે, તૃતીય પાદમાં જડપુરઃસર, અને ચતુર્થ પાદમાં ઉભયપુરઃસર[3]. છાન્દોગ્યમાં 'સર્વ ખરે આ બ્રહ્મ' એમ આરંભપૂર્વક 'મનોમય પ્રાણશરીર' ઇત્યાદિ શ્રુતિ છે, અત્ર મનોમયશબ્દ વડે જીવ જ બ્રહ્મત્વે કરીને ઉપાસ્ય કે બ્રહ્મ આ સંશય, જીવ જ બ્રહ્મત્વે[4]

---

૧. કોઈ પણ પ્રકારે નહિ, અર્થાત્ પ્રાણનો અર્થ પ્રાણવાયુ નહિ પણ પરમાત્મા

૨. આ પ્રકારે આ પાદમાં દશ અધિકરણ છે. પ્રથમમાં જિજ્ઞાસારૂપ વિચારશાસ્ત્રના પ્રારંભનું સમર્થન, દ્વિતીયમાં જગત્કર્તૃતા અને તૃતીયમાં બ્રહ્મની શાસ્ત્રવાચિતા ચતુર્થમાં અપ્રતિપાદ્ય છે તથાપિ નિજ ઇચ્છાથી બ્રહ્મની પ્રતિપાદ્યતા સૂચવીને, પંચમ અને ષષ્ઠ અધિકરણમાં મયટ્પ્રત્યયનો અર્થ 'પ્રચુર' થાય છે તેથી आनन्दमय અને हिरण्मय પણ આનન્દપ્રચુર અને આનન્દસમર્પકહિરણ્યપ્રચુર હોવાથી ઉભયે પરમાત્મા જ છે એમ સુસ્પષ્ટ કરીને, ત્રણ અધિકરણમાં આકાશ પ્રાણ ઇત્યાદિ પ્રકૃતિગત-સન્દેહનિવારણપ્રસંગમાં આકાશાદિની પરમાત્મતા ઉપદેશીને, અંતિમ અધિકરણમાં સંશ્લેષનું પણ નિરાકરણ કરીને, સમગ્ર પાદમાં કાર્યપ્રતિપાદક ઉપનિષદ્વિભાગના વિચારના મિષે સર્વ શબ્દસન્દેહ નિરસન કરીને, શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મમાં સર્વ ઉપનિષદ્વાક્યોના સમન્વયનો માર્ગ શ્રીકૃષ્ણદ્વૈપાયને પ્રકટ કર્યો, તેથી જે અધ્યારોપાપવાદવાદીઓ અત્ર સગુણનિર્ગુણવાદ કહે છે તેમને સાખ્યૈકદેશી જાણવા, ઉપનિષદ્માં સગુણપક્ષ જ નથી. જગત્કર્તૃતાદિ ક્રિયતા તો સ્વરૂપાત્મક નિર્ગુણ જ છે, તેથી એક જ શુદ્ધ દિવ્ય નિર્ગુણ બ્રહ્મ ભગવાન્નું શ્રવણ ઔપનિષદોએ કરવું, અને તે શ્રવણમાં સન્દેહપરિહારાર્થ બ્રહ્મમીમાંસાશાસ્ત્રનો ઉપયોગ કરવો એ સૂચવીને બ્રહ્મસૂત્રકારે સ્વમીમાંસાશાસ્ત્રની શ્રવણાંગતા પણ સિદ્ધ કરી. સચ્ચિત્ પણ સ્વરૂપાત્મક જ બ્રહ્મધર્મ છે તેથી તેમને શરીર માનનાર રામાનુજાદિના મતનો પણ નિરાસ સૂચવ્યો. સ્વરૂપ અને ધર્મનો અભેદ સ્વીકારીને અર્થાત્ જ માધ્વની પણ દુર્બલતા સૂચવી આ રીતિથી સૂક્ષ્મેક્ષિકાથી સૂત્રકારે સનાતન શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ-પૂર્વક જ બ્રહ્મમીમાંસાની ફલોન્મુખ શ્રવણાંગતા પ્રથમ પાદમાં અનિર્વચ્ય કુશલતાથી ઉપદેશી.

૩ અર્થ દ્વિવિધ, જીવાત્મક અને જડાત્મક. તેના પણ પ્રત્યેક અને સમુદાયે કરીને અર્થાત્ ત્રણ ભેદ ૧ જીવાત્મક ૨ જડાત્મક અને ૩ જીવજડાત્મક આ ત્રણે ભેદનો વિચાર ક્રમશઃ દ્વિતીય તૃતીય અને ચતુર્થપાદમાં કરવામાં આવે છે

૪ જીવ જ બ્રહ્મ, જીવવ્યતિરિક્ત બ્રહ્મ જ નથી, એમ ઉપાસનાર્થે જીવમાં બ્રહ્મત્વ આરોપેલું છે, કારણ કે જ્ઞેય નિર્ગુણ બ્રહ્મ તો ઉપાસ્ય નથી, એમ પૂર્વપક્ષનો આશય છે.

કરીને ઉપાસ્ય એ પૂર્વપક્ષ, અને બ્રહ્મ[1] જ આ સિદ્ધાન્ત ॥ ૧ ॥ હવે શબ્દવિશેષાત્ ઇત્યાદિ ચાર સૂત્ર વડે દ્વિતીય શબ્દવિશેષાધિકરણ. 'જેમ વ્રીહિ યવ શ્યામાક શ્યામાતન્દુલ તેમ આ અન્તરાત્મા પુરુષ હિરણ્મય' ઇત્યાદિ વાજીશાખામાં શ્રુતિ છે, ત્યાં હિરણ્મય પુરુષ જીવ કે બ્રહ્મ આ સંશય, જીવ એ પૂર્વપક્ષ, અને બ્રહ્મ આ સિદ્ધાન્ત. તે આ પ્રકારે. જેમ 'વ્રીહિ યવ' ઇત્યાદિ શ્રુતિમાં સૂક્ષ્મ પરિમાણનું શ્રવણ છે અને બ્રહ્મ તો વ્યાપક છે, તેથી વ્યાપક બ્રહ્મમાં સૂક્ષ્મ પરિમાણ સંભવે નહિ, અને તેથી એ જીવવાક્ય એમ પૂર્વપક્ષ[2] પ્રાપ્ત થાય તો શબ્દવિશેષાત્ એ સૂત્રવિભાગથી સિદ્ધાન્ત કથાય છે, શબ્દે ઉક્ત વિશેષ તે શબ્દ-વિશેષ[3], તેથી, હિરણ્મયત્વ આનન્દમયત્વ અન્તસ્તદ્ધર્માધિકરણમાં સિદ્ધ થઈ ગયું છે, તે જીવમાં સંભવતું નથી, પરંતુ બ્રહ્મમાં જ, તેથી, એમ સતે પૂર્વોક્ત શ્રુતિમાં વ્રીહ્યાદિતુલ્યતાએ જે પ્રતિપાદન કર્યું, તે ચતુર્વિધ ભૂતની અંદર હૃદયમાં બ્રહ્મની સ્થિતિ જણાવવાને, કારણ કે તેમના હૃદયનું પરિમાણ તેટલું જ છે. તે તે ચતુર્વિધ ભૂતના સૂક્ષ્મ હૃદયાકાશમાં વર્તમાન સર્વતઃપાણિપાદાન્તના તેવા સૂક્ષ્મ રૂપમાં પણ વ્યાપકત્વનો વિરોધ નથી, તેથી હિરણ્મય પુરુષ બ્રહ્મ એ સિદ્ધ થયું. આ જ અધિકરણમાં સ્મૃતેશ્ચ સૂત્રના વ્યાખ્યાનમાં ગીતાનું[4]

---

૧ અત્ર આરોપિતનો પ્રસંગ જ નથી, શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મનો પ્રસંગ છે, અને તે શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મ ઉપાસ્ય પણ છે, તેથી અબ્રહ્મ જીવમાં આરોપિત બ્રહ્મત્વ માનવાથી અપસિદ્ધાન્ત ઉપનિષદ્-માં સર્વત્ર બ્રહ્મનો જ ઉપદેશ છે, જીવનો નહિ ફલોન્મુખ ઉપાસના પણ શુદ્ધ બ્રહ્મની જ ઘટે, અલીક જીવની નહિ, તેથી ઉપાસનાવિધિ જીવબ્રહ્માદ્વૈત સિદ્ધ કરવાનો પ્રયાસ અનૌપનિષદ છે.

૨ બ્રહ્મ તો વ્યાપક અને અત્ર તો વ્રીહિયવાદિ સૂક્ષ્મપરિમાણનું કથન છે તેથી આ પ્રસંગ વ્યાપક-બ્રહ્મવિષયક નહિ પરંતુ સૂક્ષ્મપરિમાણકજીવવિષયક છે એ પૂર્વપક્ષનો આશય છે

૩. વૈદિક હિરણ્મયશબ્દે જ જીવ અને બ્રહ્મનો વિશેષ કહ્યો છે તેથી અત્ર જીવનો પ્રસંગ ન માનતાં બ્રહ્મનો જ પ્રસંગ સ્વીકારવો હિરણ્મયે આનન્દમય પરમાત્મા છે એમ પ્રથમ ચરણના ષષ્ઠ અધિ-કરણમાં સિદ્ધ થઈ ચુક્યું છે, આ આનન્દમયતા એ જ જીવ અને બ્રહ્મનો વિશેષ. જીવથી બ્રહ્મનો વિશેષ તે આ જ કે જીવ તો તિરોહિતાનન્દ છે અને બ્રહ્મ તો પ્રકટાનન્દમય છે, તેથી વ્યાપક સર્વતઃપાણિપાદાન્ત આનન્દમય બ્રહ્મ જ ચતુર્વિધ ભૂતના અંતઃકરણમાં સ્થિતિ કરે છે, ત્યારે વ્રીહિયવાદિ જેટલું સૂક્ષ્મ સ્વરૂપ અંગીકાર કરે છે, વ્યાપક પણ બ્રહ્મ જ ભૂતહૃદયાંત સ્થિત્યર્થ સૂક્ષ્મ પરિમાણ સ્વીકારે છે.

૪. સર્વ વેદ જે ભગવાનના નિઃશ્વાસ તે ભગવાનના વાક્યરૂપ શ્રીમદ્ભગવદ્ગીતાને બ્રહ્મસૂત્રમાં 'સ્મૃતિ' કેમ કહી? આનું સમાધાન શ્રીમદ્ભાષ્યકારે અતીવ કુશલતાથી કરેલું છે. 'તે ઔપનિષદ પુરુષ પૃચ્છુ' એ શ્રુતિથી નિશ્ચય થાય છે કે બ્રહ્મ કેવલ ઉપનિષદે કરીને જ વેદ્ય છે, અન્ય પ્રમાણાન્તરે કરીને નહિ ત્યારે અર્જુન શિષ્યરૂપે પ્રપન્ન થયો તથાપિ તેનામાં પુષ્ટિભક્તત્વ ન હતું, ભગવદ્-વાક્યમાં નિર્વિચિકિત્સ વિશ્વાસ ન હતો, તે (અર્જુન) રથિત્વે કરીને સ્થાપ્ય હતો, તેવા સાહ-કાર અર્જુનને તેવા દારુણ દેશકાલમાં ઉપનિષદ્ કથાય નહિ, તેથી મર્યાદાપ્રતિપાદક વેદવક્તૃ અક્ષરબ્રહ્માત્મકરૂપને અને તેના અર્થને સ્મરીને અક્ષરથી ઉત્તમ પણ ભગવાન્ પુરુષોત્તમે તે વાક્ય કહ્યાં તેથી તે ભગવદ્વાક્યરૂપ ગીતાનું સ્મૃતિત્વ યુક્ત છે, તેથી ઔપનિષદ બ્રહ્મવિચારમાં તે સ્મૃતિરૂપ ભગવદ્વાક્યનું પણ ઉદાહરણ આપીને ચિંતન થાય છે. વળી, ભગવાને અર્જુનના અધિકારાનુસાર બ્રહ્મવિદ્યા નિરૂપીને નિજ કૃપાલુતાએ 'સર્વગુહ્યતમમ' ઇત્યાદિ શ્લોકમાં ભક્તિ અને પ્રપત્તિ જ ઉપદેશી, તેથી તત્પૂર્વે જે સર્વ નિર્ણય કહ્યા તે ભક્તિના અથવા પ્રપત્તિના અંગત્વે કરીને કહ્યા એમ અધ્યવસાય કરવો. અર્જુનને પણ તે જ પ્રકારે વિજ્ઞાન થયું એમ 'તાત'

શ્રુતિત્વ અને સ્મૃતિત્વ ઉપપાદન કર્યું છે. 'તાદૃશરૂપ નિઃશ્વસિતવેદોદ્‌ગમજનક સ્મરીને તદર્થને સ્મરીને ભગવાન્ પુરુષોત્તમે સ્મૃતિરૂપે વાક્ય કર્યાં, સૂત્રમાં 'ચ' છે તેથી સ્મૃતિમૂલભૂત નિઃશ્વાસ પણ કર્યો' ॥ ૨ ॥ હવે अत्ता चराचरग्रहणात् ઇત્યાદિ એ સૂત્ર વડે તૃતીય અત્ત્રધિકરણ. બ્રહ્મ અને ક્ષત્ર ઉભય જેનો ઓદન છે અને મૃત્યુ જેનું ઉપસેચન (છાંટો) છે તે જે સ્થલે છે તેને કોણ યથાર્થ જાણે? ઇત્યાદિ[1] શ્રુતિ કઠવલ્લીની દ્વિતીય વલ્લીની સમાપ્તિમાં છે. અત્ર ઉપસેચનશબ્દનો અર્થ 'ઘૃત' એમ પ્રથમસ્કન્ધના પંચદશાધ્યાયમાં યાર્च जुहाव मनसि શ્લોકના વિવરણપ્રસંગમાં શ્રીસુબોધિનીજીમાં કર્યું છે, અત્ર ' જેનો ' શબ્દવડે ઉક્ત ભોક્તા જીવ કે બ્રહ્મ આ સંશય, ભોક્તૃત્વ જીવધર્મ છે તેથી ઉપાસનાએ કરીને ઉપચિત કર્યું છે અલૌકિક સામર્થ્ય જેણે એવો મહાદેવાદિ અત્તા હશે એ પૂર્વપક્ષ, બ્રહ્મક્ષત્રનો વધ અશક્ય છે અને મૃત્યુ તો સર્વનો જ મારક છે તેવા બ્રહ્મક્ષત્રમૃત્યુનો ભોક્તા જીવ હોઈ જ શકે નહિ તેથી ભગવાન્ જ ભોક્તા. બ્રહ્મ અને ક્ષત્ર એ ઉભયને પણ મોક્ષની અપેક્ષા છે તેમને મૃત્યુનો સંબન્ધમાત્ર થાય અને તેટલામાત્રથી ભોક્તા ભગવાનમાં તેમની પ્રવેશયોગ્યતા એ જ તેમનું ઓદનત્વ, પ્રાણનો પણ સમવલય ત્યાં જ થાય છે, આગલ મૃત્યુ પણ ત્યાં જ લય પામે છે, તેમનાં જન્માદિ ન થાય એ હેતુથી મૃત્યુ પણ ભગવાનને જ વિષે પ્રવેશ કરે છે, તેથી આ વાક્યમાં બ્રહ્મ ક્ષત્ર અને મૃત્યુના ભોક્તા ભગવાન્ જ એમ સિદ્ધ થયું ॥૩॥ હવે ' गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् ' ઇત્યાદિ સૂત્રદ્વય વડે ચતુર્થ ગુહાપ્રવિષ્ટાધિકરણ. કાઠકમાં

---

વચન કરીશ ' ઇત્યાદિથી સ્પષ્ટ થાય છે. स्मृतेश्च સૂત્રમાં च છે તેથી ભગવદ્‌ગીતાનું મૂલભૂતનિઃશ્વાસત્વ શ્રુતિત્વ પણ છે જ, વ્યાસનો પણ ભગવદ્‌ગીતાને સ્મૃતિ કથવામાં દોષ નથી, કારણ કે તે ભગવાનના જ્ઞાનાંશ છે, જો ભગવદ્‌ગીતાને વ્યાસજી સાક્ષાત્ જ શ્રુતિ કહે તો નવમાવતાર બુદ્ધ વેદવત્ ભગવદ્‌ગીતાનું પણ ખંડન કરી મુકે અને ભગવન્માર્ગની સનાતનતા બાધિત થઈ જાય, તેથી વ્યાસે પણ ભગવદ્‌ગીતાને શબ્દથી સ્મૃતિ કહી અને 'ચ'થી તેની શ્રુતિતાનો પણ સંકેત કર્યો.

૧. કઠવલ્લીમાં શ્રુતિ છે કે બ્રહ્મ અને ક્ષત્ર ભગવાનના ઓદન છે અને મૃત્યુ ઘૃત છે. અવશ્ય બ્રાહ્મણ અને ક્ષત્રિય ઉભયે ભગવત્પ્રવેશયોગ્ય છે તેથી તેમને ' ઓદન ' કહ્યા, મોક્ષાકાંક્ષિ બ્રહ્મક્ષત્રને દેહસમ્બન્ધ જ બાધક છે, તેથી તેની નિવૃત્તિ કરાવવાને ભગવાન્ તેમને મૃત્યુનો સંબંધ કરાવે છે. જેમ અગ્ન્યાદિકના સંબંધથી તણ્ડુલ ઓદન થઈ જાય છે તેમ મૃત્યુના સંબંધમાત્રથી મોક્ષાકાંક્ષિ બ્રહ્મક્ષત્રને ભોક્તા ભગવાનમાં પ્રવેશાર્થ યોગ્ય રૂપ પ્રાપ્ત થાય આ તેમની ઓદનતા મૃત્યુસમ્બન્ધમાત્રથી મોક્ષાકાંક્ષિ બ્રહ્મક્ષત્ર યોગ્ય રૂપ પ્રાપ્ત કરે છે ત્યારે ભગવાનમાં ઓદનવત્ તેમનો પ્રવેશ થાય છે. આર્ય વર્ણચતુષ્ટયમાં બ્રહ્મક્ષત્રનો આ ઉત્કર્ષ અપરવર્ણદ્વયે ધ્યાનમાં રાખવાયોગ્ય છે. ભક્તિમાર્ગમાં પણ અપર વર્ણદ્વયનો અંગીકાર નિર્મત્સરતાપૂર્વ જ છે, निर्मत्सराणां सताम्, તેથી ભક્તિમાર્ગમાં પણ બ્રહ્મક્ષત્રના પરોપદેષ્ટા થઈ બેસવાનો અધિકાર વૈશ્યશૂદ્રને નથી, તે બે વર્ણનો અધિકાર તો દીનતાપૂર્વક નિર્મત્સરતાપૂર્વક ભક્ત્યાચારમાં સ્વપ્રવૃત્ત્યર્થ જ છે, આચાર્યવત્ પરોપદેષ્ટૃત્વાર્થ નથી, એ લક્ષમાં રાખીને કેટલાક અપરવર્ણ પ્રતિબન્ધ 'નિજ' મર્યાદામાં નિર્મત્સર સ્થિતિ કરે એ જ તેમને અર્થે હિતાવહ માર્ગ છે. મૃત્યુ ભોક્તા ભગવાનનું ઘૃત છે, કારણ કે અનેક મૃત્યુ માનો કે અશનાયારૂપ એક મૃત્યુ માનો ઉભયે પક્ષમાં મોક્ષ પ્રાપ્ત કરતા બ્રહ્મક્ષત્રના પ્રાણનો સમવલય ભોક્તા ભગવાનમાં થાય છે, અને પ્રાણના અશનાયાદિધર્માત્મક મૃત્યુ પણ તે બ્રહ્મક્ષત્રના જન્મમરણાદિની નિવૃત્તિને અર્થે ભગવાનમાં ઘૃતવત્ પ્રવેશ કરે છે. બ્રહ્મક્ષત્રમૃત્યુનો આ પ્રકારે ઓદનઘૃતવત્ ભોગ જીવકોટિપ્રવિષ્ટ શિવાદિ કરી શકે નહિ તેથી અત્ર 'સંહાર' અર્થ ઘટાવીને આ શ્રુતિ મહાદેવમાં પણ ઘટાવાય નહિ, અર્થાત્ આવા વિલક્ષણ મોક્ષપ્રદ ભોક્તા કેવલ પરમાત્મા જ. અન્ય ભાષ્યકારમતે આ અધિકરણ સમજ્યા જ નથી.

તૃતીય વલ્લીમાં 'લોકમાં પરમ પરાર્ધમાં ગુહામાં પ્રવિષ્ટ' ઇત્યાદિ શ્રુતિ છે, આ જીવવાક્ય કે બ્રહ્મવાક્ય આ સંશય, શ્રુતિમાં पिबन्तौ प्रविष्टौ ઇત્યાદિ શબ્દ વડે દ્વિવચનમાં નિર્દેશ[1] હોવાથી અને આ શ્રુતિનો પાઠ જીવપ્રકરણમાં હોવાથી અત્ર બદ્ધ અને મુક્ત, એ ઉભય જીવનું નિરૂપણ છે એ પ્રકારે પૂર્વપક્ષ[2] પ્રાપ્ત થાય, ત્યાં સિદ્ધાન્ત કથાય છે. ગુહામાં હૃદયાકાશમાં જીવનું અને પરમાત્માનું જે નિરૂપણ છે, તેથી બ્રહ્મ[3] જ વાક્યાર્થ, જીવનું નિરૂપણ તો તુલ્યતાએ ઉભયના સ્વરૂપામૃતભોગ[4] નિરૂપવાને અર્થે છે, તેથી બ્રહ્મવાક્ય જ એમ સિદ્ધ થયું ॥ ૪ ॥ હવે 'अन्तर उपपत्तेः' ઇત્યાદિ પંચ સૂત્ર વડે પંચમ અન્તરાધિકરણ, 'જે આ અક્ષિમાં પુરુષ દેખાય છે' ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યના પ્રથમ પ્રપાઠકમાં છે. અત્ર આ વાક્ય અક્ષિમાં પ્રતિબિંબિત પુરુષની બ્રહ્મભાવે ઉપાસનાર્થ છે કે બ્રહ્મવાક્ય આ સંશય, પ્રતિબિંબી જ આ એ પૂર્વપક્ષ, બ્રહ્મ જ આ સિદ્ધાન્ત,[5] તેથી અત્ર અક્ષિપુરુષશબ્દે કરીને અક્ષિપ્રતિબિંબનું ગ્રહણ ન કરવું, પરન્તુ અક્ષિસ્થાન ઉત્તમ હોવાથી સર્વવ્યાપક બ્રહ્મની અક્ષિવિષે સ્થિતિ ઉપદેશી એમ જાણવું, અક્ષિસ્થ બ્રહ્મનું દર્શન તો આર્ષજ્ઞાને કરીને. ॥ ૫ ॥ હવે अन्तर्याम्यधिदैवादिषु तद्धर्मव्यपदेशात् ઇત્યાદિ ચાર સૂત્ર વડે ષષ્ઠ અન્તર્યામ્યધિકરણ[6] 'જે પૃથિવીની અંદર જેને પૃથિવી જાણતી નથી' ઇત્યાદિ શ્રુતિ બૃહદારણ્યકમાં છે, ત્યાં જ 'અધિદૈવ અધિલોક અધિવેદ અધિયજ્ઞ અધિભૂત અધ્યાત્મને કોઇક અન્તરવસ્થિત યમયિતા અન્તર્યામી' આ પ્રકારે વાક્ય છે, અત્ર સર્વત્ર અધિદૈવાદિને વિષે એક જ ભગવાન્ કે અધિદૈવાદિના ભેદથી તત્તત્સંજ્ઞાવાન્ ભિન્ન આ સંશય, ભિન્ન એ પૂર્વપક્ષ, ભગવાન્ જ આ સિદ્ધાન્ત.[7] હવે 'अदृश्यत्वादिगुणको धर्मोक्तेः' ઇત્યાદિ ત્રણ સૂત્રથી સપ્તમ અદૃશ્યત્વાધિકરણ, 'હે ભગવન્! શું જાણવાથી આ સર્વ વિજ્ઞાત થાય? એમ શૌનકનો પ્રશ્ન, 'બે વિદ્યા જાણવી' એમ અંગિરાનું વાક્ય મુણ્ડકમાં છે. ત્યાં નામરૂપાત્મક જગતના વિજ્ઞાનાર્થે નામાંશવેદાદિવિદ્યારૂપાંશ અપરા વિદ્યા, અને 'હવે પરા, જેણે

---

૧. કથન.

૨. આ શ્રુતિમાં બદ્ધ અને મુક્ત એ ઉભય જીવનું જ નિરૂપણ છે, બ્રહ્મનું નિરૂપણ નથી, કારણ કે બ્રહ્મ અભોક્તૃ છે, એ પૂર્વપક્ષનું મર્મ છે

૩. બ્રહ્મનું ભોક્તૃત્વ પૂર્વ અધિકરણમાં શ્રીકૃષ્ણદ્વૈપાયને જ સિદ્ધ કર્યું છે તેથી બ્રહ્મનું કેવલ અભોક્તૃત્વ કલ્પીને આ અધિકરણમાં સર્વ વિપ્લવ કરવો ઉચિત નથી. પરમાત્મા મનોમયધર્મવાન્ હિરણ્યશ્મશ્રુ અને ભોક્તા છે એમ પૂર્વના ત્રણ અધિકરણમાં સિદ્ધ કરીને તેની નિર્દોષ અલૌકિક ભોગયોગ્યતા આ અધિકરણમાં ઉપદેશી.

૪. સ્વરૂપામૃતના ભોગના પ્રસંગમાં મોક્ષાકાંક્ષી જીવની પણ અપેક્ષા હોવાથી અત્ર ભગવાનનું અને મોક્ષાકાંક્ષી જીવનું પણ નિરૂપણ કર્યું છે

૫. લૌકિક ભોગ બાધક છે તેથી તેનો પરિહાર કરવાને ભોક્તા ભગવાનમાં વૈશેષ્ય સ્પષ્ટ કરવું જોઇએ આ વૈશેષ્ય ત્રિવિધ છે, તેથી અન્તરાધિકરણમાં ભગવાનની સર્વરૂપતા, ગુહાપ્રવિષ્ટાધિકરણમાં આનન્દરૂપતા અને આ અધિકરણમાં સ્વકર્તૃતા ઉપદેશી. આ પ્રકારે ભોગમાં નિર્દોષ વૈશેષ્ય સૂચવીને ભગવાનની પ્રકટસચ્ચિદાનન્દરૂપતા અને તે સ્વરૂપના જ્ઞાતાની પણ દોષનિવારકતા સ્પષ્ટ કરી. આથી પ્રશ્નકર્તા ભગવાનમાં પણ સદોષતાનો અર્થાત્ પરિહાર થઈ ગયો.

૬. અન્તર્ગુહાસ્થિતને વિષે અને અક્ષિપુરુષને વિષે ભોગવૈશેષ્ય સૂચવ્યા પછી સૃષ્ટિદશામાં પણ વૈશેષ્ય સિદ્ધ કરવાને આ અધિકરણ આરભીને ભગવાનનું સર્વનિયમન શ્રીકૃષ્ણદ્વૈપાયન સૂચવે છે.

૭ આ સકલ ભોક્તૃવૈશેષ્યનું ઇતર કોઇ પણ ભાષ્યકારને સ્પષ્ટ જ્ઞાન નથી.

# મારા કૃષ્ણ પણ નિસ્સાધન!

શ્રીસ્વામિનીજીની ચિન્તાને લીધે ચિત્ત ખેદે કરીને ખિન્ન છે વદનકમલ જેમનું, નમ્ર નયનયુગલ જેમનું, તે કૃષ્ણ મારું શરણ ॥ ૧ ॥

મનસિજભાવે ભરિત, મન વડે રતિની ભાવના કરતા, મિલનાર્થ આકુલ છે મન [illegible]મનું, તે કૃષ્ણ મારું શરણ ॥ ૨ ॥

નિઃશ્વાસને લીધે શોષાય છે વદન જેમનું, મધુર છે અધરપલ્લવ જેમનો, મુરલીના [illegible]માં નિરત, તે કૃષ્ણ મારું શરણ ॥ ૩ ॥

નિકુઞ્જમન્દિરાન્તઃસ્થ કુસુમપલ્લવની શય્યાને રચતા, નિજ લાભને પ્રતીક્ષતા, તે કૃષ્ણ [illegible] શરણ ॥ ૪ ॥

[illegible]વિયોગ ભાવને લીધે વિલસતા વદનકમલે કરીને સુન્દર, અલિકુલ આકર્ષતા, તે [illegible] મારું શરણ ॥ ૫ ॥

અશ્રુપાત કરતા, વિલોકતા, મત્તવત્ કવચિદ્ ગાન કરતા, નૃત્ય કરતા, રસાસક્ત છે જેમનું, તે કૃષ્ણ મારું શરણ ॥ ૬ ॥

સ્વપ્નમાં સંબંધસિદ્ધ્યર્થ શય્યામાં એકલા શયાન, પછી પ્રબોધે કરીને જે તેમ તે [illegible] મારું શરણ ॥ ૭ ॥

રસાત્મા, રસરીતિજ્ઞ, રસલીલાપરાયણ, રસાત્મગોપીરસિક તે કૃષ્ણ મારું શરણ ॥ ૮ ॥

॥ इति श्रीहरिदासोक्तं शरणाष्टकं सम्पूर्णम् ॥

Reg. N. B. 896.

'સ્વામિનારાયણ'ના અંતમાં 'ણ' છે તેથી તે ણાન્ત, 'શ્રીવલ્લભ'ના અંતમાં 'ભ' છે, તેથી તે ભાન્ત, 'શ્રીમધ્વ'ના અંતમાં 'વ' છે તેથી તે વાન્ત, અને શ્રીરામાનુજના અન્તમાં 'જ' છે તેથી તે જાન્ત, આ પ્રકારે સંકેત કરીને ણાન્ત ભાન્ત વાન્ત અને જાન્તનું નિર્મૂલ ઇચ્છતો કોઇ 'ઠાન્ત' થઈ ગયો. 'આચાર્યોના રાજા' શ્રીમદ્વલ્લભાધીશ્વરના સેવામાર્ગને અનુસરતા સ્વામિનારાયણ વસ્તુતઃ ણાન્ત છે જ, કારણકે તેમનો અન્ત વા નિશ્ચય 'ણ' અર્થાત્ 'આનન્દ' છે, શ્રીવલ્લભાધીશ્વર અગ્નિસ્વરૂપ છે, તેથી તેમનો અન્ત 'ભા' અર્થાત્ 'કૃષ્ણસાયુજ્યપ્રકાશ' છે, શ્રીમધ્વનો અન્ત 'વ' અર્થાત્ 'અમૃત' છે, અને શ્રીરામાનુજનો અન્ત 'જ' અર્થાત્ વિરજ વૈકુંઠ છે, પરન્તુ પેલા ઠાન્તનો તો અન્ત ઠ= ○. પ્રભુ સર્વનું કલ્યાણ કરો.

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે.

૨. જગત, જીવ, અન્તર્યામી, અક્ષર ઇત્યાદિનું નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુ બ્રહ્મ શ્રીકૃષ્ણપરમાત્મા જ છે.

૩. જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪. જીવ અણુ છે; શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, સ્વતઃ વ્યાપક નથી.

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનન્દ છે.

૬. સર્વોપરિ વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.

૭. શ્રીકૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, અર્થાત્ વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણસેવા જ

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રાપ્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ.

# श्रीयदुनाथविरचितं

# ॥ श्रीभावार्थपादभाष्यविवरणम् ॥



॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
श्रीमद्वल्लभाचार्यचरणकमलेभ्यो नमः ॥ श्रीविट्ठलनाथचरणकमलेभ्यो नमः ॥
श्रीमत्प्रभुचरणकृपया भावार्थचरणभाष्यं यथामति विव्रियते[1] ॥

**भावार्थाः कर्मशब्दास्तेभ्यः क्रिया प्रतीयेतैष ह्यर्थो विधीयते ॥ १ ॥**

अथ द्वितीयाध्यायं व्याचिख्यासवः प्रकृतस्य पूर्वेण महोपजीवकत्वरूपां सङ्गतिं बोधयितुं 'मानाधीना मेयसिद्धि'रिति प्रमाणं निरूप्य तदुपजीव्योऽत्र कर्मभेदो निरूप्यत इति बोधयितुं शाबरभाष्याविरोधेन पूर्वं विस्तरेण निरूपितं प्रथमाध्यायार्थं सङ्क्षेपेणात्रानुवदन्ति **प्रथमेऽध्याय** इत्यादि, 'अथातो धर्मजिज्ञासे'ति प्रथमाधिकरणे धर्मविचारं प्रतिज्ञाय को धर्म इतिजिज्ञासायां 'चोदनालक्षणोऽर्थो धर्म' इति द्वितीयेन विधिवाक्यलक्षणकोऽर्थो धर्म' इतिलक्षणकथनेन तां पूरयित्वा कथं चोदनालक्षण इतिजिज्ञासायां 'तस्य निमित्तपरीष्टि'रितितृतीयेन तज्ज्ञापकपरीक्षां प्रतिज्ञाय 'सत्सम्प्रयोग'इतिचतुर्थेन प्रत्यक्षाविषयत्वं तस्य बोधयित्वा 'औत्पत्तिकस्तु शब्दस्यार्थेन सम्बन्ध' इतिपञ्चमेन शब्दस्य स्वतः प्रामाण्यं बोधितं ततस्तत्रापि कथमिदमित्याकाङ्क्षायां'कर्मैके तत्र दर्शना'दित्यादिभिरधिकरणैः शब्दात्मकस्य वेदस्य नित्यत्वं स्थापितं, अग्रे चार्थवादादयो वेदभागा विचारिता इति **कृत्स्नो वेदो धर्मे प्रमाणमित्युक्त**मित्यर्थः, विशेषान्तरेण बोधनाय पादार्थान् वदिष्यन्तः प्रथमस्यं विशेषमाहुः **तत्रेत्यादि, चोदनाया** प्रवर्तकत्वात्तल्लक्षणं **विध्यंशं परित्यज्य शिष्टो धर्मप्रमितिं जनयतीत्य**पि तत्र सिद्धं, नच तस्या अप्रामाण्यं शङ्क्यं विधेयेऽर्थे धर्मत्वज्ञापनेन प्रामाण्यस्याग्रे वक्तव्यत्वात्, द्वितीयस्यार्थमाहुः **तत्रार्थे**त्यादि, चोदनाया अस्ति कार्यद्वयं धर्मप्रमितिर्धर्मे प्रवर्तनं च, **तत्रार्थवादानां** धर्मप्रमित्यजनकत्वादप्रामाण्यमाशङ्क्य तेषां **प्रवर्तनाशेषत्वमुक्तं**, साक्षाद्धर्मप्रमितिमजनयन्तोऽपि स्वार्थप्रमितिमुत्पाद्येष्टसाधनताद्युपपादनेन प्ररोचनाद्वारा जनयिष्यन्तीति, **मन्त्राणां तु व्रीह्यादिवदनुष्ठानोपयोगो** नास्तीति तेषां प्रमित्युपयोगो वक्तव्यस्तत्र ते चेन्निरर्थकाः स्युस्तदा **प्रमितावप्युपयोगो नास्तीत्य**ध्ययनाभावे तेषां **वेदत्वमपि सन्दिग्धं भवेदिति** तदभावाय तेषामर्थवत्ता प्रयोजनवत्ता 'तदर्थशास्त्रादि'त्यधिकरणे **निरूपिता,** अर्थवत्त्वे सति तेऽपि **ब्राह्मणवद्धर्मप्रमितिं जनयिष्यन्तीति,** अतस्तेषामपि प्रमाणत्वं, न चात्र मानाभाव, हि यतो हेतोः, **'मन्त्रब्राह्मणे'**इतिवाक्याद्**उभयं यज्ञस्य प्रमाणं,** नचान्यतरवैयर्थ्यं, **प्रवृत्तेः पूर्व**मित्यादिनोक्तरीत्या कालभेदेनोभयसार्थक्यात्, नच ब्राह्मणेन जातायां प्रमितौ तदर्थस्मारणमेव मन्त्रैः कार्यत इति **स्मारकत्वमेव** मन्त्राणामस्त्विति शङ्क्यं, उक्तवाक्ये तेषां प्रमाणत्वेन पृथगुक्त्या वेदेऽपि काण्डभेदेन प्रायशः कथनेन च तेषामपि प्रमितिजनने **स्वतन्त्रत्वात्,** नच विधिवाक्यानां प्रवर्तनाबोधकत्वात् प्रवर्तनाक्षिप्तेष्टसाधनत्वरूपधर्मत्वप्रमितिजनकत्वमस्तीति'[2] तेषामेव धर्मे मुख्यं प्रामाण्यमर्थवादानां तु प्रवर्तनापेक्षितप्राशस्त्यलक्षणकत्वात्तदङ्गवाक्यतया

---

1. आदर्शेषु सर्वत्रैव पाठः 'विव्रीयते' ।
2. 'लक्षणत्वा'दित्यपि पाठः ।

धर्मप्रमितिजनकत्वं नामधेयानां च विधिवाक्यघटकत्वाद्धर्मप्रमितिजनकत्वं युक्तं, मन्त्राणां तु काण्डान्तरवर्तित्वेन वाक्याद्विप्रकृष्टतया तदेकवाक्यत्वाभावान्मानान्तरसिद्धप्रयोगसमवेतार्थस्मारकत्वमेव युक्तमिति वाच्यं, तथासति मानान्तरासिद्धार्थानुवादकतया **अप्रामाण्यप्रसङ्गात्**, नच स्मृतेरपि यथार्थज्ञानत्वेन प्रमाणरूपत्वान्मन्त्राणां स्मारकत्वेपि न प्रामाण्यहानिरिति वाच्यं, तथा सति यथार्थज्ञानजनकत्वेन सर्वतन्त्रसिद्धेल लक्षणेन कार्यसिद्धावनधिगतार्थगन्तृत्वस्वरूपविशेषाङ्गीकारस्य वैयर्थ्यापत्तेः औत्पत्तिकसूत्रविरोधापत्तेः सिद्धान्तभङ्गापत्तेश्च, अतः सूत्रानुरोधेन शब्दजन्ये ज्ञानेनधिगतार्थावगतित्वस्वरूपो विशेषः प्रमात्वप्रयोजकोवश्यमभ्युपेयः, तथासत्यनुवादकस्याप्रामाण्यमर्थादेवायातं, ततश्चानुवादकत्वेनाप्रामाण्यस्य स्मारकत्वेन प्रामाण्यस्य च साङ्कर्ये वैरूप्यापत्तिरेकतरानिर्णयस्याप्यभावापत्तिश्च मन्त्रजन्ये ज्ञाने स्मृतित्वप्रमितित्वयोः समावेशेन साङ्कर्ये तयोरपि जातित्वहानिप्रसङ्गः, संस्कारोद्बोधकानामपि स्मृतिं प्रति व्यापारवदसाधारणकारणत्वेन तेषामपि सप्तमप्रमाणत्वापत्त्या षट्प्रमाणवादभङ्गप्रसङ्गः, प्रमाणत्वस्यानुभवत्वव्याप्यत्वेन स्मृतित्वस्य च साक्षाज्ज्ञानत्वव्याप्यत्वेन तयोर्भेदस्य सर्वतन्त्रप्रसिद्धतया तत्त्यागस्यायुक्तत्वं च, एवं स्मृतेः प्रमितित्वाङ्गीकारे परोक्षज्ञानत्वेन शाब्दानुमित्योरपि स्मृतित्वापत्तिर्दुर्वारा, यथार्थज्ञानत्वस्य प्रमितित्वनियामकत्ववत् परोक्षज्ञानत्वस्य स्मृतित्वनियामकत्वेपि बाधकाभावात्, अतः स्मृतित्वप्रमितित्वयोर्भेद एवास्थेयः, तथा सति मन्त्राणां स्मारकत्वात् प्रामाण्यं दुर्निरूपमेवेतिदिक्, नन्वस्त्वप्रामाण्यं तथापि मन्त्रेणैव स्मर्तव्यमितिनियमात्तेषामदृष्टयस्मारणादेवार्थवत्त्वेङ्गत्वहानिस्तु न भविष्यतीतीष्टापत्तिरित्याकाङ्क्षायामाह. **प्रमितिरेवे**त्यादि, **प्रमितिरेवाङ्गं नाप्रमितिः**, 'यदेव **विद्यया करोति** तत्तदेवास्य वीर्यवत्तरं भवती'**तिश्रुतेः** नचेदमङ्गोपासनाविषयमिति न कर्मान्तरे तस्या अङ्गत्वमिति वाच्यं, न्यायतौल्यात्, 'उभौ कुरुतो यश्चैनदेवं वेद यश्च न वेदे'तिविद्वदविद्वत्प्रयोगौ प्रस्तुत्य 'यदेव विद्यये'तिश्रुतेराम्नातत्वात्, सर्वकर्मसु प्रायेण विद्वद्वाक्यानां दर्शनाच्च, अतः कर्मानुष्ठानकालीनं वेदनं तत्कर्मफल एवातिशयं जनयतीत्यवश्यमभ्युपेयं, अन्यथा तद्वाक्यवैयर्थ्यापत्तेः, अतस्तन्न्यायस्यात्रापि तौल्यान्मन्त्रस्यापि विद्याजनकत्वेनैव प्रामाण्यं नतु स्मारकत्वेनेति, नच विद्यापदेन स्मृतिरेवात्रोच्यत इति वाच्यं, सङ्कोचे मानाभावात्, स्मृतौ विद्यापदप्रयोगस्य क्वाप्यदर्शनाच्च, नच मन्त्रजन्यप्रमितेरेवाङ्गत्वे मन्त्राणामङ्गत्वभङ्गप्रसङ्गा'दाग्नेय्याग्नीध्रमुपतिष्ठते' 'इषेत्वेति शाखां छिनत्ती'त्यादौ श्रूयमाणानां तृतीयाविभक्तीतिशब्दादीनां पीडापत्तिरिति वाच्यं, 'विद्यये'तिपदेनाप्रमितिरूपायाः स्मृतेरेवाङ्गत्वं निवार्यते नान्येषामित्यदोषात्, किञ्च मन्त्रस्य स्मारकत्वमपि किं विधिपदसदृशपदवत्त्वेन सम्बन्धित्वेन वा ? नाद्यः, इषे त्वादीनां तदभावात्, न द्वितीयः, 'सर्पराज्ञिया ऋग्भिर्गार्हपत्यसमादधाते' 'सर्पराज्ञिया ऋग्भिः स्तुवन्ती'तिनानास्थलावीन्युक्तमन्त्रेषु प्रकृतस्मरणदौर्लभ्यापत्तेः, अतः प्रकरणादिकं तत्सहकारीति वक्तव्यं, तथासत्यावश्यकत्वाल्लाघवाच्च तस्यैव स्मारकत्वमस्तु कृतं मन्त्रेण, नच व्यापाराभावे तस्य प्रयोगकरणत्वं कथं स्यादिति शङ्क्यं, तज्जन्यायाः प्रमितेरेव व्यापारत्वस्योक्तत्वात्, नहि स्मरणस्यैव व्यापारत्वे किञ्चिन्नियामकं वाक्यमस्ति, विनियोगविधिबलात् कल्प्यं तु विद्यावाक्येनैव गतार्थत्वाद्बाधितं, तस्मात् प्रमितिद्वारैव मन्त्राणां करणत्वमितिनिश्चयः, तृतीयपादार्थमाहुः **प्रसङ्गादि**त्यादि, प्रत्यक्षवेदार्थे विचार्यमाणे नित्यानुमेयवेदस्यापि स्मरणात्तन्मूलिकाः **स्मृतयोपि** तथा **विचारिता** इत्यर्थः, तुरीयस्यार्थमाहुः **तत** इत्यादि, **उद्देश** उपरितनो देशस्तत्र 'विधिवाक्ये स्थितानामुद्भिदादिपदानामर्थवादापरपर्यायत्वं वा **मन्त्रापरपर्यायत्वं** वा तद्विधानां **गुणविधित्वं** वेत्याशङ्कितं, तत्र यदि तेषामर्थवादत्वं स्यात् स्वार्थबोधे समाप्तिः स्यात्, नथासति भिन्नवाक्यत्वे प्ररोचनादिनाङ्गत्वं परिकल्प्य विध्येकत्वेन प्रामाण्यं कल्प्येत सा चैषा नाम्नांस**र्थवादवद्भिन्नवाक्यत्वाभावे विध्येकत्वाभा-**

वाक्यार्थवादत्वमुपपद्यते भिन्नपाठाभावात् **स्वातन्त्र्याभावे मन्त्रत्वं च नोपपद्यत इत्यानर्थक्ये पर्यवसानमिति** तदभावाय तेषां **नामधेयत्वमुक्तं, समुदायज्ञानार्थं** यागत्रयसमुदायो दर्शस्त्रिकान्तरसमुदायः पूर्णमास इतिज्ञानार्थं, तत्प्रयोजनमाहुः **नहीत्यादि,** तस्यापि प्रयोजनमाहुः **अत** इत्यादि, **अङ्गमिति** 'यदेव विषये'त्यत्र तस्यापि मङ्गलादिति, **ततः** एतन्निर्धारोत्तरं 'सन्निधेषु वाक्यशेषात्' 'अर्थाद्वा कल्पनैकदेशत्वा'दितिसूत्रद्वयेनार्थवादानामर्थसामर्थ्यस्य च सन्देहवारकतया प्रामाण्यमुक्तमित्यर्थः, नन्वेतन्मते नामधेयानां समुदायज्ञापकतया स्मृतीनां च नित्यानुमेयवेदबोधितकर्मज्ञापकतया मन्त्राणां चानुष्ठानकाले तत्तत्प्रमितिजनकतया धर्मे प्रामाण्यं युक्तं चोदनायास्तु प्रवर्तकत्वेनार्थवादानां च प्रवर्तनाशेषत्वेन धर्मप्रमित्यजनकत्वाद्धर्मे प्रामाण्याभावे कथं कृत्स्नस्य वेदस्य धर्मे प्रामाण्यमित्याकाङ्क्षायां तयोस्तथात्वप्रकारमाहुः **विध्यंशस्येत्यादि,** यद्यपि विध्यंशः प्रवर्तकस्तथापि चोदनाया धर्मलक्षणतया धर्मत्वं ज्ञापयन्नेव प्रवर्तयतीति तद्द्वारा तस्याप्यस्ति धर्मप्रमितिजनकत्वं धर्मस्य फलशेषतया परतःपुरुषार्थत्वेन स्वर्गकामादिपदबोधितस्य फलस्य तज्जनककर्मोत्कर्षबोधिकाया आर्थवादिक्याः स्तुतेश्च पुरुषैरर्थ्यमानत्वरूपं यदर्थत्वं तत्सम्पादकत्वादस्ति तेषामपि धर्मप्रमितिजनकत्वमतः **कृत्स्नो वेदो धर्मे प्रमाणमिति** पूर्वाध्याये **सिद्धमि**त्यर्थः, एतेन 'पूर्वप्रमाणस्याभ्यां पादेनाद्यस्य निर्णय' इतिभट्टवार्तिके यत् **'प्रथमपाद** एव प्रमाणचिन्तासमाप्तिस्त्रिपाद्यां तु कथंलक्षणो धर्म इति कथमुना प्रतिज्ञातः प्रामाण्यप्रकारो बोध्यत' इति शाबरभाष्यविरुद्धमङ्गीक्रियते तन्नास्मत्सम्मतमिति बोधितं, एवं पूर्वोक्तं सर्वं सङ्क्षेपतो निरूप्य प्रस्तुतमवतारयन्ति **अतःपरमित्यादि, तत्रेति** अध्यायस्थवाक्यस्यार्थे व्याख्यातव्ये, **यद्यप्यनेक** इति नामधेयपादे नानानाम्नां प्रतिपादनादनेक **, तदापि** किं मन्त्रब्राह्मणयोः **पदेपदे** विधिवाक्यस्य वा पदेपदे **धर्मः** प्रतिपाद्यत **उत केषुचिदेवेति** शङ्कायां **तदर्थं** तन्निवृत्त्यर्थमयमध्याय **आरभ्यत** इत्यर्थः तेन सर्वो वेदो विधिवाक्यमात्रं वा उदाहरणं, अध्यायार्थमुक्त्वा पादार्थमाहुः **तत्र प्रथम इत्यादि, निरूप्यत** इति धर्मभेदज्ञापनार्थं निरूप्यते, एवं पादार्थं निरूप्य तावता संशयस्यानिवृत्तेर्विशेषतो वक्तुमाद्याधिकरणमवतारयन्ति **तत्रेत्यादि, विनिगमनमाहे**ति विनिगम्यतेऽनेनेति**विनिगमनं** केषुचिदेव पदेषु निरूप्यत इत्यस्य निर्णायकं हेतुमनेनाधिकरणेनाहेत्यर्थः, व्याकुर्वन्ति **यो विधीयत** इत्यादि, एवं सामान्यतः सूत्रार्थमुक्त्वा विशेषतोऽपि[1] तमाहुः **कर्मेत्यादि,** पुरुषप्रयत्ननिष्पाद्यक्रियारूपधर्मवाचकाः कर्मशब्दाः के इत्यपेक्षायां तान् बोधयितुं तेषामर्थमाहेत्यर्थः, व्याकुर्वन्ति **इदमित्यादि, इदं** क्रियावाचिना धातुत्वानुशासनात् सर्वधातुष्व**नुगतं रूपं** यत् **क्रियासामान्यं स भावः सः अर्थो विधेयो** येषां ते **भावार्थाः** तादृशा ये शब्दास्ते **कर्मवाचका** इत्यर्थः, ननु धर्मवाचकनिर्धारार्थं प्रवृत्त आचार्यो धर्माधर्मादिसाधारणक्रियासामान्यवाचकं किमिति वदतीत्यत आहुः **धर्मेत्यादि,** तथाचात्र तद्व्याप्यमित्यर्थः.[2], **यद्धर्मपदप्रवृत्तिनिमित्तं क्रियासामान्यं तत् प्रतिपादयन्तो** विशेषानालिङ्गिता सामान्यबुद्धिर्न भवतीति विशेषालिङ्गनाद्यज्ञदानादिरूप**विशेषप्रतिपादका** न तु तच्छून्यकेवलक्रियावाचका इति **भावार्थाः कर्मशब्दाः** इत्यनेनोक्तं **भवति,** यद्येवमभिप्रायो न स्यात्तदा **भावार्थ**पदं न ब्रूयात्, आकृत्यधिकरणे जातौ पददार्थैरङ्गीकृतत्वेन तावतैव शब्दार्थयोर्नित्यतायाः निर्वोढुं शक्यत्वात्, अतो यजत्यादयो धातुत्वेन रूपेण क्रियासामान्यं यजतित्वादिना प्रतिनियतरूपेण क्रियासामान्यव्याप्यं यागसामान्यरूपं विशेषं प्रतिपादयन्तीत्यर्थः, भट्टवार्तिकेऽपि 'धात्वर्थव्यतिरेकेण यद्यप्येषा न लभ्यते तथापि

---

१. अत्र 'विशेषतो वक्तुमाहु'रित्यपि पाठः ।

२. धर्माधर्मसाधारणक्रियासामान्यव्याप्यम् ।

सर्वसामान्यरूपेणैवावगम्यत' इत्युक्तं, अतो धात्वर्थबोधके पदे सामान्यस्थाने सैव बोध्यते, तथैवानुगतप्रतीतिनिर्वाहात् ननु जात्यन्तरमिति बोध्यं, अत्र धर्मानित्यत्ववादी शङ्कते **नन्वित्यादि**, यद्यनेको धर्मः प्रतिपाद्यते तदा भावना भाव उत्पादनेतियावत् सोर्थो येषां ते भावार्था आख्यातशब्दास्तेभ्य- **क्रियावाचिभ्य एव धर्मः प्रतीयत इत्युच्यतां** किं क्रियाया रूपद्वयनिरूपणेन ? नच कालान्तरभाविफलानुपपत्तिप्रसङ्ग , क्रियायास्त्रिक्षणावस्थायित्वेपि तज्जन्यस्यापूर्वस्य फलपर्यन्तमवस्थानेनोपपत्तेरतो व्यर्थं रूपद्वयनिरूपणमित्यर्थः, अत्र समादधते **सत्यमित्यादि, यदि पुरुषक्रियामात्रं धर्मो भवेत्तदा** त्वदुक्तरीत्या निर्वाहाद्रूपद्वयं **न वक्तव्यं** भवेत्, नहि तथा **किन्त्वतीन्द्रियो** वेदैकसमधिगम्यो **यागादिः स्थिरो धर्मः, तत्र** कथं स्थिर इत्याकाङ्क्षायां **सामान्यं नित्यमिति** यजतिबोधितयागसामान्यरूपेण नित्यत्वास्ति अतीन्द्रियत्वरूपो विशेषश्च तत्र वर्तते केवलस्य सामान्यस्यातीन्द्रियत्वादतो यागस्य नित्यातीन्द्रियरूपत्वाद्रूपद्वयकथनं युक्तमित्यर्थं , ननु विहितक्रियाविशेषं कुर्वाणं दृष्ट्वायं यजतीतिप्रत्ययाद्विमिलापाच्च तस्याः प्रत्यक्षत्वनिश्चयात् कथमतीन्द्रियतेत्यत आहु **द्रव्येत्यादि**. 'यजिर्देवपूजासङ्गतिकरणदानेष्वर्थेषु' शक्त इति प्रथमातिक्रमे कारणाभावाद्देवपूजैवात्रार्थः, सा चात्र द्रव्यकृता, किञ्च 'यजतिचोदनाद्रव्यदेवताक्रियं समुदाये कृतार्थत्वा'दितिचातुर्थिके सूत्रे द्रव्यदेवताक्रियासमुदायो याग इतिलक्षणं यागस्य सिद्धं तथा द्रव्यदेवते यागस्य रूपामित्यामिक्षाधिकरणे सिद्धं, तयोश्च नोदासीनयो रूपत्वमपि तु सम्बद्धयोरेवेति **द्रव्यदेवतासम्बन्धो यागः**, तत्र देवतास्वरूपं चेतनतया विग्रहवत्तया च वैयासे दर्शने सिद्धमत्र चाग्रे तदविरोधेन व्युत्पाद्यं, गीतायां च 'देवान् भावयतानेन ते देवा भावयन्तु वः परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथे'तिकथनात् परस्परभावनस्य च श्रद्धया पूजनेन तस्य द्रव्यस्य प्रीत्या स्वीकारेण च सम्भवात् ते विना असम्भवाच्च **प्रीतिहेतुत्वेन स्वीकार एव सम्बन्धः**, स न **देवताया अतीन्द्रियत्वात्** परात्मधर्मत्वाच्चा**तीन्द्रियः**, नच स्वत्वजनकव्यापाररूपस्य स्वीकारस्य देवतावृत्तित्वेन यजमानावृत्तित्वेन च देवता यजतीतिप्रयोगापत्तिर्देवदत्तो यजतीतिप्रयोगानापत्तिश्चेति वाच्यं, देवतानिष्ठस्य तादृशव्यापारस्य फलरूपधात्वर्थत्वेन कर्मनिष्ठतया यजतीतिप्रयोगसम्भावनाया एवाभावात्[1] तादृशप्रयोगस्य व्यापाराश्रये कर्तर्येवानुशासनात् यजमाने यजतीतिप्रयोगाभावसम्भावनाया अप्यभावादृत्विक्षु तु तादृशप्रयोगस्य योधा युध्यन्तीत्यादिवदिष्टत्वात् प्रैषे 'होतर्यजे'तिप्रयोगदर्शनात्, अतो व्यापाररूपस्य यागस्य प्रत्यक्षत्वेपि फलरूपस्य यागस्यातीन्द्रियता निष्प्रत्यूहेत्यर्थः, ननु भवत्वेवमतीन्द्रियत्वं तथापि होमानन्तरं त्यक्ते द्रव्ये देवता तत् स्वीकरोति द्रव्यं च व्रीह्यादिकमनित्यमिति तज्जन्यस्य होमोत्तरभाविनः स्वीकारस्य कथं नित्यत्वमतआहु **द्रव्यं चे**त्यादि, 'अपश्यन् पुरोडाशं कूर्मं भूतं सर्पन्तं तस्या अनुमृश्य योनिमाच्छिनत्सासूत वशा अभवत्तत्सूत वशायै जन्म प्रजापते रश्वश्च यत्परायत्तदश्वोभवदि'त्यादिष्वर्थवादेषु द्रव्यस्यालौकिकत्वं सिद्धं, नचार्थवादानां स्वार्थे अप्रामाण्यं, 'प्रजापतिर्वरुणायाश्वमनय'दित्यश्वप्रतिग्रहेष्ट्यर्थवादस्य व्यवधारणनिर्णायकताभावे तस्या इष्टेर्दातृकर्तृकत्वं न तेन निर्णीयेत, 'तेजो वै घृत'मित्यादिना घृतादेः शर्कराञ्जनादिकरणता न निर्णीयेत, एवं सर्वत्रेति तेषां विधिस्तावकत्वेपि स्वार्थे प्रामाण्यमिति ज्ञातव्यं, किञ्च श्रीभागवते पुरुषसूक्तविवरणाध्याये यज्ञसम्भाराणां पुरुषावयवरूपत्वं प्रतिपाद्य 'इतिसम्भृतसम्भारः पुरुषावयवैरहं तमेव यज्ञं पुरुषं तेनैवायजमीश्वर'मिति ब्रह्मणोक्तमिति द्रव्यादीनां सर्वेषामेव सम्भाराणामलौकिकत्वं निर्बाधं, अतो 'यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन्नि'त्यादिश्रुतिसिद्धस्य प्राथमिकयागस्यालौकिकैरेव पदार्थैः सिद्धिः, पाश्चात्येषु तु कर्मसु तादृशायोग्यताया अभावेन तेषां सम्भारा-

---

1. 'एव भावा'दितिपाठ क्वचित् ।

णामसन्निधानात् प्रोक्षणादिभिस्तैः संस्कारैस्ते अलौकिकाः पदार्थास्तेषु लौकिकेषु द्रव्यादिषु सन्निधाप्यन्ते प्रतिष्ठावाहनादिसंस्कारैर्मूर्तौ देवतावत्, अन्यथा लौकिकैरेव द्रव्यादिभिर्यागनिष्पत्तेः संस्काराणां वैयर्थ्यमेव स्यात् संस्कारबोधकप्रमाणानि च पीड्येरन्, अतो लौकिकानि द्रव्यादीनि तेषामधिष्ठानान्येव देवताया मूर्तिरिव[1], अधिष्ठानभूतद्रव्यादीनां चाविहितानिषिद्धद्रव्यपुरुषादिसंसर्गे अलौकिकस्य तस्य द्रव्यादेस्ततत्तिरोधानमेव मूर्तेर्दुष्टसंसर्गे सन्निधानाभावो च ततो देवताया इव, अतो 'यस्योभयं हविरार्तिमार्च्छेत्' "यस्य सर्वाणि हवींषि नश्येयुर्दुष्येयुरपहरेयुर्वे'त्यादिनोक्तमार्तिनाशादयपि दुःसंसर्गनाशाद्विषा लौकिकत्व एव, प्रायश्चित्तं द्रव्यान्तरादानादिकं च प्रकारान्तरेण देवतेज्यादिपूर्त्यर्थमिति नोक्तश्रुतानां विरोधः, नापि 'शेषाद्द्व्यवदाननाशे स्यां'दितिसूत्रस्य, प्रमादादिरूपापराधेन नश्यदवस्थादवदानादलौकिकस्य तस्य तिरोधानादिति, एवं यागीयद्रव्यस्वरूपे निश्चिते तद् द्रव्यं नित्यमलौकिकमेव देवता चालौकिकी नित्येति तत्स्वीकाररूपस्य यागस्य क्रियावदनित्यतायां न कोपि हेतुः, तथाच 'परस्परं भावयन्त' इतिगीतावाक्याद्यागजन्यफलभोगपर्यन्तं द्रव्यस्वीकारजन्यप्रीतेरप्यवस्थानमिति स्वीकारस्य स्थिरत्वरूपं नित्यत्वं द्रव्यदेवतयोश्च भगवदवयवत्वेन स्वरूपतो नित्यत्वमित्युभयमपि निर्बाधमित्यर्थः, ननु तथापि 'सिद्धसाध्यस्वभावाभ्यां धात्वर्थो द्विविधस्तयोः अन्योत्पादानुकूलात्मा भावना साध्यरूपिणी'त्यभियुक्तोक्तेः साध्यरूपस्य धात्वर्थस्यानित्यत्वाच्चेष्टारूपस्य तस्य नश्वरत्वमेवेत्यत आहुः **नहि चेष्टे**त्यादि, द्वितीयस्कन्धस्थेषु सम्भारवाक्येषु 'चातुर्होत्रं च सत्तमे'त्यनेन क्रियाया अपि पुरुषावयवेषु गणनाल्लौकिकी चेष्टा न यागः किन्तु तदधिष्ठानकं क्रियान्तरमतीन्द्रियमतो न तस्यापि नश्वरत्वमतो विनाशोऽदृष्टं वा किमर्थं कल्पनीयमित्यर्थः, वाक्यानि तु 'यदास्य नाभ्यान्नलिनादहमासं महात्मनः नाविदं यज्ञसम्भारान् पुरुषावयवादृते तेषु यज्ञस्य पशवः सवनस्पतयः कुशाः इदं च देवयजनं कालश्चोरुगुणान्वितः वस्तून्योषधयः स्नेहा रसलोहमृदो जलं ऋचो यजूंषि सामानि चातुर्होत्रं च सत्तम नामधेयानि मन्त्राश्च दक्षिणाश्च व्रतानि च देवतानुक्रमः कल्पः सङ्कल्पस्तन्त्रमेव च गतयो मतयश्चैव प्रायश्चित्तं समर्पणं पुरुषावयवैरेते सम्भाराः सम्भृता मया इतिसम्भृतसम्भारः पुरुषावयवैरहं तमेव पुरुषं यज्ञं तेनैवायजमीश्वरं ततस्ते भ्रातर इमे प्रजानां पतयो नव अयजन् व्यक्तमव्यक्तं पुरुषं सुसमाहिता' इत्यादीनि द्रष्टव्यानि, तस्माद्यागस्य नित्यत्वं स्थिरत्वं च निर्बाधमिति सिद्धं, नन्वाधुनिका क्षणिकं यागमङ्गीकुर्वन्ति नैयायिकाश्चादृष्टात्मकं धर्ममत कथमेवमित्यत आहुः **ये** इत्यादि, ननु यद्येवं तदा 'धर्मः स्वनुष्ठितः पुंसां' 'धर्मः क्षरति कीर्तनादि'तिवाक्ययोर्विरोधः पूर्वस्मिन्ननुष्ठानविषयत्वेन क्षणप्रध्वंसिन्याः क्रियायाः द्वितीयस्मिन्नाशप्रतियोगित्वेन क्रियाजन्यस्य फलपर्यन्तस्थायिनोऽदृष्टस्य च विषयीकरणादितिचेन्न, पूर्ववाक्ये 'स्वनुष्ठित'पदे सुपूर्वधर्मकेन सुना अनुष्ठाने वैधप्रकारस्य द्योतनेन तद्विशिष्टालौकिकी क्रिया विषयीक्रियते न तु केवला तथासति प्रकारसाम्येन[2] नित्या क्रियापि जातिवदायात्येवेति सैव धर्मपदेनाभिप्रेयते न केवला, अतो न तद्विरोधः, द्वितीयवाक्येपि कीर्तनाद्देवताप्रीतिविषयत्वरूपं धर्मस्य सन्निधानं पुरुषान्निवर्तत इत्युच्यतेतो न तस्यापि विरोधः, अतो यागस्य क्षणिकत्वकल्पनं धर्मस्य चादृष्टत्वकल्पनं पूर्वोक्तप्रकाराज्ञानादेवेत्यर्थः, तेन सिद्धमाहुः **भावार्था** इत्यादि, क्रियार्थस्य. क्रिया प्रतीयत इत्युक्तत्वा **भावार्थाः कर्मशब्दास्तेभ्यः क्रिया प्रतीयत** इति यदुक्तं तेन पूर्वोपपादितरीत्या सिद्धावस्थापन्नधात्वर्थबोधका ये कर्मशब्दा इति सूत्रभागस्यार्थ इत्यर्थः, 'नन्वमय इदं न ममे'तित्यागवाक्यानुरोधाद्देवतोद्देशेन द्रव्यत्याग एव यागोस्तु दानस्यापि यज्यर्थत्वात् देवपूजैवात्र भाव्या न दानमित्यत्र नियामकाभावात् दानं च प्रत्यक्षमेवेति

१. मूर्तिवदितिपाठः ।

२. प्रकारसाम्येनेत्यपि पाठः

कथमतीन्द्रियतेत्यत आहु **दानमि**त्यादि, उद्देश्याया देवताया अतीन्द्रियत्वादतीन्द्रियमिति लोकप्रयोगो बहिर्दृष्ट्यैव ननु शास्त्रदृष्ट्यातो न तात्त्विक इत्यर्थः, क्रियाया यज्ञरूपाया यदतीन्द्रियत्वमुक्तं तत्र व्यभिचारमाशङ्कते **नन्वि**त्यादि, 'व्रीहीनवहन्ति' 'अग्निषोमीयं पशुमालभेते'त्यादिविहिता अपि ते दधते तद्दृष्टान्तेनान्यासामपि क्रियाणां तथात्वस्य शक्यवचनत्वात् पूर्वोक्तमसङ्गतमित्यर्थः, तत्र समादधते **ने**त्यादि, **तदावाहनादि**ति, 'हविष्कृदेहि उभौ हि देवानां शमितारा'वित्यादिभिस्तत्तत्कर्त्रावाहनात्, **तस्य तिरोभाव** इति अलौकिकक्रियायाः कर्तुश्च सन्निधाननिवृत्तिः, तथा च व्यभिचाराभावान्नासङ्गतमित्यर्थः, सूत्रशेषं व्याकुर्वन्ति **स एवे**त्यादि, **स एवे**ति, **हि**र्हेतौ, योऽतीन्द्रिय पुरुषात्मको नित्यः स्थिरश्च एवइतिपदेनोक्त **स एवार्थः** पुरुषार्थः **लौकिकस्तु** न तथेत्यर्थः, नन्वयमेवार्थ इत्यत्र किं गमकमित्यत आहुः **अत एवे**ति, यस्मादेवं धर्मस्वरूपं तस्माद् **विधीयते** पुरुषप्रयत्नेन निष्पाद्यत इति पुरुषश्चोदनया तस्मिन् प्रवर्त्यते, **अन्यथा** यदि यागादिर्धर्मः स्थिरो न स्यात् किन्तु चेष्टारूपः साध्य एव स्यात् तदा प्रयत्ने **प्रयत्नाभावात्** प्रयत्नसिद्ध्यर्थं प्रयत्नाभावाद्विधिवाक्यस्य कथनमेव न स्यात् यद्धि सिध्यत् स्थिरं भवति तदर्थं यत्नोपदेशः, यत् कदापि न सिध्यति सर्वदैव साध्यावस्थं तत्साधनोपदेशस्य व्यर्थत्वादिति, नन्वपूर्वमेव यागस्य सिद्धावस्थेति चेन्न, तर्हि तस्य कर्माश्रितत्वापत्तेः सकर्मकधात्वर्थस्यसिद्धावस्थायाः कर्मण्येव चोदनादौ प्रायशो दर्शनात् यागस्यापूर्वपर्यन्तत्वे तस्य करणत्वाय व्यापारान्तरकल्पनापत्तेश्च, नच सिद्धान्तेप्ययं दोष इति वाच्यं, देवताप्रीतेरेव व्यापारत्वाङ्गीकारात्, नच वैयधिकरण्याद्यजमाने तत्फलाभावप्रसङ्ग इति वाच्यं, राजप्रीत्या तत्सेवकेषु फलदर्शनात्, यजमानेपि विषयतासम्बन्धेन देवताप्रीतेः सम्भवाच्च, अतः सिद्धान्ते न कोपि दोषः, किञ्च धर्मानित्यत्ववादिमते क्रियात्वादिजातौ पदशक्तिरङ्गीकार्या सा च वृत्तिमतीति तत्स्थित्यर्थं धर्मिण प्रावाहिकी सत्ताभ्युपगन्तव्या अहोरात्रन्यायेन कल्पस्य कल्पपूर्वकत्वात्तद्वान्तिरूपे प्रलये सर्वनाशात् ये पुनर्जीवन्ति तेषां स्वापाच्च क्रियाप्रवाहस्योपरमे तस्या जातेरनाधारत्वापत्त्या कालादौ तत्स्थितिर्वा निराधारत्वं वा कल्पनीयं शाब्दबोधसमये च क्रियाया आक्षेपलभ्यत्वं कल्पनीयं कर्मदर्शनादिश्रुतीनां च स्वार्थे तात्पर्यराहित्यं कल्पनीयं, नित्यत्ववादिमते तु न केप्येते दोषाः नापि कल्पनेति महानेव गुणः, प्रलये तस्य स्थितिस्तु वेद एव वर्णानां व्यापकत्वाद्यङ्गीकारेण वेदरूपे शब्दे द्रव्यत्वस्योभयोरपि वादिनोः साधारणत्वात्तत्रैव धर्मसमवायस्य युक्तत्वात्, वेदान्तिमते तु 'स्वाभाविकी ज्ञानबलक्रिया चे'तिश्रुतेः 'कालं कर्म स्वभावं'चेत्यादिपुराणवाक्याच्च नित्यक्रियाया ईश्वरधर्मत्वात्परमेश्वर एव स्थितिर्यथा निःश्वासरूपेण वेदस्येति, एवं सति कल्पादावध्ययनक्रमेण यथा वेद आविर्भवति तथाधीतवेदानां यजमानानां क्रियाभिस्तत्प्रदेशभेदेनालौकिकी क्रिया सन्निधापिता भवति, येन च यदर्थं यावती स्वक्रियया सन्निधाप्यते तस्य तत्फलभोगपर्यन्तं देवताप्रीतिद्वारा तत्सम्बद्धातीन्द्रियैव तिष्ठतीत्यपूर्वपदेनादृष्टपदेन च शास्त्र उच्यते 'अपूर्वं यत क्रियाफलं धर्माख्य'मिति, एवं स्थिरायां तस्यां विधिः पुरुषं प्रवर्तयतीति न किञ्चिदनुपपन्नं तदेतत्सर्वमभिसन्धाय सिद्धमाहुः **तस्मादि**त्यादि, अर्थस्तु [1]सूत्रयोजनयैवं बोध्यः, **हि** यतो हेतोः, **विधीयते** पुरुषप्रयत्नेन निष्पाद्यते, **एष** धर्मत्वेन विवक्षितोऽर्थः पुरुषार्थत्वेनाभिधेयः, कस्याभिधेयः कश्च धर्म इत्याकाङ्क्षायामाह **भावार्थो** इत्यादि, तथा च सर्वधातुवाच्यक्रियासामान्यार्थकेभ्यो यागादिकर्मवाचकशब्देभ्यः प्रतीयमाना या क्रिया पुरुषनिष्पाद्या सा तेषामर्थ इति स धर्म इत्युक्तं भवतीति ॥ १ ॥

---

१. 'अर्थस्तु स्पष्ट'इति पठित्वा तत्रैव प्रथमसूत्रभाष्यविवरणं समाप्यते सुरतिलब्ध आदर्शे, तेनायं पङ्क्तिचतुष्टयात्मको विवरणविभाग पाश्चात्यः प्रतिभाति ।

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

# ॥ श्रीगोपाललालाष्टकम् ॥

श्रीमदाचार्यचरणौ साष्टांगं प्रणिपत्य तौ ।
विरच्यतेष्टकमिदं श्रीमद्गोपालपुष्टिदम् ॥ १ ॥
यस्यानुकंपावशतः सुदुर्लभं मानुष्यमाप्तं परमस्य पुंसः ।
सर्वार्थदं दीनदयालुमेकं गोपाललालं शरणं प्रपद्ये ॥ २ ॥
योऽदात् स्वसेवोपयिकं शरीरं सांगं समर्थं शुभमर्थदं च ।
सेवानभिज्ञो परमस्य तस्य गोपाललालं शरणं प्रपद्ये ॥ ३ ॥
निजांगसंदर्शनयोग्यताढ्यां योऽदाद् दृशं मे परमो दयालुः ।
तदंगसौंदर्यरसानभिज्ञो गोपाललालं शरणं प्रपद्ये ॥ ४ ॥
श्रीमत्कथासंश्रवणोपयोगि श्रोत्रं ददौ यः करुणारसाब्धिः ।
कथामृतास्वादनमूढचेता गोपाललालं शरणं प्रपद्ये ॥ ५ ॥
वाचं ददौ श्रीगुणगानयोग्यां व्रजांगनांगाभरणात्ममूर्तिः ।
तथापि नाम्नामनुकीर्तनेऽलसो गोपाललालं शरणं प्रपद्ये ॥ ६ ॥
घ्राणेंद्रियं मे तुलसीविमिश्रपदाब्जसद्गंधपरागयोग्यम् ।
ददौ कृपालुर्व्यपराधिने यो गोपाललालं शरणं प्रपद्ये ॥ ७ ॥
शिरश्च पादांबुजसत्प्रणामे योग्यं ददौ यो यदुवंशचन्द्रः ।
स्तुत्या च नत्या विनयेन हीनो गोपाललालं शरणं प्रपद्ये ॥ ८ ॥
जनोऽपराधानसकृद्धि कुर्वन्नश्रान्तो भवेद्यस्तु मनाक् क्षमायाम् ।
न चालसस्तं करुणैकबंधुं गोपाललालं शरणं प्रपद्ये ॥ ९ ॥

॥ इतिश्रीमद्गोपाललालप्रभुवरचरणैकतानश्रीमद्गोस्वामिश्रीगोपालात्मजगिरिधर-विरचितं श्रीमद्गोपाललालाष्टकं समाप्तम् ॥

## ॥ षट्पदी ॥

प्रभो राधिकेश प्रसीद प्रसीद दृशं गोपिकेश प्रयच्छ प्रयच्छ
विना गोपीनाथं न नाथो न नाथः सदा शैलनाथं स्मरामि स्मरामि ॥१॥
अहं दूरतस्ते पदांभोजयुग्मं प्रणौमीच्छयागत्य सेवां करोमि ।
सकृद्दर्शनादौत्सवं सेवनं त्वं प्रयच्छ प्रयच्छ प्रभो वल्लभेश ॥ २ ॥

मौढ्येनाचरिताद्दोषादृशेपात्पाहि मां हरे ।
क्षमस्व तं कृपानाथ गोवर्धनशिखामणे ॥ ३ ॥
नमः श्रीगिरिनाथाय गोवर्धनधराय च ।
नंदात्मजाय कृष्णाय श्रीनाथाय नमोनमः ॥ ४ ॥
यथामतिविलासेन विज्ञप्तिर्वर्णिता शुभा ।
अतः कृष्णः प्रसन्नोस्तु स्वीयत्वेन सदा मयि ॥ ५ ॥
य एतां प्रातरुत्थाय पंचश्लोकीं पठेन्नरः ।
श्रीनाथदर्शनं तस्य भवत्येव न संशयः ॥ ६ ॥

॥ इतिश्रीमद्गिरिधरकृता षट्पदी विज्ञप्तिः ॥

---

## अनुवाद.[1]

શ્રીમદાચાર્યના તે ચરણને સાષ્ટાંગ પ્રણિપતીને શ્રીમદ્‌ગોપાલપુષ્ટિદ આ અષ્ટક વિરચાય છે. ॥ ૧ ॥

જે પરમ પુરુષની અનુકંપાને લીધે સુદુર્લભ માનુષ્ય પ્રાપ્ત થયું તે એક સર્વાર્થદ દીનદયાલુ શ્રીગોપાલલાલજીને શરણે જાઉં છું. ॥ ૨ ॥

જેણે સ્વસેવૌપયિક સાંગ સમર્થ શુભ અને અર્થદ શરીરનું દાન કર્યું તે પરમની સેવાનો અનભિજ્ઞ શ્રીગોપાલલાલજીને શરણે જાઉં છું. ॥ ૩ ॥

જે પરમદયાલુએ નિજ શ્રીઅંગનાં સન્દર્શનની યોગ્યતાએ પૂર્ણ નેત્રનું દાન કર્યું તેના શ્રીઅંગના સૌન્દર્યનો અનભિજ્ઞ શ્રીગોપાલલાલજીને શરણે જાઉં છું. ॥ ૪ ॥

જે કરુણારસાબ્ધિએ શ્રીમત્કથાના સંશ્રવણમાં ઉપયોગિ શ્રોત્રનું દાન કર્યું, તેના કથામૃતના આસ્વાદનમાં મંદ છે ચિત્ત જેનું એવો શ્રીગોપાલલાલજીને શરણે જાઉં છું. ॥ ૫ ॥

જે વ્રજાંગનાગાભરણાત્મમૂર્તિએ શ્રીના ગુણગાનને યોગ્ય વાચાનું દાન કર્યું તથાપિ નામના અનુકીર્તનમાં અલસ શ્રીગોપાલલાલજીને શરણે જાઉં છું. ॥ ૬ ॥

જે કૃપાલુએ તુલસીએ કરીને વિમિશ્ર પદકમલનાં સુન્દરગન્ધપરાગયોગ્ય ઘ્રાણેન્દ્રિયનું દાન મને અપરાધીને કર્યું તે શ્રીગોપાલલાલજીને શરણે જાઉં છું. ॥ ૭ ॥

---

[1] શ્રીગુસાંઈજીના ષષ્ઠ પુત્ર મહારાજશ્રી શ્રીયદુનાથજીના વંશમાં પ્રકટિત કાશીસ્થ શ્રીગિરિધરલાલજીએ બાલપ્રબોધિનીભાષ્યવિવરણશ્રુતિરહસ્યહરિતોષિણીપ્રભૃતિ વિકટ ગ્રન્થો લખ્યા એટલું જ નહિ પણ પરન્તુ કેટલાંક સુંદર સ્તોત્રગ્રન્થ પણ ગ્રથ્યા, જેમાંના બે અત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. શ્રીમુકુન્દરાયજીનું સ્વરૂપ એમને પ્રાપ્ત થયું તત્પ્રાક્ શ્રીગોપાલલાલજીના જ સ્વરૂપની પિતૃભાવે સુસેવના કરતા. મનુષ્યજન્મ, શરીર, નેત્ર, શ્રોત્ર, વાચા, પ્રાણ અને શીર્ષનું દાન પ્રભુએ જીવને કેવા સદુદ્દેશથી કર્યું અને જીવ તેનો કેવો ઉપયોગ કરે છે! તથાપિ કરુણૈકબન્ધુ શ્રીગોપાલલાલજી તો ક્ષમામાં જ અનલસ છે એવું સ્તોત્રદ્વારા ભાન કરાવીને નિજ નિસ્સાધન શિષ્યને સહેજ શરણ સંસિદ્ધ કરાવવામાં આ ગ્રન્થનો રમણીય વિનિયોગ છે.

જે યદુવંશચન્દ્રે પાર્થપુત્રના અશ્વમેધયજ્ઞમાં યોગ્ય શિરનું દાન કર્યું તે અતિ સ્તુતિએ નતિએ અને વિનતિએ વિહીન શ્રીગોપાલલાલજીને શરણે જાઉં છું. ॥ ૮ ॥

વારંવાર અપરાધ કરતો જન શ્રાન્ત થાય તથાપિ ક્ષમાને વિષે જે લેશ પણ અલસ નથી તે કરુણૈકબન્ધુ શ્રીગોપાલલાલજીને શરણે જાઉં છું. ॥ ૯ ॥

---

પ્રભો, રાધિકેશ, પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. શ્રીગોપિકેશ, દૃષ્ટિ આપો, આપો. ગોપીનાથ વિના નાથ નથી, નાથ નથી. સદા શૈલનાથને સ્મરું છું, સ્મરું છું. ॥ ૧ ॥

હે પ્રભો વલ્લભેશ, હું દૂરથી આપના ચરણકમલયુગ્મને પ્રણમું છું, ઇચ્છાએ આવી સેવું છું. એક વાર દર્શનથી ઉત્સવની સેવાનું દાન કરો, દાન કરો. ॥ ૨ ॥

હે હરે, મૌઢ્યે કરીને આચરિત અશેષ દોષમાંથી મને રક્ષો. હે કૃપાનાથ, હે ગોવર્ધન-શિખામણિ, તે દોષને ક્ષમો. ॥ ૩ ॥

શ્રીગિરિનાથને શ્રીગોવર્ધનધરને નમસ્કાર, નન્દાત્મજકૃષ્ણ શ્રીનાથજીને નમસ્કાર નમસ્કાર. ॥ ૪ ॥

યથામતિવિલાસે શુભ વિજ્ઞપ્તિ વર્ણવી. એથી કૃષ્ણ સ્વીય ભાવે સદા મારાપર પ્રસન્ન થાઓ. ॥ ૫ ॥

પ્રાતઃ ઉઠીને નિરંતર આ પંચશ્લોકી પઢે તેને શ્રીનાથજીનાં દર્શન થાય છે જ, સંશય નહિ. ॥ ૬ ॥

---

# શ્રીમદ્વલ્લભાચાર્યચરિત્ર.

(અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૬ થી.)

**ગૃહસ્થાશ્રમાર્થ શ્રીવિઠ્ઠલનાથાજ્ઞા.**

ત્યાં ભગવાનથી આલિંગન અને સંલાલન પ્રાપ્ત કરીને સંલાપસુખ (શ્રીમદાચાર્યચરણે) અનુભવ્યું. વિઠ્ઠલનામક ભગવાન્ બોલ્યા 'આપ ગૃહી—ગૃહસ્થ—થાઓ અને વંશવૃદ્ધિ કરીને સેવામાર્ગ સ્થાપો, હું જ આપના વંશમાં અવતરીશ.' ત્યારે આચાર્યચૂડામણિએ ભગવાનને વિજ્ઞપ્તિ કરી, 'ભગવન્, અમે નિસ્સંગ, ઉદાસીનસ્વભાવવાન્, આપના ગુણગાનૈક-પરાયણ છીએ, આપના વિના અન્યનું ઉપસર્પણ—સમીપગમન—કરવાને યોગ્ય નથી, આપ શામાટે અમને પ્રવૃત્તિમાર્ગમાં નિયોજો છો ?' ભગવાન્ પુનઃ બોલ્યા "મારા ભક્તોને પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ ઉભયે માર્ગાનુષ્ઠાનમાં કાંઇ પણ પ્રયોજન હોતું નથી. 'હે ઉદ્ધવ, તેથી તું વિધિ પ્રતિવિધિ પ્રવૃત્તિ નિવૃત્તિ શ્રોતવ્ય તથા શ્રુતને પણ ત્યજીને સર્વ દેહીના આત્માને મને એકને જ સર્વાત્મભાવથી શરણે આવ મારાવડે નિશ્ચય અકુતોભય—નિર્ભય—થા,' એમ મેં જ આજ્ઞા કરી છે, તથાપિ મત્પ્રીત્યર્થ સેવામાર્ગની અભિવૃદ્ધ્યર્થ કેટલોક કાલ ગાર્હસ્થ્યનું અનુષ્ઠાન કરો, હમણાં આપ કાશી જાઓ, હું સર્વ સમ્પાદન કરીશ." 'તેમ જ કરીશ' એમ કહી ભગવદાજ્ઞાનો અંગીકાર કરીને ત્યાં જ કેટલોક કાલ વિરાજીને શ્રીવિઠ્ઠલસેવાસુખ અનુભવીને, ભગવાનની અનુજ્ઞા લઇને શ્રીદામોદરદાસપ્રભૃતિમુખ્યશિષ્યસહ કાશી પધાર્યા.

**શ્રીમદાચાર્યનો વિવાહ.**

કાશીમાં પંચાયતનપૂજાપર અને વિશેષે ગોપાલભક્ત આચાર્યજાતીય કોઇક બ્રાહ્મણ હતો. તેને દેવતાપ્રતિમા–દેવતાતુલ્ય–એક કન્યા હતી. પુણ્ડરીકને વર આપનાર ભગવાને તે વિપ્રને સ્વપ્નમાં આજ્ઞા કરી 'મદાત્મક શ્રીવલ્લભાચાર્યને કન્યાદાન કર, કાલે પ્રભાતે નગરથી બહાર જા, સ્વશિષ્યસહ મારી કથાવાર્તા કરતા પધારશે, તેમને મારા અંશભૂત શ્રીવલ્લભદીક્ષિત જાણજે.' તેણે ઉઠીને ભગવદ્દર્શનથી આનંદયુક્ત થઈ તેમ જ કર્યું. નગરથી બહાર સન્માનાર્થ ગયેલા તેણે આચાર્યવર્યને શિષ્યસહ સ્વગૃહ પધરાવી સમ્યક્ પ્રકારે પૂજા કરી. તે મહાધનિક વિપ્રે ગૃહાદિસહિત સર્વસ્વ ધન કન્યાદાનસમયકાલે જ આચાર્યવર્યને આપ્યું. વિવાહાનન્તર કેટલોક કાલ ત્યાં વિરાજી તત્પુરનિવાસી શ્રીપુરુષોત્તમદાસ–પ્રભૃતિ બહુ સ્વશિષ્યોથી પૂજાઈ, પત્નીસહ વ્રજયાત્રા કરવાને ઉદ્યુક્ત થયા. અન્ય અપત્ય નહિ હોવાથી શ્વશુરે સ્વપૂજાદિક પણ જમાતાને આપીને જમાતાની કૃપાથી ભગવદીય થઈને તપોવન પ્રતિ ગમન કર્યું. આચાર્યશેખર કાશીપુરીથી બે યોજન દૂર સ્વાભિમત કોઇક ગ્રામમા પત્નીસહ માસમાત્ર વિરાજ્યા. કાશીથી નિર્ગમન કરતી વેલાએ કેવલભગવદીય આચાર્યવર્યે શાલગ્રામ વિના અન્ય ચાર દેવતાની મૂર્તિને (શ્વશુરની પંચાયતન પૂજાની પચ મૂર્તિમાંથી) ગંગામા પધરાવી. તે શિવાદિ દેવોએ પ્રત્યક્ષ રૂપથી આચાર્યતરણિને કહ્યું 'વ્રજનાથાવતારરૂપ આપ જ્યારે અમારો ત્યાગ કરશો ત્યારે લોકમા અમને કોણ માનશે?' તેમના પ્રતિ આચાર્યચન્દ્ર બોલ્યા. 'એકાન્ત ભક્તોએ નિશ્ચય સદ્દાર ઉપાસના કરવાની હોય નહિ, તથાપિ વિવાહોત્સવાદિમાં તમને ભગવદીયોને (માગ સેવકો) ભલે માને.' 'તેમ જ હો' એમ આચાર્યશ્રીનું સન્માન કરીને શિવાદિ તિરોહિત થયા. ગંગાજી સર્વતીર્થાત્મક હોવાથી ત્યાં જ શિવાદિનો નિત્ય નિવાસ હોવાથી તેના જલમાં દેવતાન્તરની મૂર્તિના પ્રક્ષેપણમાં દોષ નથી. તે દેવોના મનને પણ તાપ ન થાઓ એમ શ્રીમદાચાર્ય-ચરણનો આશય હતો, તેથી જ તે દેવોએ પણ આચાર્યવર્યને માન્યા. 'બ્રહ્માને નીલકંઠને' ઇત્યાદિ ભગવદ્વચનથી આ પ્રકારે જ એકાન્ત ભક્તાચર્યા જાણવી.

**પત્નીસહ વ્રજયાત્રા.**

પછી આચાર્યચન્દ્રમા સ્વાનુરૂપા પત્ની તથા શ્રીદામોદરદાસપ્રભૃતિશિષ્યસહ વ્રજ પધાર્યા. વૃન્દાવનગોકુલમધુરાનન્દવનબરસાનાપ્રભૃતિ -લીલાભૂમિમાં સ્વસંપ્રદાયક્રમથી તત્રત્ય સ્વશિષ્યોએ આચરાતા ભગવત્સેવામાર્ગને અવલોકતા આનંદ પામ્યા. ક્રમે દ્વાદશવનયાત્રા પણ કરતા ચોરાશી–ક્રોશમધ્યગત વ્રજભૂભાગનાં પણ દર્શન કર્યા. લીલાસ્થાનપરિજ્ઞાનમાં કુશલ તત્રસ સહ એકૈક લીલાસ્થાનમાં ભગવદ્ભાવોદ્રેકે કરીને ગુણગાનસુખને અનુભવતા માસમાત્ર વિરાજ્યા. રાધાવિહારકુંજાદિમાં દીર્ઘ કાલ વિરાજી ગોવર્ધનપર્વતપ્રાન્તમાં સન્ધુ-પાણ્ડયાના ગૃહમાં પધાર્યા, સર્વભક્તથી સન્માન પ્રાપ્ત કરી ત્યાં જ વિરાજ્યા. તેના ગૃહમાં સર્વ-જનમાન્ય શ્રીકૃષ્ણૈકપરાયણ પ્રતિદિન પ્રાતઃકાલ બાલોને નવનીતખંડના ભાગથી હર્ષકારિણી કોઇક વયોવૃદ્ધા હતી. વૃદ્ધાવસ્થાને લીધે તેનું ચક્ષુરિન્દ્રિય પણ ક્ષીણપ્રાય હતું. તે કેવી રીતિએ પર્વતારોહણ કરવામાં સમર્થ થાય? તેનો શુભ ભાવ જોઈને શ્રીગોવર્ધનનાથ પણ પ્રતિદિન પ્રાતઃ કોઇ ન જાણે તે પ્રકારે પર્વતથી ઉતરીને ક્ષણમાત્રમાં તેની સમીપ આવીને સ્વયં બાલ-સ્વરૂપ ધરી બાલમધ્યગત થઈ નવનીતખંડ ગ્રહણ કરી તેનો ઉપભોગ કરી પુનઃ સ્વસ્થાને

પધારતા. સર્વ બાલોને નવનીતદાનાવસરે કરથી ગૃહીને ‘ તારું નામ શું છે ? ’ એમ પ્રતિદિન પુછતી, તેમ ભગવાનને પણ તેણે પુછયું. તેના પ્રતિ ભગવાને કહ્યું ‘ મારું નામ દેવદમન છે. ’ ‘ આપ ખરે પર્વતનિવાસી છો ?’ એમ તે તદ્દેશીય ભાષામાં પુછતી. તેના પ્રતિ હરિએ કહ્યું, ‘ હું આ જ પર્વતમાં રહું છું, ’ મારાં બહુ નામ અને રૂપ છે, તારી ભક્તિથી વશ થઈ નવનીતગ્રહણાર્થ આવ્યો છું. ’ પછી તેણે પુનઃ વિજ્ઞાપના કરી. ‘ હે દેવદમન, હે વત્સ, આપ પ્રતિદિન અત્ર પધારીને નવનીતનું ગ્રહણ કરજો. ’ ‘ તેમ ’ કહી તેને અભયનું દાન કરી પ્રતિદિન આ પ્રકારે જ લીલા કરે છે. નગોદામોદરદાસસહ આચાર્યવર્યે તે લીલા જાણીને દિવ્યાર્ચારૂપ શ્રીનવનીતપ્રિયાખ્યનું ભક્તિથી સંપૂજન કર્યું. કેટલાક દિન પછી ગોવિંદદાસને તે શ્રીનવનીતપ્રિયપ્રભુનું દાન કર્યું. પછી પર્વતારોહણ કરી ભક્તસહ શ્રીગોવર્ધનનાથનાં દર્શન કરી પ્રણમી તેમનાથી આલિંગન પ્રાપ્ત કરીને શ્રીમદાચાર્યે પ્રેમસંલાપ કર્યો. ત્યારે પાણ્ડુરંગેશ્વરની કાશીગમનાદિકાજ્ઞા શ્રીમદાચાર્યચરણે નિવેદન કરી. વિવાહનું પણ શ્રવણ કરીને ભગવાને આજ્ઞા કરી. ‘ હું અને બલદેવ સ્વયં અંશકલાથી આપના પુત્રરૂપે અવતરીશું, ’ એ શ્રવણ કરી નિમિમહારાજ દશરથાદિવત્ (શ્રીમદાચાર્યવર્ય) પરમમુદિત થયા. વિશેષે સદ્દુપાણ્ડ્યાના ગૃહમાં વિરાજતા પ્રતિદિન પર્વતારોહણપૂર્વક શ્રીગોવર્ધનનાથસહ સંલાપસુખ અનુભવતા (આચાર્યવર્યે) ભિન્ન ભિન્ન દેશમાંથી આવેલા પુષ્ટિજીવોને બ્રહ્મસંબંધ કરાવી ભગવદીય કર્યા. બહુ રાજાઓએ શિષ્યો થઈને નિત્યોત્સવાર્થ શ્રીગોવર્ધનનાથજીને શ્રીગોકુલચંદ્રમાજીને અને શ્રીમદનમોહનજીને ક્ષેત્રારામોદ્યાનગ્રામાદિક સમર્પ્યાં. કદાચિત્ શ્રીમદાચાર્યવર્ય સ્વદાસવર શ્રીદામોદરદાસના અંકમાં શ્રીમસ્તક ધરીને સુખે પોઢયા હતા. તે અવસરે ભગવાન્ શ્રીગોવર્ધનનાથ જ સ્વયં પધાર્યા. આચાર્યભક્તિને લીધે તેમને શ્રીદામોદરદાસે હસ્તસંકેત કરીને વાર્યા. આચાર્યચંદ્રે ઉઠીને ભગવાનના સન્મુખ જઈને, તેમને આલિંગી, પ્રણામ કરી, આસનપર પધરાવ્યા. શ્રીગોવર્ધનનાથે ‘આ તમારા દાસે મને રોક્યો’ એમ (આચાર્યવર્યને) કહ્યું. તેથી ગુરુએ (આચાર્યવર્યે) અતીવ રુષ્ટ થઈ (શ્રીદામોદરદાસ પ્રતિ) શિક્ષા કરી. પુનઃ ભગવાને આજ્ઞા કરી, ‘ શ્રીદામોદરદાસે સ્વધર્મ જ આચર્યો છે, ’ તેને શિક્ષા મા આપો, તેણે કરેલું મને અતીવ આનન્દજનક થયું હતું, તેના ઉપર તમે ક્રોધ કરશો તે મને ઇષ્ટ નથી.’ પછી તેના ઉપર દેશિકચૂડામણિ પ્રસન્ન થયા. “ભગવાને પણ તને માન્યો છે, તારું ભાગ્ય અતુલ છે ” એમ શ્રીગોવર્ધનનાથના સમક્ષ જ તેની શ્લાઘા કરી. તે સ્વગુરુને જ શ્રીગોવર્ધનનાથભાવે જાણતા, ભગવત્સન્નિધિમાં પણ નિત્ય ગુરુસેવામાં દૃષ્ટિ રાખતા, તે હેતુથી શ્રીગોવર્ધનનાથ તેના ઉપર નિત્ય અધિક પ્રીતિ કરતા.

**લીલોપસંહાર.**

અથ શ્રીગોવર્ધનનાથની આજ્ઞાથી આચાર્યશેખર પુનઃ કાશી પધાર્યા. ત્યાંના શ્રીપુરુષોત્તમદાસપ્રભૃતિ શિષ્યવૃંદે અર્ચન કરાતા શ્રીમદાચાર્ય બે યોજન દૂર ગ્રામમાં પત્નીસહ આનંદપૂર્વક ભગવત્સેવાનિરત વિરાજ્યા. પછી પત્નીએ કેટલેક કાલે બલદેવાંશભૂત પુત્રને જન્મ આપ્યું. તેમનું આચાર્યશ્રીએ ‘ગોપીનાથ’ નામ પાડયું, બ્રાહ્મણોને બહુ ધન દીધું. પ્રતિદિન જ્ઞાનભક્તિવૈરાગ્યક્ષમાદિથી શોભતા ચંદ્રવત્ વૃદ્ધિ પામતા તે બાલક પણ પિતૃની આજ્ઞાથી ઉપનયન લઈ પછી ઝટ વેદશાસ્ત્રપારંગત થઈ ભગવત્સેવાપ્રધાનયજ્ઞદાનાદિશીલ થયા. તેમને બલદેવ જાણીને

**સ્વાંધકાંશથી** જ મુખ્યતાએ પ્રકટેલા આ શ્રીમદાચાર્યવર્ય અત્યંત આનંદને પ્રાપ્ત થયા. પછી કદાચિદ્ યમુનાતીરે પર્વતસમીપ ગ્રામમાં શ્રીવલ્લભદીક્ષિત યજ્ઞદાનતપની અભિવૃદ્ધિએ કરીને નિષ્કામ એકાન્ત ભક્તિએ શ્રીગોકુલચંદ્રમાનું એકાગ્રચિત્તે ધ્યાન ધરતા કાષ્ઠવત્ અચલ સમાધિને પ્રાપ્ત થયા હતા ત્યારે શ્રીનન્દસૂનુએ પધારી આલિંગીને મુરલિકારવથી સમાધિનો વિરમ કરીને સ્વામિન્યંશથી સમુદ્ભૂત શ્રીમદાચાર્યશેખરને કહ્યું. 'વસુદેવના સુતવત્ જ તમારા સુતત્વે પૂર્ણકલાથી સેવામાર્ગસ્થાપનાર્થ હું પ્રકટીશ. તદનન્તર આપ વ્રજભૂમિમાં પધારો.' એમ કહી, આલિંગન કરી, અનુજ્ઞા લઈ ગરુડપર વિરાજી વ્રજમાં પધાર્યા. સ્વપત્નીને ભગવદ્દત્ત નવનીત (શ્રીમદાચાર્યે) આપ્યું. પછી તેણે (આચાર્યપત્નીએ) નવનીતવત્ મનોહર પિતૃચરણમાં દઢાનુરક્ત નન્દકુમારસદૃશ દિવ્યરૂપ સર્વલક્ષણલક્ષિત સહજકસ્તુરીતિલકશોભિત-મુખવાન્ દેવવૃન્દસમર્પિતનાનાપુષ્પવૃષ્ટિવિષય આચાર્યતપઃફલરૂપ કુમારરત્નને યથાકાલ જન્મ આપ્યું. શ્રીવ્રજનાથના જન્મસમયે શ્રીનન્દરાજગૃહમાં જેવો મહોત્સવ થયો હતો તેવો જ મહોત્સવ આચાર્યગૃહમાં થયો. ત્યારે શ્રીમદાચાર્યે દશરથવદ્ દાન કર્યાં. એકાદિશમા દિવસે નામકરણોત્સવ હતો ત્યારે કોઇ ભક્ત સ્વાચાર્યવર્યના દર્શનાર્થે આવ્યો. સ્વગુરુ શ્રીમદાચાર્યવર્યને સ્વાચાર્યરૂપ શ્રીવિઠ્ઠલનાથસ્વરૂપ ભક્તિથી સમર્પ્યું: તે દિવસે વિઠ્ઠલવિગ્રહ-પ્રાપ્તિથી પણ સ્વપુત્ર વિઠ્ઠલનાથ જ છે એમ જાણીને 'વિઠ્ઠલનાથ' એમ નામ ધર્યું. શ્રીવિઠ્ઠલનાથની સમીપ નારદશુકાદિએ પણ આવીને 'ભક્તિમાર્ગવર્ધક ભગવદવતારરૂપ છે' એમ બહુ માનથી દર્શન કર્યાં. તે બાલ્યાવસ્થામાં જ પ્રહ્લાદવદ્ ભગવદ્ભાવયુક્ત શોભતા. તેમના દ્વિતીય વર્ષે પુનઃ ગોકુલ પધારી ત્યાં જ શ્રીમદાચાર્યવર્ય શ્રીગોકુલચંદ્રસેવાનિરત થયા. શ્રીવિઠ્ઠલનાથ પણ ઉપનયન પ્રાપ્ત કરી પિતા પાસે વેદવેદાન્તનું અધ્યયન કરી વ્યાસતુલ્ય રાજ્યા. **બાલ્યાવસ્થામાં** જ ઇતરવિદ્વજ્જનથી અજેય થઈ પિતૃસિદ્ધાંતનું અધ્યાપન કરતા તેમણે **'વિદ્વન્મણ્ડન'** ગ્રંથ કર્યો. સ્વપિતા આચાર્યશ્રીએ કરેલા સપ્તભાષ્યદશમસ્કન્ધ-ટીકાપ્રભૃતિ દિવ્યગ્રન્થના અભિપ્રાયના વ્યંજક થઈ, પૂર્ણ ભગવદ્ભાવથી અલંકૃત થઈ, **સ્વામિની**દાસ્યની જ આકાંક્ષા કરતા, લીલાપરિજ્ઞાનકુશલ થયા, ભક્તિરસસર્વસ્વના એકભોક્તા થયા, ગાનનર્તનાદિથી હૃદયમાં અને બહિ પણ શ્રીગોકુલેશને પ્રકટ કર્યા. નન્દસૂનુની સાથે નિરન્તર વિહાર કરતા. શ્રીવિઠ્ઠલનાથે પણ સ્વાનુરૂપ પત્નીમાં સપ્ત પુત્રને પ્રકટ કર્યા. તેઓ નવયોગિસદૃશ રાજ્યા. આચાર્યવર્યે પુનઃ શ્રીગોવિન્દદાસપાસેથી શ્રીનવનીતપ્રિયને પધરાવવાનો મનમાં ચિંતન કર્યું. શ્રીનવનીતપ્રિયજીએ જ શ્રીગોવિંદદાસને તેઓશ્રીનો અભિપ્રાય કહ્યો, અને તેણે ભક્તિથી ગુરુને પુનઃ દિવ્યાર્ચારૂપ પ્રભુ સમર્પ્યા. શ્રીનવનીતપ્રિય જ શ્રીગોવિંદદાસનો વિરહ સહી શકતા નથી એમ આચાર્યવર્યે જાણીને "તમે સ્વતઃ લઈને અત્ર જ અમારા ભવનમાં ભગવન્મન્દિરરક્ષક થઈને રહો" એમ શ્રીગોવિંદદાસ પ્રતિ આજ્ઞા કરી. તે પણ પરમાહ્લાદનિર્ભર થઈ, પુત્રાદિમાં મમતા ત્યજી, તે જ પ્રકારે શ્રીનવનીતપ્રિયજીના સેવક થયા. શ્રીનવનીતપ્રિયજી પણ કદાચિત્ સ્વસંકલ્પથી શ્રીગોવિંદદાસને અશ્વ કરી સ્વયં યુવાન્ થઈ તેના ઉપર આરોહણ કરી વનગમન કરતા, કદાચિત્ તેને ગજ વિરચી તેના ઉપર બાલરૂપે વિરાજી વિહાર કરતા, એ પ્રકારે તે ઉભય (શ્રીનવનીતપ્રિયપ્રભુ અને શ્રીગોવિંદદાસ) વિયોગ પ્રાપ્ત કર્યા વિના સદા સ્વચ્છંદાનુકૂલ વિહાર કરતા. આ સર્વ શ્રીમદાચાર્યવર્ય જાણીને નિત્ય આનંદને પ્રાપ્ત થતા. શ્રીગોકુલમાં સેવામાર્ગપ્રવર્તકાચાર્યના ગૃહમાં

નિત્યદા સ્વપૂજામાં શ્રીનવનીતપ્રિય,[1] શ્રીવિઠ્ઠલેશ્વર,[2] શ્રીમથુરાનાથજી[3] (મથુરાનાથજી) શ્રીનટવરલાલજી,[4] શ્રીગોકુલચંદ્રમાજી,[5] શ્રીદ્વારકાનાથજી,[6] શ્રીમદનમોહનજી[7] અને શ્રીગોવર્ધનનાથજી[8] એમ અષ્ટ[9] સ્વરૂપની સ્નેહપૂર્વક સેવા થતી. એ પ્રકારે નિત્યદા સેવામાર્ગનિરત ગુણગાનશીલ ભગવાન્ શ્રીમદાચાર્યશેખર શ્રીવિઠ્ઠલનાથ અને ગોપીનાથની અનુજ્ઞા લઈને તે ઉભયે પુત્રની અનુમતિથી જ કેટલાંક વર્ષ પછી કાશી જઈને સંન્યાસનિબન્ધનગ્રન્થ કરીને **'અમારા પુત્રોને તથા શિષ્યોને કાલમાં ભગવત્સેવાનુષ્ઠાનમાં વિઘ્નરૂપ હોવાથી સંન્યાસ મા થાઓ'** એમ આજ્ઞા કરીને 'સ્વયં શ્રીકૃષ્ણઃ શરણં મમ' એમ વારંવાર ઉચ્ચાર કરતા, અન્ય વાર્તામાં મૌનમુદ્રા રાખીને, વેણુપત્રાકૃતિલસિત ઊર્ધ્વપુણ્ડ્રે વિરાજિતમુખકમલ થઈને વ્યાસાનુમતથી સંન્યાસગ્રહણ કરીને, વ્યાસમુખથી અલૌકિકગોપીપતિગુણકથાશ્રવણપર થઈને, પંચદશ દિન સ્થિતિ કરીને, શ્રીગોવર્ધનનાથજીના વિરહનુ સહન ન થતા પૂર્ણ ભગવદ્ભાવથી ગોપિકારૂપ પ્રાપ્ત કરીને ક્ષણમાં ગોપીશરાસલીલામધ્યપાતી થઈને **નિત્યદા સ્વામિનીજીસહ ઐક્ય પ્રાપ્ત કરીને વ્રજમાં વિરાજે છે.** સામાન્ય જનોને મધ્યાહ્નસ્નાનાવસરે ગંગામાં કોટિમાર્તંડતેજમાં લીન થયા હોય એમ દર્શન આપ્યાં. શ્રીદામોદરદાસપ્રભૃતિ ભક્તો સ્વાચાર્યપુત્ર શ્રીવિઠ્ઠલને **સાક્ષાદ્ શ્રીવૃન્દાવનચંદ્ર** જાણીને સુખે કેટલોક સમય ભૂતલપર વિરાજીને ક્રમે શ્રીવ્રજનાથસામીપ્યને પ્રાપ્ત થયા. શ્રીવિઠ્ઠલનાથે તો પિતૃકૃતસિદ્ધાન્તમુક્તાવલીપ્રભૃતિનું વ્યાખ્યાન કરીને પિતાથી શતગુણ સેવામાર્ગનું અભિવર્ધન કર્યું. શતકોટિસંખ્ય પુષ્ટિજીવો **શ્રીવિઠ્ઠલનાથચરણકમલનો જ સમાશ્રય કરીને અનાયાસે પુષ્ટિમુક્તિને પ્રાપ્ત થયા.** અને મુરલીધરદાસનામના મેં શ્રીવિઠ્ઠલનાથચરણના ધ્યાનબલથી વિદ્વન્મણ્ડનનું અધ્યયન કરીને શ્રીગોપીશના નિત્યદાસ્યૈકરસ આત્માને અને નિત્યસિદ્ધસ્વામિશ્રીવ્રજનાથને લીલાનિત્યજ્ઞાનપૂર્વક સમ્યક્ જાણીને સ્વકૃત**ગીતાવિવરણાદિમાં** શ્રીવિઠ્ઠલનાથ ગુરુના જ સિદ્ધાન્તનો યથામતિ પ્રકાશ કર્યો. શ્રીવિઠ્ઠલનાથે શ્રીગિરિધરગોવિન્દબાલકૃષ્ણગોકુલપતિરઘુપતિપ્રભૃતિ સ્વસપ્ત પુત્રોને શ્રીનાથજીસહ નવનીતપ્રિયાદિ અષ્ટસ્વરૂપ પણ પધરાવી આપ્યાં. વ્રજવાસી સ્વસંપ્રદાયભક્તોની દૃષ્ટિથી શ્રીવ્રજનાથ અને શ્રીવિઠ્ઠલનાથમાં લેશ પણ ભેદનો અભાવ હોવાથી સૂરદાસપ્રભૃતિ સર્વે પણ શ્રીવિઠ્ઠલનાથશિષ્ય છે. નિત્યદા નારદસ્તુત મુરલીધર જ નારદસહ મને સ્વલીલાતત્ત્વનો અવબોધ કરાવતા શ્રીવિઠ્ઠલનાથસ્વરૂપે વિરાજે છે, એટલે સર્વ સમંજસ છે.

---

૧. આ નિધિસ્વરૂપ શ્રીનાથદ્વારમાં શ્રીતિલકાયિત શ્રીગોવર્ધનલાલજીને માથે વિરાજે છે

૨ આ નિધિસ્વરૂપ શ્રીનાથદ્વારમા ચિ શ્રીગોગેશ્વરલાલજીને માથે વિરાજે છે.

૩ આ નિધિસ્વરૂપ કોટામાં શ્રીરણછોડલાલજીને માથે વિરાજે છે.

૪. વેણુગીતના આશયપૂર્વક શ્રીનાથજીને નટવર માન્યા છે

૫. આ નિધિસ્વરૂપ કામ્યવનમાં ચિ. શ્રીવલ્લભલાલજીને માથે વિરાજે છે.

૬. આ નિધિસ્વરૂપ કકરપલ્લીમાં ચિ. શ્રીદ્વારકેશલાલજીને માથે વિરાજે છે

૭ આ નિધિસ્વરૂપ કામ્યવનમા શ્રીગોપાલલાલજીને માથે વિરાજે છે.

૮. આ નિધિસ્વરૂપ શ્રીમદ્ગોકુલમાં શ્રીવલ્લભલાલજીને માથે વિરાજે છે. શ્રીગોકુલનાથજીનું 'શ્રીગોવર્ધનનાથજી'નામ અતીવ સાર્થક છે

૯. અષ્ટ શ્રીકૃષ્ણસ્વરૂપનાં નામ ગ્રન્થકારે આપ્યાં છે તે વૈષ્ણવોએ લક્ષમાં રાખવા યોગ્ય છે 'અન્નકૂટના પ્રાચીન ચિત્રમા પણ આ જ અષ્ટ સ્વરૂપનાં દર્શન થાય છે.

પુષ્ટિમાર્ગીય ભક્તોનો દાસદાસ હું નિત્યદા ।
વિઠ્ઠલેશાનુકંપાથી સેવામાર્ગવિષે રત ॥ ૧ ॥

ગોપીજનમનઃકાન્ત નિત્યદા હૃદયે લસો ।
પ્રેમભાવરસાનન્દાસ્પદ શ્રીનન્દનન્દન ॥ ૨ ॥

જય શ્રીવિઠ્ઠલાધીશ વલ્લભાચાર્યનન્દન ।
પદ્મપત્રેક્ષણ શ્રીમાન્ કસ્તુરીતિલકાંકિત ॥ ૩ ॥

મંગલ શ્રીવિઠ્ઠલેશ પુણ્ડરીકપ્રિય પ્રતિ ।
વનમાલી હૃષીકેશ વિષ્ણુજીષ્ણુ સમગ્રના ॥ ૪ ॥

॥ શ્રીકૃષ્ણ પ્રસન્ન થાઓ. ॥

---

## श्रीसर्वोत्तमजी विषे श्रीगोविंदस्वामिकृत पदो.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૮. )

राग टोडी.

सर्ववादनिरासकृत्को को जन पावत पार ।
श्रुतिस्मृतिशास्त्रपुराण अगोचर पुरुषोत्तम निर्धार ॥ १ ॥

धरनीतलमें प्रकट भये विन वसुधा वूडत भार ।
प्राकृत रूप असुरमोहनकों अप्राकृत प्राण आधार ॥ २ ॥

विन साधन उद्धरत निजजनको प्रकट कृष्ण अवतार ।
जो सर्वस्व श्रीव्रजजनको हे सो गोविंदको [1]रखवार ॥३॥११॥

भक्तिमार्गाब्जमार्तण्ड [2]अवनी उदय जानि जिय दैवीजनकुमुद फूले ।
श्रीवल्लभ प्राकृत रूप देखि आसुर सृष्टि मोहे अति विमुख वृंद भूले ॥१॥

श्रुतिपथ भयो प्रकाश मायावाद [3]तिमिर गयो सुभग मूरति निरखि उपज्यो आनंद।
मन वच कर्म करि कहत गोविंद जप कीये सहज सोंपे हे सुखद पूर्णानंद ॥२॥

कलि [4]कल्मषहरन हरि आप आपको वदनवह्नि ह्वेके निजदास दरस दीनों ।
द्विजवर अवतार धरि प्रेमसों भक्ति करि सिखई
निजदास-सब गुण प्रवीनों ॥ ३ ॥ १२ ॥

---

૧ રક્ષણ કરનાર. ૨ પૃથ્વી. ૩ અંધકાર. ૪ દોષ.

राग टोडी.

स्त्रीद्राशूद्युदूधृतिक्षमको[1] जस (यश) व्यापि रह्यो त्रिलोकी मांहि ।
विन साधन व्रजपतिकों सोंपत श्रीवल्लभवर दृढ करि [2]गहि [3]बांहि ॥१॥
उर आनंद न समात पुष्टिजन करत अहर्निश वह्निगुणगान ।
[4]पटतर तनक न पावत कोउ सुर नर मुनि जन करत वखान ॥ २ ॥
भूत भविष्य श्रवन नहि सुनियत करि करुणा अब [5]दरस दिखायो ।
[6]यह निधि साधनते नहिं पैयत श्रीविट्ठलपदरज गोविंद पायो ॥३॥१३॥

---

## श्रीसर्वोत्तमस्तोत्र.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૪ થી. )

[7]सर्ववादिनिरासकृत्—

, આ પ્રકારે માયાવાદનું નિરાકરણ કરીને નહિતર શાસ્ત્રો પણ શ્રુતિવિરુદ્ધ હોવાથી તન્મતાનુસારિવાદીઓના પણ શ્રુતિમતાનુસારે જ શ્રીમદાચાર્યચરણ નિરાકર્તા છે એમ જણાવવાને આ એકાદશ **સર્વવાદિનિરાસકૃત્** નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણ કરે છે. યદ્યપિ માયાવાદિન્યાયે તેઓ સર્વ જગતનું મિથ્યાત્વ માનતા નથી તથાપિ નૈયાયિકો ઈશ્વરમાં જ્ઞાન ઇચ્છા અને પ્રયત્નથી અતિરિક્ત શ્રુત્યુક્ત આનંદમયત્વાદિ ધર્મો માનતા નથી, મીમાંસકો તો ઈશ્વરને જ માનતા નથી તેમ જ સાંખ્યાદિ પણ ઈશ્વરને માનતા નથી, તેથી એ સર્વ શ્રુતિવિરુદ્ધ હોવાથી તેમના નિવારકત્વાર્થ આ નામની આજ્ઞા કરી છે. આ વિવૃતિનાં અભિપ્રાયયુક્ત નામ શ્રીમદ્વલ્લભાગ્નિના ભૂતલપર પ્રાકટ્યસંગાવિત છે, મૂલવાસ્તવાર્થદ્યોતક નથી. તેઓશ્રી તો નિરુપાધિકત્વાવચ્છિન્ન જ છે, તેથી તેમ જ જાણવું.

બ્રહ્મવાદિવ્યતિરિક્ત જે **સર્વે વાદીઓ—તાર્કિક બૌદ્ધાદિ—છે તેઓના નિરાસના કર્તા**—શ્રીહરિની અસ્ફૂર્તિના કર્તા.

માયાવાદનું નિરાકરણ કરીને પ્રપંચની બ્રહ્માત્મકતા શ્રુતિબલે સ્થાપી તથાપિ અન્ય વાદીઓ તેને દૂષણ આપે તો તેના નિરાસાર્થ આ **સર્વવાદિનિરાસકૃત્** નામની આજ્ઞા શ્રીપ્રભુચરણ કરે છે. આ વાદે **સર્વવાદીઓનો નિરાસ** કરીને પ્રપંચની બ્રહ્માત્મકતા સ્થાપન કરી છે તેથી શ્રુતિસિદ્ધ હોવાથી તેને—પ્રપંચની બ્રહ્માત્મકતાને—પણ દૂષણનો અવસર નથી.

શ્રીમદાચાર્યચરણનું માયાવાદનિરાકર્તૃત્વ કહીને સર્વવાદનિરાકર્તૃત્વ આજ્ઞા કરે છે, **સર્વ**વાદના—ભગવત્સ્વરૂપસંબંધથી અતિરિક્ત માર્ગના—**નિરાસકર્તા,** અથવા **સર્વનો વાદ**—
**भक्तौ सेवायां सर्वथा कृतायां सकृदप्यपराधरहितायामेव कृपां करिष्यामि**

---

૧ સમર્થ. ૨ ગ્રહી, ધરી. ૩ બાંહ, હાથ. ૪ ચતુર. ૫ સ્વરૂપદર્શન દીધાં. ૬ એ **નિધિ સાધનથી પ્રાપ્ત થતી નથી,** તે શ્રીવિઠ્ઠલપદરજથી ગોવિંદસ્વામીએ પ્રાપ્ત કરી.
૭. 'सर्ववादनिरासकृत्' इत्यपि पाठः श्रीहरिरायचरणैरन्यैश्चांगीकृतः ।

**इत्यादिरूपो यो वादः**—એક પણ અપરાધરહિત જ સર્વથા ભક્તિ–સેવા–કરવામાં આવે તો જ કૃપા કરું છું ઇત્યાદિરૂપ જે ભગવાનનો વાદ–તેના **નિરાસકર્તા** એમ ભાવ છે. નિરાસકરણનો આ પ્રકાર. જીવ તો સદોષ જ છે તેઓની ઉપેક્ષા શ્રીમાને ન કરવી, અને તેઓને સર્વથા રસપૂરિત જ કરવા. શ્રીમત્પ્રભુચરણે તે જ આજ્ઞા વિજ્ઞપ્તિમાં "પ્રથમ[1] તો જીવ જ કેટલો [2]" ઇત્યાદિથી કરી છે.

માયાવાદનું નિરાકરણ થયા છતાં પણ સાંખ્યાદિમતસિદ્ધ જ બ્રહ્મ ભલે હો એમ કહેવામાં આવે તેના નિરાસાર્થે આ **સર્વવાદનિરાસકૃત્** નામ શ્રીમત્પ્રભુચરણ ધરે છે. સર્વવાદોના–સાંખ્યાદિના–**નિરાસકર્તા**, તેથી તે તે સિદ્ધાંતોક્ત સાધનનું પણ નિરાકરણ આવી ગયું.

**સર્વવાદનિરાસકૃત્** એ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધના એકાદશાધ્યાયાર્થનું બોધક નામ છે. 'ક્યા[2] રાક્ષસનું આ વૃક્ષપાતન કર્મ છે?. ક્યા કારણથી આ વૃક્ષપતનરૂપ આશ્ચર્ય થયું?' ઇત્યાદિથી ઉક્ત જે **સર્વ વાદ**–તેના "આ[3] શ્રીકૃષ્ણે" એમ બાલકોએ કહ્યું ઇત્યાદિથી **નિરાસકર્તા**, અથવા **સર્વનો વાદ**–બાલકોનો 'તિર્યક્ પડેલા ઉલૂખલને વિકર્ષતા ઉભયે વૃક્ષના મધ્યગ શ્રીકૃષ્ણે વૃક્ષોને પાડ્યા તે જોયું એટલું જ નહિ પણ વૃક્ષમાંથી પ્રકટિત બે દિવ્ય પુરુષોને પણ અમે જોયા' ઇત્યાદિરૂપ જે **વાદ**–તેના 'આવા[4] બાલકને તરુનું ઉત્પાટન ઘટતું નથી એમ તર્કથી બાલકે કરેલું ગ્રહણ કર્યું નહિ' એ વાક્યથી **નિરાસકર્તા**, અથવા **સર્વના**–વ્રજવાસીના–**વાદના** ઉપનંદવાક્યથી **નિરાસકર્તા**, 'તેઓમાંના[5] ઉપનંદનામના ગોપે કહ્યું' ત્યાંથી આરંભીને '[6]શકટમાં સર્વ ઉપકરણ–સામગ્રી–મૂકીને ગયા' ત્યાં પર્યન્ત **સર્વ** વ્રજવાસીના વાદનું ઉપનંદવાક્યથી **નિરાકરણ** છે. **સર્વને**–વત્સોને અથવા ગોપોને–જે ત્રાસ કરાવે છે તે **સર્વવ**–ભગવાન્–તેનાથી **આ**–સમંતાત્ સારી રીતિએ–ખંડન જેનું છે તે **સર્વવાદના**–વત્સાસુરના–**નિરાસકર્તા**. 'કદાચિત્[7] યમુનાતીરે' થી આરંભીને 'વ્રજમાં[8] ગોપીજન વિસ્મિત થયાં' ત્યાંપર્યન્ત વત્સાસુરનો નિરાસ કહ્યો છે. સર્વત્ર વાદ જેનો છે તે **સર્વવાદનો**–ભગવાનનો–નિરાસ કરે છે–ક્ષેપ કરે છે–તે **સર્વવાદનિરાસને**–બકાસુરને–**कृणाति** નામ જે હને છે તે **સર્વવાદનિરાસકૃત્**, બકાસુરને હનીને સર્વકાર્યપ્રવર્તક. 'તેઓ[9] વત્સ-

---

१ कियान् पूर्वं जीवस्तदुचितकृतिश्चापि कियती भवान् यत्सापेक्षो निजचरणदाने बत भवेत् ॥ प्रथमविज्ञप्ति श्लो १.

२ कस्येदं कुत आश्चर्यम् श्री. भा द पू ११. २

३. बाला ऊचुरनेनेति श्री भा. द. पू ११. ४.

४. न ते तदुक्तं जगृहुः श्री भा द पू ११: ५.

५. तत्रोपनंदनामाह श्री. भा. द. पू. ११ २२.

६. ययू रूढपरिच्छदाः श्री. भा. द. पू ११. ३०.

७. कदाचिद्यमुनातीरे वत्सांश्चारयतोः स्वकैः वयस्यैः कृष्णबलयोर्जिघांसुर्दैत्य आगमत् ॥
श्री. भा. द. पू. ११. ४१.

८. देवाश्च परिसंतुष्टा बभूवुः पुष्पवर्षिणः । वत्सासुरं हतं श्रुत्वा व्रजे गोप्यश्च विस्मिताः ॥
श्री. भा. द. पू. ११. ४५.

९. तौ वत्सपालकौ भूत्वा श्री. भा द. पू. ११. ४६.

પાલક થઈને' ત્યાંથી આરંભીને '[1]તે દેવતાઓએ કરેલું ભગવત્પૂજન જોઈને ગોપાલસુતો આશ્ચર્યને પ્રાપ્ત થયા' ત્યાંપર્યન્ત આ પ્રસંગ કહ્યો છે. સર્વનો વાદ જેમાંછે તે સર્વવાદના–કૌમારના–વા પ્રમાણના નિરાસકર્તા. એ[2] પ્રકાર 'નિલાયનસેતુબંધમર્કટોત્પ્લવનાદિ કૌમારયોગ્ય વિહાર કુમારાવસ્થામાં કરીને કૌમારને–કુમારાવસ્થાને–વ્રજમાં ત્યજ્યું' એ શ્લોકમાં કહ્યો છે. અત્ર પ્રમાણપ્રકરણ સંપૂર્ણ થાય છે.

**[3]भक्तिमार्गाब्जमार्तण्डः—**

લોકમાં પ્રસિદ્ધ કર્મજ્ઞાનપ્રતિપાદક શાસ્ત્રોનો વેદવિરુદ્ધત્વે નિરાશ કરેલો હોવાથી આપશ્રીને કયા શાસ્ત્રમાં અને કયા ધર્મમાં નિષ્ઠા હશે એમ શંકા થાય તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ આ દ્વાદશ ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ નામની આજ્ઞા કરે છે. ભક્તિમાર્ગરૂપ જે અબ્જ–કમલ–તેના માર્તણ્ડ–પ્રકાશક–એમ અર્થ છે. ભક્તિમાર્ગરૂપ જે અબ્જ 'નીલકુંતલથી[4] આવૃત વનરુહાનનને–વનરુહમુખકમલને–ધારણ કરતા' એ ભાવાર્થના અખિલવિભૂતિમાન્ વ્રજવરયોષરત્નસીમન્તિનીજીના ભક્તિમાર્ગોપલક્ષણ પ્રેમાસક્તિવ્યસનાદિના પ્રસાધિષ્ઠાનતાપાસિજ્જલાદિવિહરણવિવિધક્રીડામંચિતવીચિપ્રભાવસંતાનના આદર્શરૂપ, અક્ષણ્વતી વ્રજાંગનાના મુખ્યોપાસનસાધનસાધ્યથી અધિક પરમફલ, સ્વદર્શનમાત્રથી જ સ્વદર્શનાનુભવાતિરિક્ત અખિલ પ્રપંચના વિસ્મારક, સર્વાત્મભાવસંપત્તિના ઉદ્‌બોધક, આ સર્વ સમુદાયથી વિશિષ્ટ સ્વતંત્રમુખ્યભક્તિરૂપ જે અબ્જ તેના માર્તણ્ડ–પ્રકાશક–એમ ભાવ છે. આ ભાવપદ્ધતિ જેઓ કેવલ મુખારવિંદફલવિયોગાગ્નિના અનુભવના નિખિલ ચરિતાર્થને અતીન્દ્રિયમાત્રક સર્વાજ્ઞાતલીલ જાણીને તેના જ આવિષ્કારાર્થ વિરહાનુભવાકૃતિમાન્ થયા છે તેઓના જ અર્થે નિરૂપાય છે તેથી આ તો માર્ગ–શ્રીગોકુલેશનો–પરમ સ્વાતંત્રિક લેખ તેઓના જ ભોગયોગ્ય છે અન્યના ભોગયોગ્ય નથી એમ જાણવું. મુખારવિંદફલના વિવિધરસાનુભવનિભૃત આસ્વાદજ નિરોધના અભાવવાન્ ઇતર જન આ પદ્ધતિનું શ્રવણ કરવાને પૂર્વપરમાર્શપૂર્વક જાણવાને તેની ભાવના કરવાને અશક્ત છે. અને તે જ આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે પણ વિજ્ઞપ્તિમાં કરી છે '[5] હે આલિ, સ્વમનની દુઃખસંતતિ કોના પ્રતિ કહું? વ્રજાધીશવિયોગાબ્ધિમાં મગ્ન કોઈ પણ જણાતો નથી. રસિક જ ગોપીશપ્રેમજ સુખને જાણે છે અન્ય તો વિરહજન્ય દુઃખનું શ્રવણ કરીને કાતરતાને પ્રાપ્ત થયા છે,' ઇત્યાદિ. ઇતર[6] તો કાતરતાને જ પ્રાપ્ત થઈને તદર્થના અનવબોધથી અતિદુષ્ટ મનોવૃત્તિથી

---

१. तद्वीक्ष्य गोपालसुता विसिस्मिरे । श्री. भा. द पृ ११. ५३.
२. एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे । निलायनैः सेतुबंधैर्मर्कटोत्प्लवनादिभिः ॥
श्री. भा. द. पृ १२. ६०.
३ 'भक्तिमार्गाम्बुजमार्तण्डः' इत्यपि पाठः
४. दिनपरिक्षये नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम् । श्री. भा. द. पृ. २८ १२.
५. कस्यामे कथयाम्यालि स्वमनोदुःखसंततिम् । व्रजाधीशवियोगाब्धौ मग्नः कोपि न दृश्यते ॥
रसिका एव जानन्ति गोपीशप्रेमजं सुखम् । अन्ये विरहजं दुःखं श्रुत्वा कातरतां गताः ॥
द्वितीया विज्ञप्तिः श्लो. ११.
६. Will Sādhanavādins ever realize this ?

નિર્દોષપરમાનંદાનુભવવસ્તુના વાસ્તવાર્થમાં દોષસ્ફૂર્તિથી દોષભાક્ થાય છે અને સ્વફલપ્રાપ્તિમાં સ્વ અનિષ્ટને જ સંપાદન કરે છે !

શ્રીમદાચાર્યચરણને ભક્તિમાર્ગપ્રકાશક કહેવાથી ભક્તિશાસ્ત્ર જે ગીતાભાગવતાદિક શાસ્ત્ર તચ્છાસ્ત્રનિષ્ઠત્વ તથા તદુક્તધર્માચરણત્વ તેઓશ્રીનું જણાવ્યું, અર્થાત્ આચાર્યવર્યને ગીતાભાગવતાદિક ભક્તિશાસ્ત્રમાં તથા તદુક્ત ધર્માચરણમાં નિષ્ઠા છે. યદ્યપિ અત્ર—ગીતાભાગવતાદિક ભક્તિશાસ્ત્રમાં—કર્મજ્ઞાનાદિકનું પણ પ્રતિપાદન થાય છે તથાપિ એ શાસ્ત્રમાં કર્મજ્ઞાનાદિની ફલરૂપતા—મુખ્યરૂપતા—નિરૂપાઈ નથી. 'હું[1] વેદ કરીને દેખાવો શક્ય નથી' '[2]સર્વ યોગીઓમાં પણ' '[3]બ્રહ્મભૂત પ્રસન્નાત્મા' ઇત્યાદિથી બ્રહ્મભાવાન્તર પણ ભક્તિલાભનું જ મુખ્યતાએ નિરૂપણ હોવાથી ગીતામાં ભક્તિનું જ પ્રતિપાદન છે, શ્રીભાગવતમાં પણ 'અનિમિત્ત[4] ભાગવતી ભક્તિ મુક્તિથી શ્રેષ્ઠ છે' '[5]ભજનકર્તાને મુકુંદ કહિંચિત્ મુક્તિનું દાન કરે છે ભક્તિયોગનું દાન કરતા નથી' '[6]સામીપ્યનું સાર્ષ્ટિનું સાલોક્યનું સાયુજ્યનું એકત્વનું પણ દાન કરવામાં આવે છે તોએ તે જન મારી સેવા વિના તેનું ગ્રહણ કરતા નથી' 'તે જ આત્યંતિક ભક્તિયોગનું ઉદાહરણ છે' 'તેથી [7]નિશ્ચય મદ્ભક્તિયુક્ત મહાત્મક યોગીને પ્રાય. ઇહ નહિ જ્ઞાન શ્રેય નહિ વૈરાગ્ય શ્રેય' ઇત્યાદિથી ભક્તિનું જ પ્રતિપાદન થયલું છે તેથી ગીતાભાગવતાદિ ભક્તિપ્રતિપાદક શાસ્ત્ર છે. અત્ર **ભક્તિમાર્ગને અબ્જ** કહેવાથી માર્ગાન્તરની અપેક્ષાએ આ માર્ગ સુખદ છે એમ પણ જણાવ્યું. આચાર્યચરણની માર્તણ્ડત્વોક્તિથી જેમ **અબ્જપ્રકાશક માર્તણ્ડ એક છે તેમ પુષ્ટિભક્તિમાર્ગપ્રકાશક શ્રીમદાચાર્યચરણ માત્ર એક જ છે અન્ય નહિ.** જેમ પ્રકાશિત અબ્જના રસના ભોક્તા અલિ જ છે તેમ આ પ્રકાશિતમાર્ગના રસના ભોક્તા પણ એતદંગીકૃત નિજજન જ છે, અન્ય નથી, એમ પણ જણાવ્યું. જેમ માર્તણ્ડ અન્યને તાપજનક છે તથાપિ પ્રકાશકત્વે કરીને અબ્જના સુખજનક છે તે જ પ્રકારે આચાર્યચરણ પણ ભક્તિમાર્ગાતિરિક્તમાર્ગીયોને તાપજનક અને ભક્તિમાર્ગીયોને ભક્તિપ્રકાશકત્વે કરીને અત્યંત સુખદ છે એમ જણાવવાને પણ **ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડઃ** નામ ધર્યું છે. ભક્તિમાર્ગ પ્રાચીન નિત્યસિદ્ધ હોવાથી શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યપૂર્વ પણ હતો જ

---

१. नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ भ. गी. ११. ५३.

२. योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ भ. गी. ६. ४७

३. ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् भ. गी. १८. ५४

४. अनिमित्ता भागवती भक्तिर्मुक्तेर्गरीयसी ('सिद्धेर्गरीयसी' इत्यपि पाठः) श्री. भा. ३, २५, ३३

५. भजतां मुकुंदो मुक्तिं ददाति कर्हिचित् स्म न भक्तियोगम् ।

६. सार्मीप्यसार्ष्टिसालोक्यसायुज्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥
स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः श्री. भा. ३, २९, १३.

७ तस्माद् मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः न ज्ञानं न च वैराग्यं प्रायः श्रेयो भवेदिह
श्री. भा ११, २०, ३१.

તથાપિ જેમ સૂર્યના ઉદયથી પહેલાં કમલ મુદ્રિત જ હોય છે તેમ શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યથી પહેલાં અંતર્ગત નિખિલ વસ્તુનો વાસ્તવ ભાવ ન હોવાથી ભક્તિમાર્ગ પણ અવિકાસિત જ હતો, શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યથી જ વિકસિત થયો, એમ પણ આ **ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ** નામથી જણાવ્યું.

**ભક્તિ**—નિરુપધિ સ્નેહ—તે શોધાય છે—વિચારાય છે—જે શાસ્ત્રમાં તે **ભક્તિમાર્ગ**—ભગવચ્છાસ્ત્ર—તે જ રસમૂલક હોવાથી **અબ્જ**, તે મુકુલિત અબ્જના અંતઃપ્રકાશનમાં **માર્તણ્ડ**—સહસ્રકિરણ—શ્રીમદાચાર્યચરણ છે.

**ભક્તિ** એ જ **માર્ગ** તેના દ્વારા ગમ્ય જે **અબ્જ**—પ્રભુચરણસરોજ—પ્રભુચરણકમલ—તેના **માર્તણ્ડ**—પ્રકાશક—શ્રીમદાચાર્યચરણ છે. અર્થાત્ શ્રીમહાપ્રભુજીના ભક્તિમાર્ગથી પ્રભુચરણકમલની જ્ઞપ્તિ અને પ્રાપ્તિ થાય છે. જેમ માર્તણ્ડ માર્ગનો અને અબ્જનો પ્રકાશક છે, માર્તણ્ડ માર્ગપ્રકાશક હોવાથી લોકો અબ્જસુખ અનુભવે છે, તેમાં પણ કેવલ અબ્જનું સુખ નહિ કિંતુ અતિસરસ સુરભિસમીરયુક્ત નવપલ્લવિતતરુગણે કરીને સમંતતઃ રમણીય, નિજરસભાવવિવશ થઈ વિવિધ ગતિકેલિ કરતા કલહંસકુલસંગે રુચિર, દૃશ્યતાએ કરીને નેત્રોત્સવ, રસાલતાએ કરીને મધુર, એતાદૃશ રસોદ્બોધક સરોવરનું પણ સુખ પ્રાપ્ત થાય છે તેમ જ શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યે કરીને ભક્તિમાર્ગના પ્રકાશથી તદ્દ્વારા ભગવત્પદાબ્જનો પ્રકાશ થાય છે, નિરંતર તેની સેવામાં નિષ્ઠાથી હૃદયમાં પ્રકાશ થાય છે, તેમાં પણ કેવલ પ્રકાશમાત્ર જ નહિ કિંતુ તાદૃશ રસરૂપ સાક્ષાત્પ્રભુના સ્વરૂપાનુભવનો પણ પ્રકાશ થાય છે. આ પ્રકારે એતન્માર્ગોક્તપ્રકારનિષ્ઠાથી ભગવત્સ્વરૂપાનંદમાં લય થાય એવી ભક્તિમાર્ગમર્યાદા છે. અથવા **ભક્તિમાર્ગરૂપ જ જે અબ્જ તેના પ્રકાશક,** લોકમાં માર્ગ ભિન્ન અને અબ્જ ભિન્ન હોય છે પરંતુ અત્ર માર્ગને જ અબ્જ નિરૂપવાથી ભક્તિમાર્ગરૂપ ચરણ જ અબ્જ છે એમ પણ સૂચન કર્યું. માર્ગનું જ્ઞાન થાય અને માર્ગે ગમન કરવાથી ઇષ્ટની પ્રાપ્તિ થાય છે તેમ આ—પુષ્ટિમાર્ગ—પણ સાક્ષાત્પુરુષોત્તમપ્રાપક છે એમ **માર્ગ**પદથી જણાવ્યું, **તેના**—તે માર્ગના જ—**માર્તણ્ડ**—પ્રકાશક—શ્રીમદાચાર્યચરણ છે. માર્તણ્ડ તો સકલ ગમ્ય માર્ગનો પ્રકાશક છે, પરંતુ આ શ્રીમદાચાર્યચરણ તો જ્યાં સૂર્યની પણ ગતિ નથી તે અગમ્ય માર્ગ પણ પ્રકાશક છે. આથી શ્રીમદાચાર્યચરણની કૃપાથી જ સાંનિધ્યમાત્રે કરીને અંગીકૃત હૃદયમાં તાદૃશ રસરૂપ ચરણારવિંદનો પ્રકાશ થાય છે એમ પણ ભાવ સૂચવાય છે. અથવા **ભક્તિ**નો અર્થ સ્નેહ, **અબ્જ**નો અર્થ તદુપમેય—કમલની ઉપમા આપવા યોગ્ય—રસોદ્બોધક અંગો, અથવા પ્રભુનાં સર્વ જ અંગ રસોદ્બોધક હોવાથી તે સર્વ જ અંગો, તેથી આ માર્ગદ્વારા કોટિકંદર્પલાવણ્ય પરમ-માધુર્યનિધાન સંપૂર્ણ સ્વરૂપનો પ્રકાશ થાય છે, જેથી તાદૃશ સ્નેહાસક્તિથી સર્વત્ર તન્મયતા થાય છે, ઇતર ભાવનો ગંધ પણ રહેતો નથી એમ પણ સૂચન કર્યું. જેવી રીતે માર્તણ્ડના પ્રકાશથી અન્યનો પ્રકાશ થાય છે તેમ અત્ર પણ છે. માર્તણ્ડ જેમ તાપક છે તેમ અત્ર સર્વાત્મભાવજનિત સાક્ષાત્સ્વરૂપસંબંધાભાવથી થતા આર્તિતાપથી શ્રીમદાચાર્યચરણ પણ તાપક છે. વળી જેમજેમ માર્તણ્ડ પ્રકાશે છે તેમતેમ તાપાધિક્ય થાય છે તેમ જ જેમ જેમ શ્રીમદાચાર્યચરણનો અનુગ્રહ થાય છે તેમ તેમ તાદૃશભાવાત્મક તાપ પણ થાય છે. ત્યાં જેમ અબ્જરસના પાનકર્તા મધુપ છે તેમ અત્ર એતાદૃશ અંગીકૃતજન છે. એથી

શ્રીગોપીજનવત્ જેઓ તેવા સર્વાત્મભાવથી સર્વ વિષયોને વાસના સહ 'સમ્યક્ ત્યજીને'[1] એતાદૃશચરણારવિંદમૂલને પ્રાપ્ત થયા છે તેઓને જ સાક્ષાત્સ્વરૂપરસપાન શ્રીકૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિ છે, અન્યને નહિ, **તેવા તો સ્વયમ્ અસ્મત્પ્રભુ** (શ્રીગુસાંઈજી) છે, **તેથી તદ્રસાસ્વાદ તો શ્રીગુસાંઈજીને** જ થયો છે, **અન્યને નહિ**, એમ સ્વાનુભવ જ કહ્યો છે એમ પણ જણાવ્યુ.

સર્વવાદનિરાસકર્તૃત્વમાં **સર્વ**પદમાં ભક્તિનો પણ પ્રવેશ હોવાથી ભક્તિમાર્ગના નિરાસનો અભાવ કહેવાને આ અગ્રિમ **ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ** નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણ કરે છે **ભક્તિમાર્ગરૂપ** જે **અબ્જ** તેના **માર્તણ્ડ**–પ્રકાશક–એમ અર્થ છે. ભક્તિમાર્ગના જ અબ્જત્વથી પુષ્ટિભક્તિત્વ પ્રકટીને સરસ સ્ત્રીભાવભૂત ભક્તહૃદયમાં તેમા પણ યૌવનસરમાં તેનું પ્રાકટ્ય થાય છે એમ પણ સૂચવ્યું. આવું જે અબ્જ તેના **માર્તણ્ડ** કહેવાથી તેના રસગ્રહણપૂર્વક સ્વકરથી જ તદ્રસદાન કરે છે એમ પણ ધ્વનિ છે, જેમ કેટલાકનો તાપકર અને કેટલાકનો તમોનિવારક માર્તણ્ડ અબ્જનો તો પ્રકાશક જ છે તેમ સર્વવાદનિરાકર્તા પણ શ્રીમદાચાર્યચરણ ભક્તિમાર્ગના તો પ્રકાશક જ છે એમ પણ અર્થ છે. શ્રીમદાચાર્યનું માર્તણ્ડત્વ કહેવાથી જેમ માર્તણ્ડ વિના કોઈનું પણ અબ્જપ્રકાશત્વ નથી **તેમ એતન્માર્ગપ્રકાશકત્વ કેવલ શ્રીમદાચાર્યચરણને** જ છે એમના વિના ઈતર કોઈને પણ નથી એમ પણ ધ્વનિ છે. માર્ગનું અબ્જત્વ કહેવાથી જેમ માર્તણ્ડ વિના અબ્જનું સર્વદા માલિન્ય જ છે તેમ **આચાર્યસ્વરૂપ વિના પુષ્ટિમાર્ગનું પણ તેમ જ છે એમ પણ ભાવ છે.**

સર્વવાદનો આપશ્રીએ નિરાસ કર્યો ત્યારે પ્રભુપ્રાપ્તિમાં સાધન શું ? એમ આશંકા થાય તેથી **ભક્તિમાર્ગામ્બુજમાર્તણ્ડ** નામ શ્રીમત્પ્રભુચરણ ધરે છે. 'હું[2] ભક્તપરાધીન છું' 'ભક્તિથી[3] સંતોષ પામ્યા–પ્રસન્ન થયા–' 'ભક્તિથી જ[4] તુષ્ટિને પ્રાપ્ત થાય છે.' '[5]ભક્તિથી મને જાણે છે' ઈત્યાદિ સહસ્ર વાક્યોથી ભક્તિ જ સાધન છે, તે **ભક્તિ** જ **માર્ગ** તે જ **અંબુજ** તેના **માર્તણ્ડ**–સ્વરૂપસુગંધાદિવિકાસક–શ્રીમદાચાર્યચરણ છે. ભક્તિમાર્ગને અબ્જ કહેવાથી અત્ર પ્રેમરૂપા રસાત્મિકા જ ભક્તિ કહી. 'તે[6] ઈશ્વરમાં પરાનુરક્તિ' 'સ્નેહ[7] ભક્તિ છે' ઈત્યાદિ વાક્યથી ભક્તિપદનો મુખ્ય પ્રયોગ તેમાં જ થાય છે. જેમ અંબુજનાં રસરૂપસુગંધાદિ માર્તણ્ડના ઉદયથી જ થાય છે તેમ વિચિત્રભાવરૂપ ભક્તિ તદ્‌ગત કોઈક અલૌકિક રસ અહોરાત્ર જાયમાન વાસનારૂપ સુગંધ એ સર્વ પુષ્ટિમાર્ગાચાર્યના પ્રાકટ્યથી જ થાય છે તેથી-અંબુજત્વ અને માર્તણ્ડત્વનું નિરૂપણ કર્યું. **વળી અંબુજથી પંકની–કાદવની–પણ કોઈક અવર્ણનીય વિલક્ષણ શોભા થાય છે તેમ**

---

१. मैवं विभोर्हति भवान् गदितुं नृशंसं संत्यज्य सर्वविषयांस्तव पादमूलम्। भक्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान् देवो यथादिपुरुषो भजते मुमुक्षून्॥ श्री भा. द. पू. २९. ३१

२. अहं भक्तपराधीनः श्री. भा. ९-४. ६३.

३. भक्त्या तुतोष।

४. भक्त्यैव तुष्टिमभ्येति।

५. भक्त्या मामभिजानाति। भ गी. १८, ५५.

६. सा परानुरक्तिरीश्वरे। शाण्डिल्यसूत्र. १.

७. स्नेहो भक्तिः। नारदपंचरात्र.

લોકમાં પ્રાકૃતભાવથી પ્રકટ થયલા દૈવ જીવોની પણ આ માર્ગથી અલૌકિક શોભા થાય છે એમ અંબુજપદથી સૂચવીને સર્વતાપહારકતા પણ સૂચવી.

પૂર્વાર્ધ દશમસ્કંધના પ્રમેય પ્રકરણના પ્રથમાધ્યાયરૂપ દ્વાદશ અધ્યાયના અર્થનું બોધક ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ નામ છે. જેવી રીતિએ માર્તણ્ડ અંધકારને સ્વપ્રમેયબલે જ દૂર કરે છે અને સર્વ કાર્યોને પ્રવર્તાવે છે, અબ્જોને પ્રફુલ્લિત કરે છે તેવી રીતિએ અત્ર સ્વયં પ્રમેયબલે જ અજ્ઞાનને દૂર કરે છે, સેવામાર્ગ પ્રવર્તાવે છે, અને ભક્તહૃદયાબ્જોને પ્રફુલ્લિત કરે છે. આ નો કહ્યો પ્રમેયપ્રકરણાર્થ. જેમ પ્રમેયપ્રકરણના સપ્ત અધ્યાય છે તેમ અત્ર પણ ભક્તિમાર્ગ અપ્ જ મૃત અણ્ડ અને તે સર્વનો સમાહાર એમ સપ્ત પદ છે. અથવા ભક્તિનો—ભજનરૂપ ચરણદ્વયનો—જે માર્ગ—વૃંદાવન ભૂમિ—તેના અબ્જમાર્તણ્ડ—ઉદયકાલિક સૂર્ય. સૂર્યોદયે જેમ સર્વત્ર પુણ્યકાર્યપ્રવૃત્તિ થાય, છે તેમ અત્ર ભગવદાગમનથી થાય છે. 'ચરણથી[1] વૃંદાવનને અતીવ પવિત્ર કરે છે.' ઇત્યાદિમાં આ પ્રસંગ છે. અથવા ભક્તિ—ભજન—તેનો માર્ગ—રીતિ—તેમાં અબ્જ—શોભનપ્રકાર—તેના માર્તણ્ડ—પ્રકાશક. આ પ્રસંગ 'અહો[2]! દેવવર! આ વૃક્ષો અમરાર્ચિત—દેવાર્ચિત—પાદાંબુજને' ઇત્યાદિ શ્લોકમાં પ્રકટ છે. ભક્તિમાર્ગ—સેવામાર્ગ—તેના અબ્જમાર્તણ્ડ—આદિમાં પ્રકાશક. 'ક્વચિત્[3] ક્રીડાથી પરિશ્રાન્તને' શ્લોકથી આરંભીને 'સ્નેહે[4] કરીને આર્દ્ર ધીમાન્ કોમલતાથી' એ શ્લોકપર્યન્ત આ પ્રકાર કહ્યો છે. અથવા ભક્તિમાર્ગના—સ્નેહમાર્ગના—પરસ્પરપ્રાર્થિત દાનાદિરૂપના—દાન કરે છે,[5] પ્રતિગ્રહણ કરે છે, ગુહ્ય કહે છે અને પુછે છે, ભોજન કરે છે અને ભોજન કરાવે છે એ ૭ પ્રકારનાં મિત્રલક્ષણ છે તેના—અબ્જમાર્તણ્ડ—ઉદયકાલિક સૂર્ય. 'શ્રીદામનામનો[6] ગોપાલ' શ્લોકથી આરંભીને 'અગ્રજસહ[7] વ્રજમાં પ્રધાર્યા' ત્યાંપર્યન્ત આ પ્રસંગ પ્રસિદ્ધ છે. ભક્તિ—સુખને—મૃગે છે—શોધે છે ને—દર્શન કરવાને ઇચ્છે છે તે ભક્તિમાર્ગા—શ્રીગોપીજન—તેમનાં અબ્જ—નેત્રકમલ—તેમના માર્તણ્ડ—પ્રકાશક. '[8]મુકુંદભગવાનના મુખકમલગત સારઘનું—મધુનું—અક્ષિભૃંગથી—નેત્રભ્રમરથી—પાન કરીને' એ શ્લોકમાં આ પ્રકાર કહ્યો છે. અથવા ભક્તિથી માર્જન થાય છે—શુદ્ધ કરાય છે—તે ભક્તિમાર્ગ—ગોપ—તેમના અબ્જમાં—વિષજલજ મૃત્યુમાં—માર્તણ્ડ—જીવક, '[9]મૃત અંડમાં આ જેથી થયા તેથી માર્તણ્ડ' એમ પચમ સ્કંધના વાક્યથી સ્વયમ્ જ તદ્રૂપ—માર્તણ્ડરૂપ—થયા એમ ભાવ છે. 'એ[10] પ્રકારે તે ભગવાન્' એ શ્લોકથી આરંભીને અધ્યાયના અંતપર્યંત આ પ્રસંગ કહ્યો છે.

---

१. पदैर्वृन्दावनं पुण्यमतीव चक्रतुः । श्री. भा. द. पू. १२, १.
२. अहो अमी देववरामरार्चितम् । श्री. भा. द. पू. १२, ५.
३. क्वचित् क्रीडापरिश्रान्तम् । श्री. भा. द. पू. १२, १४.
४. स्नेहक्लिन्नधियः शनैः । श्री. भा. द. पू. १२, १८.
५. ददाति प्रतिगृह्णाति गुह्यमाख्याति पृच्छति । भुंक्ते भोजयते चैव षड्विधं मित्रलक्षणम् ।
६. श्रीदामा नाम गोपालः श्री. भा. द. पू. १२, २०.
७. साग्रजो व्रजमाव्रजत् । श्री. भा. द. पू. १२, ४१
८. पीत्वा मुकुंदमुखसारघमक्षिभृंगैः । श्री. भा. द. पू. १२, ४२.
९. मृतेऽण्डे एष एतस्मिन् यदभूत् ततो मार्तण्ड इतिव्यपदेशः. श्री. भा. ५, २०, ४४.
१०. एवं स भगवान् । श्री. भा. द. पू. १२, ४७.

**स्त्रीशूद्राद्युद्धृतिक्षमः—**

યદ્યપિ મર્યાદામાર્ગીય ભક્તિમાર્ગમાં અનુવર્તનારને પણ તન્માર્ગોક્ત ફલસિદ્ધિથી કૃતાર્થતા છે જ તથાપિ મર્યાદામાર્ગીય ભક્તિમાર્ગમાં પુરુષશરીર પ્રાપ્ત થયલા બ્રાહ્મણનો જ મુક્તિમાં અધિકાર છે, અન્યનો નથી, મુચુકુંદને ભગવાનનાં દર્શનાનન્તર સાધનભક્તિ સિદ્ધ થઈ તથાપિ બ્રાહ્મણત્વનો અભાવ હોવાથી ભગવાને પણ તેને મુક્તિનું દાન કર્યું નહિ પરન્તુ અગ્રિમ જન્મમાં બ્રાહ્મણત્વ સમ્પાદન કરાવીને મુક્તિનું દાન કર્યું, અર્થાત્ મર્યાદામાર્ગ સર્વને ફલસાધક નથી, પરન્તુ આચાર્યપ્રકટિત પુષ્ટિમાર્ગ તો તદંગીકૃત જીવમાત્રને જ તન્માર્ગોક્ત ફલસાધક છે એમ જણાવવાને શ્રીગુસાંઇજીએ આ **શ્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ** નામની આજ્ઞા કરી છે ક્ષમઃપદવડે સ્વતઃ જ સ્વસામર્થ્યથી સ્વકીયોને ફલ સિદ્ધ કરવામાં શ્રીમદાચાર્યચરણની યોગ્યતા છે એમ જણાવ્યું. શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનો વિચાર કરતાં, તેઓશ્રી પરમાત્યતાલૌકિકનિખિલનૈસર્ગિકસામર્થ્યવાન્ હોવાથી **સ્વસંનિધમાત્રથી** જ **ઉદ્ધારક અને સાક્ષાત્સ્વરૂપાનુભવફલસંબંધના દાનકર્તા** છે એમ નિશ્ચય થાય છે. શ્રમસરિદ્દ્વારા લીલોપયોગી સર્વાત્મભાવનું દાન થય છે તેવી જ રીતિએ મૂલલીલામધ્યપાતિત્વનું સંપાદકત્વ શ્રીમદાચાર્યચરણના ઈક્ષણમાત્રને અનુક્તસિદ્ધ છે, અને તેથી નિજાંગીકૃત જીવમાત્રના નિજમાર્ગોક્ત ફલસાધક શ્રીમહાપ્રભુજી છે.

'સ્ત્રીશૂદ્રદ્વિજબન્ધુ' ઇત્યાદિથી ભારતાખ્યાનને પણ સ્ત્રીશૂદ્રાદિના ઉદ્ધારનું સાધનત્વ કહ્યું છે પરંતુ તે સાધનત્વ માત્ર સ્વર્ગપ્રાપ્તિમાં છે, ભગવત્પ્રાપ્તિમાં નથી. આ શ્રીમદાચાર્યચરણના અનુગ્રહીત સ્ત્રીશૂદ્રાદિ તો સાક્ષાત્ શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરે જ છે એ ભારતાદિથી પણ મહાવૈશિષ્ટ્ય છે.

'ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડઃ' એ નામથી જે ઉત્તમાધિકારી છે તેને તો પ્રાપ્ય છે એમ આજ્ઞા કરી પરંતુ જેઓ સર્વથા અનધિકારી છે તેઓમાં તેઓશ્રીના અનુગ્રહનો અસંભવ હોવાથી તેઓને કેવી રીતિએ ફલ પ્રાપ્ત થાય એ શંકાના નિરાસાર્થ આ **સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ** નામની શ્રીપ્રભુચરણે આજ્ઞા કરી છે. **સ્ત્રીશૂદ્રાદિના** પણ **ઉદ્ધારમાં ક્ષમ—સમર્થ—**શ્રીમદાચાર્યચરણ છે. અત્ર આ ભાવ છે. સ્ત્રીશૂદ્રાદિને વિષે સર્વકર્મના અનધિકારરૂપ નિકૃષ્ટત્વરૂપ દોષ છે તે કોઇથી પણ દૂર કરી શકાય તેમ નથી, શ્રીમદાચાર્યચરણે તો સ્વમાર્ગમાં તેમના અંગીકારમાત્રથી જ **સર્વદોષ નિવૃત્ત** કર્યા, તેથી સર્વ જીવો બ્રહ્મસંબંધ કરાવ્યાથી સકલ સાધનથી પણ અપ્રાપ્ય સાક્ષાત્ પુરુષોત્તમસ્વરૂપના ભજનાધિકારી થયા, તેથી જ સકલ જીવોમાં અંતર્ભૂત સ્ત્રીશૂદ્રાદિનો પણ આ પ્રકારે ઉદ્ધાર કરવાનું સામર્થ્ય શ્રીમદાચાર્યચરણનું જ છે, અન્યનું નથી, એમ જણાવવાને આ નામમાં ક્ષમપદ ધર્યું છે. વલી, જેઓનો સાધારણ ધર્મોમા પણ અધિકાર નથી તેઓને સર્વથી અધિક પરમફલરૂપ સાક્ષાત્પુષ્ટિમાર્ગીય શ્રીપુરુષોત્તમના ભજનનો અધિકાર નિજ સ્વીકૃતિમાત્રથી—અંગીકારમાત્રથી—જ સંપાદન કરી આપે છે એથી અધિક સામર્થ્ય આચાર્યશ્રીનું શું કહેવું? વલી, અત્ર ઉદ્ધારપદથી આમ પણ જણાય છે કે અંધકૂપમાં પડેલા કોઇનો ઉદ્ધાર રજ્જ્વાદિ અવલંબ દઈને યથાતથા કોઇ દયાલુ પુરુષ કરે તેમ સર્વધર્મમાં અનધિકારિત્વથી અને સહજ દોષથી સંસાર મહાંધકૂપમાં પડેલા ઉદ્ધાર સ્વકૃપાકટાક્ષપરંપરારૂપ રજ્જુનું અવલંબન લઈને શ્રીમહાપ્રભુજી

કરે છે એથી જેમ મહાંધકૂપમાં પડેલાનું જીવન કાદાચિત્ક હોય છે, જીવન હોય તોએ મૃતકપ્રાયત્વ હોય છે તેમ અત્ર નથી એમ પણ સૂચન કર્યું. અત્ર તો કરુણારસપ્રેરિતકટાક્ષામૃતવૃષ્ટિથી તેઓ બાલાભ્યંતરપૂરિત થઈ જવાથી તત્ક્ષણે જ તેઓનું સર્વ દેહાદિક તદાત્મક જ થઈ જાય છે એવું અલૌકિક સામર્થ્ય શ્રીમદાચાર્યચરણનું છે એમ આ નામથી દ્યોતન કર્યું.

**સ્ત્રીશૂદ્રાદિના ઉદ્ધારમાં ક્ષમ** કહીને સર્વના જ ભગવત્પ્રાપ્તિકારક શ્રીમદાચાર્યચરણ છે એમ શ્રીગુસાંઇજીએ સૂચવ્યું. સ્ત્રીશૂદ્રાદિના ઉદ્ધરણથી પુરુષોત્તમત્વ ધ્વનિત થાય છે, અર્થાત્ પુરુષોત્તમવત્ શ્રીમદાચાર્યજી સર્વના સેવ્ય છે એમ અર્થ છે. અથવા રૂપાત્મક જે શૂદ્રાદિભાવ તેની ઉદ્ધૃતિમાં ક્ષમ–સમર્થ–શ્રીમદાચાર્યચરણ છે, તેથી સર્વને પુષ્ટિમાર્ગીય ભાવનાથી ઉદ્ધરે છે એમ ભાવ છે.

ભગવાને આ પુષ્ટિભક્તિમાર્ગ આર્થ જ પ્રકટ કર્યો છે, તેથી પ્રમેયબલ અત્ર જ સ્થાપન કર્યું છે, તેથી કલિમાં એ માર્ગ જ નિઃસાધનત્વથી ઉદ્ધારક છે એ આશયથી આ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણ કરે છે. આ માર્ગ પ્રકટ કરવાથી **સ્ત્રીશૂદ્રાદિની–આદિ** પદથી તેનાથી પણ અધમ મ્લેચ્છાદિની–ઉદ્ધૃતિમાં **ક્ષમ–સમર્થ–** શ્રીમદાચાર્યચરણ છે, આપશ્રી સ્વતઃ પુરુષોત્તમાસ્યરૂપ હોવાથી સ્વતન્ત્રભક્તિરૂપ હોવાથી પણ તે માહાત્મ્ય આપશ્રીનું જ છે એમ '**ક્ષમ**' પદથી જણાવ્યું, અન્યથા સાપેક્ષ તો અસમર્થ હોય છે, તેથી **ભક્તિમાર્ગસાપેક્ષ જ શ્રીમહાપ્રભુજીનું પણ બલ હોય તો** **ક્ષમ** પદની આજ્ઞા કરત નહિ ! ઉદ્ધૃતિ એમ સ્ત્રીપ્રયોગથી જેમ સ્ત્રી સ્વલ્પસાધ્ય છે તેમ સ્ત્રીશૂદ્રાદિની ઉદ્ધૃતિ પણ અનાયાસે જ સાધ્ય છે એમ ભાવ પણ સૂચિત કર્યો. તે ઉદ્ધૃતિ તો કાલકર્મસ્વભાવલોકમાંથી પૃથક્કરણ.

**સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ** નામ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધના ત્રયોદશાધ્યાયાર્થનું બોધક છે. સ્ત્રીશૂદ્રાદિની ઉદ્ધૃતિ કરવામાં ક્ષમ છે એમ અર્થ છે. **સ્ત્રી** અને **શૂદ્રો** તે **સ્ત્રીશૂદ્રો તે આદિમાં** છે જેઓના તેઓના ઉદ્ધારમાં **ક્ષમ–સમર્થ**. **સ્ત્રીઓ**–તત્સહિત સુપર્ણના–ગરુડના–પક્ષના પાતથી મારશોકથી દ્રવીભૂત **શૂદ્ર**–કાલિય–**આદિ** અર્થાત્ સર્પપુત્રો, તેઓની ઉદ્ધૃતિમાં–નિસ્સારણમાં–સમર્થ, આ પ્રસંગ '[1]દૂષિત કૃષ્ણાને–શ્રીયમુનાને–વિલોકીને' ઇત્યાદિ શ્લોકથી કહ્યો છે. અથવા **સ્ત્રીઓ**–યશોદાપ્રભૂતિ–શુચા–શોચવડે–દ્રવીભૂત થયેલા **શૂદ્ર**–ગોપ–**આદિ** અર્થાત્ ગાયો, તેઓની **ઉદ્ધૃતિમાં**–હ્રદપ્રવેશનિવારણમાં **ક્ષમ–સમર્થ**. 'તેઓ [2]કૃષ્ણમાતાને'થી આરંભીને 'કૃષ્ણના[3] અનુભાવને જાણનાર' શ્લોકપર્યન્ત આ પ્રસંગ કહ્યો છે. અથવા **સ્ત્રીઓ**–નાગપત્નીઓ–ને જ શુચા–શોચવડે–દ્રવીભૂત હોવાથી **શૂદ્ર, આદિ** અર્થાત્ **સર્પપુત્રો** છે આગલ જેના–તેઓની ઉદ્ધૃતિમાં–કાલિયપ્રાણદાનમાં–ક્ષમ. '[4]પછી વિહ્વલિતચિત્તવાળી તે નાગપત્નીઓએ બાલકોને આગલ કરીને તે શ્રીકૃષ્ણને' ત્યાંથી આરંભી અંતપર્યન્ત આ પ્રસંગ છે.

---

१. विलोक्य दूषितां कृष्णाम् । श्री. भा. द. पू. १३, १.
२. ताः कृष्णमातरम् । " " " १३, २१.
३. कृष्णानुभावविद् । " " " २२
४. नाग्यो मुनिप्रमनसोऽथ पुरस्कृतार्भाः । " " ३२.

# हरिप्रिया.

**કમલા**—બ્હેન, તું શ્રીયમુનાષ્ટકનો પાઠ કર અને અભ્યંગની સામગ્રી સિદ્ધ કર, હું શ્રીદશમસ્કન્ધની શ્રીમહાપ્રભુજીકૃત અનુક્રમણિકાનો પાઠ કરીને શય્યાની સેવા કરું.

**ગોકુલકુમારિકા**—આજે અભ્યંગ શાથી ?

**કમલા**—બ્હેન, આજે એકાદશી હરિવાસર છે, પવિત્રૈકાદશી છે, આજે શ્રીમહાપ્રભુજીએ સનાતન પુષ્ટિમાર્ગનું ભૂતલપર પ્રાકટ્ય કર્યું છે, આજે શ્રીમહાપ્રભુજીએ અત્ર પ્રાદુર્ભાવિત પુષ્ટિમાર્ગના જન્મદિવસનો મહામહોત્સવ છે. આજથી શ્રીજન્માષ્ટમીની બધાઈનો પણ પ્રારમ્ભ થશે. જે દિવસે એવો અસાધારણ ઉત્સવ હોય તે દિવસે સુગન્ધમય ઉદ્વર્તનથી અભ્યંગ અવશ્ય થાય.

**ગોકુલકુમારિકા**—બા, બધાઈનો અર્થ મને સ્પષ્ટ કહે.

**કમલા**—બ્હેન, બધાઈ એ વ્રજભાષાનો શબ્દ છે. સંસ્કૃત શબ્દ વર્ધાપિકા છે. આપણા સેવામાર્ગમા વિપ્રયોગાત્મક અને સંયોગાત્મક એમ દ્વિવિધ ભક્તિરસ છે. નિત્યની સેવા વિપ્રયોગભાવથી થાય છે, અને ઉત્સવની સેવામા સંયોગરસની પ્રચુરતા છે. બહુ દિનના આત્યન્તિક વિપ્રયોગ પછી સંયોગરસનો પણ સહસા પ્રાદુર્ભાવ ઉચિત નથી, તેથી મહામહોત્સવથી કેટલાક દિવસ પહેલાં જ ક્રમશ. સંયોગરસને વધાવી લેવાનો પ્રારમ્ભ કરવામા આવે છે. આ મંગલચારના મંગલમય દિવસોમાં શ્યામ હરિ ઇત્યાદિ વિપ્રયોગસૂચક વસ્ત્ર શ્રીઠાકુરજીને ધરવામાં આવતાં નથી, પરન્તુ ગુલાબી પીત રક્ત કેસરિ ઇત્યાદિ પ્રીતિસૂચક અનુરાગસૂચક સંયોગોત્સવસૂચક વસ્ત્રનો શ્રીઠાકુરજી અંગીકાર કરે છે. દ્વારે બન્દનવાર બન્ધાય છે, સુવર્ણ કલશની રચના થાય છે, વિવિધ રંગની ધ્વજાપતાકા રોપાય છે, કેસરકુંકુમચન્દન ચર્ચાય છે. મૌક્તિકના ચોક પુરાય છે, સૌભાગ્યવતી યુવતિ નવસત ( ૯+૭=૧૬ ) શૃંગાર સજે છે, વિવિધ શ્રોત્રમનોભિરામ સ્વરથી ગીતવાદ્યનૃત્ય પ્રવર્તે છે, બહુ દિવસે મિલિત શ્રીઠાકુરજીને અનેકમનોહારપૂર્વક પડ્રસવ્યજનના મહાભોગ સમર્પીને કૃતકૃત્યતા મનાય છે.

राग अडाणो.

यह शुभ बन्दनवार बन्धावो या घरको गावो वजावो रिझावो ।
सब सखियन मिलि मंगल गावो मोतियन चोक पुरावो ॥ १ ॥

केसर कुङ्कुम चन्दन चरचो द्वार कनक कलश धरावो ।
पुरुषोत्तमप्रभु प्रकट भये है आनन्द बेली बढावो ॥ २ ॥

આ કીર્તનમાં બધાઈનું સ્વરૂપ સ્પષ્ટ છે.

**ગોકુલકુમારિકા**—બા, આવી બધાઈ ક્યા ક્યા મહામહોત્સવમાં મનાય છે ?

**કમલા**—બ્હેન, સાવધાનતાથી શ્રવણ કર. કુંકરપલીમાં શ્રીદ્વારકાનાથજીના ગૃહમાં શ્રીજન્માષ્ટમીની બધાઈ એક માસ પહેલાં મનાય છે. શ્રીમહાપ્રભુજીની અને શ્રીગુસાંઇજીની બધાઈ પ્રાય ૧૫ દિવસ પહેલાં મનાય છે. યથાસંખ્ય આ ત્રણે મહામહોત્સવમાં

બધાઈનો આરંભ અવશ્ય થાય છે. આ ઉપરાન્ત પ્રભુ બાલકના જન્મદિનની પણ બધાઈ તેમના તે તે વંશજ પાંચ દિન અને અન્ય ગોસ્વામીઓ એક દિન માને છે. નિજ પિતાપિતામહપ્રપિતામહાદિમાંથી પણ કોઈ મહાનુભાવી થઈ ગયા હોય તો તેમના પણ જન્મદિનની બધાઈ અનેક દિવસ પહેલાં મનાય છે. બાલકો પણ નિજ જન્મ-દિવસે એક દિનની બધાઈ માનીને માર્કણ્ડેયપૂજન કરે છે! અને જેમને તેમનું બ્રહ્મ-સમ્બન્ધ હોય છે તે સેવકો પણ તે દિવસે શ્રીજન્માષ્ટમીતુલ્ય આનન્દ માને છે.

ગોકુલકુમારિકા—આ, પ્રતિદિન વિપ્રયોગાત્મક જ સેવા થાય અને સંયોગરસને અવકાશ જ ન પ્રાપ્ત થાય તો કેટલાકને સોહાય પણ નહિ, તેથી બધાઈની મંગલમય યોજના સુઘટિત છે. તદનન્તર પછી નિકુંજલીલામાં શ્રીઠાકુરજીના અમન્દસમાગમાત્મક સંયોગ-રસના સુખનો સંસ્પર્શ પણ આ વિના અશક્યપ્રાય છે એટલું જ નહિ પરન્તુ શ્રીઠાકુરજી જ વિમલ રૂપ રસ ગન્ધના નિર્લેપ ભોક્તા છે એવો નિરહંકાર સાક્ષાત્કાર કરાવવાને પણ મહામહોત્સવમાં બધાઈની યોજના પરમ ઉપયુક્ત છે.

કમલા—બ્હેન, જેમ લોકમાં દુઃખ સુખ, જેમ વેદમાં સત્ર અને ઉત્સવ, તેમ ભક્તિરસમાં વિપ્રયોગ અને સંયોગરસ છે. બધાઈના સ્વરૂપાનન્દના અલભ્ય આસ્વાદની આકાંક્ષા-વાન્ ભગવદીયે શ્રીમથુરાજીના શ્રીગોપાલલાલજીના શ્રીશેરગઢના શ્રીગિરિધરલાલજીના અને શ્રીરાજનગરના શ્રીમધુસૂદનલાલજીના સન્નિધિમાં મહામહોત્સવના મંગલચાર દિવસમાં અવશ્ય ઉપસ્થિત થવું. આ ત્રણ બાલકોને મહામહોત્સવના સ્વરૂપનું યથાર્થ પરિજ્ઞાન છે અને એમના સન્નિધાનમાં બધાઈનો આનન્દ કેવલ અનિર્વચનીય છે, અનુભવૈકવેદ્ય છે!

ગોકુલકુમારિકા—આ, આપણા ગૃહમાં બધાઈનો કેવો ક્રમ છે?

કમલા—બ્હેન, બધાઈનો આનન્દ સમ્પત્તિસાધ્ય છે, તેથી આપણા જેવા નિસ્સાધન નિષ્કિંચન પામરને ત્યાં મનોમય જ આનન્દનો અવકાશ છે, તથાપિ આપણા ગૃહમાં પણ યથાશક્તિ બધાઈ તો મનાય છે. શ્રીજન્માષ્ટમીની બધાઈ આજથી—પવિત્રૈકાદશીથી—મનાય છે, શ્રીમહાપ્રભુજીની અને શ્રીગુસાંઈજીની બધાઈ ૧૫ દિવસ પહેલાં મનાય છે. તારા પિતાને શ્રીમથુરાવાલા શ્રીકલ્યાણરાયજીનું ઐચ્છિક[1] બ્રહ્મસમ્બન્ધ, તેથી પણ બાલક શ્રીમહારાજજી શ્રીયદુનાથજીની બધાઈ ચૈત્ર શુક્લ પ્રતિપદાથી જ મનાય છે. શેરગઢ મથુરા અને કાશીના પટ્ટ ગૃહના મહાપ્રતાપી બાલકોની બધાઈ ત્રણ દિન, અને તે ત્રણે સ્થલના પટ્ટ ગૃહના બાલકોના વિદ્યમાન નિખિલ પરિકરની બધાઈ એકૈક દિન મનાય છે. વલી, તારા મ્હોટા મનમારામદાદાને શ્રીગોકુલાધીશજીનું બ્રહ્મસમ્બન્ધ તારા દાદાને શ્રીસુરતિસ્થ શ્રીમગનલાલજીનું બ્રહ્મસમ્બન્ધ, તારી ફોઈને શ્રીસુરતિસ્થ શ્રીગિરિધરલાલજીનું બ્રહ્મસમ્બન્ધ, મને શ્રીરાજનગરસ્થ શ્રીવ્રજરાયજીનું બ્રહ્મસમ્બન્ધ, અને તારા મોહનલાલકાકાને શ્રીકામ્યવનસ્થ શ્રીદેવકીનન્દનલાલજીનું બ્રહ્મસમ્બન્ધ, તેથી તે તે બાલકોના પણ જન્મદિન યથાશક્તિ મનાય છે, એટલું જ નહિ પરન્તુ તારા પિતા પ્રતિ મુમ્બાપુરીસ્થ શ્રીનૃસિંહલાલજીનો અને લાલબાવા શ્રીઘનશ્યામલાલજીનો

---

૧. 'આને તો હું જ બ્રહ્મસમ્બન્ધ આપીશ' એમ પ્રસન્નતાપૂર્વક નિજેચ્છાથી પ્રાપ્ત.

નિરતિશય અસાધારણ અનુગ્રહ હોવાથી તેમના પણ જન્મદિનની બધાઈ આપણા ગેહમા માનવાનો સદાચાર છે. આ મર્મ કથવાનો આશય માત્ર એટલો જ કે વૈષ્ણવોએ બધાઈનો આનન્દ ઉત્સાહપૂર્વક અવશ્ય વધાવી લેવો. કોઇ પણ બાલકને ત્યાં ચિરંજીવી શ્રીલાલજીનું પ્રાકટ્ય થાય તો શ્રીનન્દમહોત્સવમાં ઉપસ્થિત રહેવું એટલું જ નહિ પરન્તુ નિજ ગૃહમાં પણ યથાશક્તિ આનન્દ માનવો જ.

**ગોકુલકુમારિકા**—બા, સાક્ષાત્ લીલાસૃષ્ટિમાંથી કેવલ નિત્ય વિરાજમાન શ્રીમહાપ્રભુજીની આજ્ઞાથી બાલકોનો અત્ર પ્રાદુર્ભાવ થાય છે, અને તેમના પ્રાકટ્યથી અનેક જીવને કૃતકૃત્ય થવાનો અત્યન્ત સમ્ભવ છે એ ઉજ્જ્વલ પક્ષ ઉચ્છૃંખલમાં ઉચ્છૃંખલ ઉદ્દામતમ પણ વૈષ્ણવના લક્ષથી બહાર કદાપિ ન રહેવો જોઇએ.

**કમલા**—બહેન, તેવા વૈષ્ણવ ગુરુદ્રોહી અને કૃતઘ્ન જ લેખાય એટલું જ નહિ પરન્તુ તેમને ફલપ્રાપ્તિમાં પણ કદાચિત્ મહાન્તરાય પડી જાય. શ્રીમહાપ્રભુજીનો અને બાલકોનો અંગાંગિભાવ સમ્બન્ધ તો સર્વથા અપર્યનુયોજ્ય જ છે.

**ગોકુલકુમારિકા**—બા, જેમ શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઇજીના જન્મદિન મનાય છે તેમ તેમના અન્તર્ધાનના દિવસ પણ આપણા માર્ગમાં મનાય છે ?

**કમલા**—બહેન, શ્રવણ કર. શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઇજીનાં શ્રીઅંગ અદ્યાપિ નિરન્તર અવિચલ વિરાજમાન જ છે, માત્ર પરિચ્છિન્નદૃષ્ટિમાન્ સંસારપતિત આસુર જીવને જ તેમા અનિત્યતાનો વ્યામોહ થાય છે. જેમ જ્ઞાનમાર્ગમાં આત્મા નિત્ય છે, તેમ ભક્તિમાર્ગમાં લીલાપ્રવિષ્ટ ભાગ્યવાનોનાં શ્રીઅંગ પણ નિત્ય છે.

**ગોકુલકુમારિકા**—બા, ત્યારે તો માત્ર જન્મદિન જ મનાય આસુરવ્યામોહતિથિ ન જ મનાય એ યુક્ત છે, પરન્તુ લીલાસ્થ ભાગ્યવાનોનાં શ્રીઅંગ પણ આત્મવત્ નિત્ય એ સિદ્ધાન્ત હૃદયમાં સ્થિર થવો જોઇએ.

**કમલા**—બહેન, બ્રહ્મસૂત્રના ચતુર્થ ફલાધ્યાયમાં એનું નિપુણ નિરૂપણ છે, અને વિદ્વન્મણ્ડનમાં તો શ્રીગુસાંઇજીએ અસાધારણ ચાતુરીથી નિત્યલીલાનું પ્રતિપાદન કર્યું છે, તથાપિ શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઇજીના આસુરવ્યામોહના પ્રસંગ જ અત્ર તો પર્યાપ્ત છે.

**ગોકુલકુમારિકા**—બા, શ્રીમદાચાર્યજી નિજ શ્રીઅંગસહિત જ લીલામાં પ્રવિષ્ટ થયા ?

**કમલા**—બહેન, નિખિલ નિત્યલીલાના અધિષ્ઠાતાનો નિત્યલીલામાં યથેચ્છ પ્રવેશ કોણ રોધી શકે ? તથાપિ શ્રવણ કર, સાવધાનતાથી શ્રવણ કર, શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિમાર્ગીય વિદ્વત્ સંન્યાસનો અંગીકાર કરીને કાશીમાં હનુમાનઘાટ પર સ્થિતિ કરી.

**ગોકુલકુમારિ**—બા, ગંગાજીમાં ભગવાનદાસકાકાની નાવમાં બેસીને આપણે સર્વ ગયાં હતાં તે જ હનુમાનઘાટ ?

**કમલા**—હા, બહેન, રથયાત્રાના મધ્યાહ્ને ગંગાજીના પ્રવાહના મધ્યમાં વિરાજીને સ્વરૂપાત્મક વિપ્રયોગાગ્નિમી જ્વાલા પ્રજ્વલિત કરીને માર્તણ્ડમણ્ડલપર્યન્ત એકાકાર તેજઃપુંજ શ્રીઅંગનાં દર્શન કરાવીને શ્રીમહાપ્રભુજીએ નિત્યલીલામાં પ્રવેશ કર્યો !.

**ગોકુલકુમારિકા**—બા, એ પ્રસંગનો ઉલ્લેખ તો યુરોપીય વિદ્વાનોએ પણ ગ્રન્થોમાં કર્યો છે !

**કમલા**—બ્હેન, આ મર્મથી અજ્ઞાત કોઇક વૈષ્ણવે શ્રીમહાપ્રભુજીના પરમકૃપાપાત્ર ભગવદીય શ્રીભગવાનદાસજીને ત્યાં જઈને તેમને આસુરમોહનું દુઃખદ વૃત્ત કહ્યું. પરન્તુ નિત્ય-લીલાના મહાનુભાવી શ્રીભગવાનદાસજીએ આ વૃત્ત ન સ્વીકાર્યું ?

**ગોકુલકુમારિકા**—મા, તે કેમ ?

**કમલા**—બ્હેન, શ્રીમહાપ્રભુજીની અત્ર નિત્ય અવિચલ સ્થિતિ છે એમ શ્રીભગવાનદાસજીને સાક્ષાત્ અનુભવ હતો, તેથી નિજ અનુભવથી વિરુદ્ધ સામાન્ય વૃત્તનો સ્વીકાર શ્રીભગવાનદાસજીએ ન કર્યો.

**ગોકુલકુમારિકા**—મા, પરન્તુ તે પુરુષનો પણ અનુભવ સાક્ષાત્ જ હતો અને તેનું જ તેણે શ્રીભગવાનદાસજીને નિવેદન કર્યું હતું.

**કમલા**—બ્હેન, તેનો અનુભવ અયથાર્થ હતો, તેથી તે અપ્રમા હતો. કામલ પુરુષ શંખા-દિમા પીતિમા અનુભવે છે, રુગ્ણ પુરુષ શર્કરામાં કટુતા અનુભવે છે, તથાપિ એ અનુભવ અયથાર્થ, અને તેથી જ અપ્રમા

**ગોકુલકુમારિકા**—મા, રુગ્ણથી ઇતર પુરુષ શર્કરામા મધુરિમા આસ્વાદે છે, કામલથી ઇતર પુરુષ શંખાદિમા શ્વેતિમા દેખે છે તેથી તેમના યથાર્થ પ્રમારૂપ અનુભવથી રુગ્ણના અને કામલના અનુભવ અયથાર્થ અપ્રમા છે એમ નિશ્ચય થાય છે, પરન્તુ અત્ર તો કાંઇ તેવું જણાતું નથી.

**કમલા**—બ્હેન, શ્રીભગવાનદાસજીએ તત્વર જ નિજ ગેહમાં જઈને તે વૈષ્ણવને શ્રીમદ્-ભાગવતના પાઠ કરતા શ્રીમહાપ્રભુજીનાં સાક્ષાત્ દર્શન કરાવ્યાં, તેથી અત્ર તો તે જ પુરુષની પ્રમાથી નિજ અપ્રમાનો બાધ થઈ ગયો.

**ગોકુલકુમારિકા**—મા, રમણીય, હવે શ્રીગુસાંઇજીના આસુરવ્યામોહનો પ્રસંગ કહ.

**કમલા**—બ્હેન, તેનું પણ શ્રવણ કર, પરન્તુ તને કાંઇક ખેદ થશે પ્રથમ શ્રીનાથજી શ્રીગિરિરાજજીની સઘન કન્દરામાં વિરાજતા.

**ગોકુલકુમારિકા**—મા, તેં મને અદ્યાપિ શ્રીયમુનાજીના વ્રજનાં અને શ્રીગિરિરાજજીનાં દર્શન નથી કરાવ્યા. અહેલથી કોઈ વ્રજમા ગયા અને આપણે મુમ્બાપુરી આવતાં રહ્યાં તેથી આપણને એ અલૌકિક સુખ પ્રાપ્ત ન થયુ ! હવે શ્રીઠાકુરજી ક્યારે એ દર્શનનું દાન કરશે ?

**કમલા**—બ્હેન, તું મારા ઉદરમા હતી ત્યારે તારા પિતા સકલ પરિકરને લઈને ઉષ્ણ-કાલમાં યાત્રા ગયા હતા અને તેથી તને તો ગર્ભમાં શ્રીનાથજીનાં શ્રીનવનીતલાલજી-નાં શ્રીવિઠ્ઠલનાથજીના શ્રીદ્વારકાનાથજીનાં શ્રીગોકુલનાથજીનાં શ્રીગોકુલચન્દ્રમાજીનાં શ્રીમદનમોહનલાલજીનાં શ્રીયમુનાજીનાં શ્રીગિરિરાજજીનાં શ્રીમહાપ્રભુજીનાં શ્રીગુસાંઇજીનાં શ્રીદામોદરદાસજીના શ્રીગોકુલેશનાં અને શ્રીહરિરાયજીનાં સુન્દર દર્શન થયલાં છે, અને શ્રીઠાકુરજી કૃપા કરશે ત્યારે પુનઃ દર્શન પણ થશે જ.

**ગોકુલકુમારિકા**—મા, બેત્રણ વર્ષથી 'વ્રજયાત્રા' 'વ્રજયાત્રા' કર્યા કરીએ છીએ, પણ શ્રીઠાકુરજી કૃપા કરતા જણાતા નથી.

**કમલા**—બ્હેન, કૃપાલુતા એમનો સહજ સ્વભાવ છે, તેથી હવે સ્વલ્પ કાલમાં આપણને નિજ દર્શનનું દાન કૃપા કરીને કરશે જ.

**ગોકુલકુમારિકા**—હા, હવે પ્રસંગનું અનુસન્ધાન કર.

**કમલા**—બ્હેન, ત્યાં શ્રીનાથજીની નિત્ય સ્થિતિને લીધે શ્રીગિરિરાજજીની સઘન કન્દરા શ્રીગુસાંઇજીને અત્યન્ત પ્રિય.

**ગોકુલકુમારિકા**—હા, પરસ્પર સ્નેહનો એવો જ ધર્મ છે.

**કમલા**—બ્હેન, શ્રીગુસાંઇજીએ શ્રીગિરિરાજજીની સઘન કન્દરામાં નિત્યલીલામાં સ્થિતિ કરવાનો વિનિશ્ચય કર્યો.

**ગોકુલકુમારિકા**—હા, શ્રીપ્રભુચરણના સુદૃઢ વિનિશ્ચયને કોણ અન્યથા કરી શકે ?

**કમલા**—બ્હેન, નિત્યલીલામાં પધારતાં એક ઉત્તરીય વસ્ત્ર શ્રીગુસાંઇજીએ કન્દરાના મુખસમીપ રાખ્યું, અને શ્રીમહાપ્રભુજીવત્ શ્રીગુસાંઇજીએ પણ શ્રીગિરિરાજજીની સઘન કન્દરામાં અવિચલ સ્થિતિ આદરી લીધી ! રુદન કરતા શ્રીગિરિધરજીએ તે ઉત્તરીય વસ્ત્રને જ વૈશ્વાનરસંસ્કાર કર્યો અને સર્વ સેવકોનું પણ યથાકાલ સમાધાન કર્યું.

**ગોકુલકુમારિકા**—નિરન્તર શ્રીયમુનાષ્ટકના પાઠમાત્રથી આધુનિકને લીલોપયોગિ તનુનવત્વ સિદ્ધ થઈ જાય અને નિત્યલીલામાં પ્રવેશ પ્રાપ્ત થઈ જાય તો શ્રીમહાપ્રભુજી–શ્રીગુસાંઇજીના સતનુ નિત્યલીલાપ્રવેશમાં શંકાનો લેશ પણ અવકાશ રહેતો જ નથી.

**કમલા**—બ્હેન, એટલું જ નહિ પરન્તુ અદ્યાવધિ બાલકોના આસુરવ્યામોહસમયે તેમના અંગુષ્ઠમાંથી પ્રાદુર્ભવતા વૈશ્વાનરથી જ અન્તિમ સંસ્કાર કરવામાં આવે છે તેથી પણ તેમનો સનાતન વૈશ્વાનરીય અંગાંગિભાવ સમ્બન્ધ સિદ્ધ થઈ શકે છે.

**ગોકુલકુમારિકા**—હા, વલી, આપણો સમ્પ્રદાય પણ મહામંગલસ્વરૂપ, તેથી પણ નિત્યલીલામાં અવિચલ વિરાજમાન સ્વરૂપનો અમંગલ આસુરવ્યામોહ ન જ મનાય, પરન્તુ તેમના દ્વારા અદ્યાપિ શ્રીમહાપ્રભુજી જ આપણને અષ્ટાક્ષરપંચાક્ષર ઉપદેશે છે તેથી તેમનો મહામંગલ જન્મદિન જ પ્રતિવર્ષ મનાય એ સુસંશ્લિષ્ટ છે. તેમના જાતકર્મ ઉપનયન વિવાહાદિના પણ દિન આ જ પ્રકારે પ્રતિવર્ષ મનાતા હશે ?

**કમલા**—ના, બ્હેન. જે વર્ષે તે તે સંસ્કાર થાય તે વર્ષે તેમના આનન્દમાં જેટલી ભાવાત્મતા તેટલો ભાવાત્મક જ અંશ આપણને પ્રાપ્ત છે, તેથી પ્રતિવર્ષ તે આનન્દની આવૃત્તિ કરવામાં આવતી નથી.

**ગોકુલકુમારિકા**—હા, 'ભાવાત્મક જ અંશ પ્રાપ્ત' એટલા વિભાગનું કાંઇક વિશેષ સ્પષ્ટીકરણ થાય તો સારું.

**કમલા**—બ્હેન, પુષ્ટિમાર્ગમાં સમ્બન્ધ જ સર્વસ્વ છે, સમ્બન્ધ જ સાધન અને સમ્બન્ધ જ ફલ. આ સમ્બન્ધ દ્વિવિધ છે, દૈહિક અને ભાવાત્મક. શ્રીઠાકુરજીનો શ્રીનન્દરાયજી–શ્રીયશોદાજી સહ સમ્બન્ધ દૈહિક કહેવાય છે, અને શ્રીગોપીજન સહ તેમનો સમ્બન્ધ ભાવાત્મક કહેવાય છે. શ્રીમદ્વલ્લભાધીશ્વરનો પણ બિન્દુસૃષ્ટ્યુત્પન્ન વંશ્ય સહ જે સમ્બન્ધ તે દૈહિક સમ્બન્ધ છે, અને નાદસૃષ્ટ્યુત્પન્ન વૈષ્ણવ સહ જે સમ્બન્ધ તે ભાવાત્મક સમ્બન્ધ છે. શ્રીમહાપ્રભુજી બિન્દુસૃષ્ટિદ્વારા નાદસૃષ્ટિસ્થ વૈષ્ણવનો સમુદ્ધાર કરે છે તે કોઇ પણ પ્રકારના દૈહિક સમ્બન્ધથી નહિ, પરન્તુ કેવલ ભાવાત્મક જ સમ્બન્ધથી. શ્રીમદ્વલ્લભાધીશ્વરના વંશ્ય સહ વર્તનમાં દૈહિક અને ભાવાત્મક સમ્બન્ધનો વિવેક

સુરક્ષણીય છે. વસ્તુતઃ આપણો નિત્ય ભાવાત્મક સમ્બન્ધ શ્રીમદ્વલ્લભાધીશ્વર સહ જ છે, તથાપિ તેમના વિમલ વંશ્ય પણ તેમનું જ શ્રીઅંગ છે, તેથી તેમના પ્રતિ પણ દૈહિક સમ્બન્ધથી અત્યન્ત વિલક્ષણ કેવલ ભાવાત્મક જ સમ્બન્ધ સંરક્ષણીય છે.

**ગોકુલકુમારિકા**—બા, દૈહિક સમ્બન્ધથી સમ્ભવતા અનાચારનો આ વિવેકને લીધે સ્વપ્ને પણ સમ્ભવ નથી, તેથી ભાવાત્મક સમ્બન્ધની સનાતન ઉજ્જ્વલતા વિલસી રહે છે. શ્રીમહાપ્રભુજી કૃપા કરીને આ પ્રકારના વિશુદ્ધ ભાવાત્મક સમ્બન્ધની જ નિરન્તર સ્ફૂર્તિ કરે એમ વૈષ્ણવમાત્રની આન્તર આકાંક્ષા હોવી જ જોઇએ. બા, આ ચિત્રજી કયા પ્રસંગનાં છે?

**કમલા**—બહેન, આજે સનાતન પુષ્ટિમાર્ગના જન્મદિવસનો મહામહોત્સવ છે, તેથી 'પવિત્રૈકાદશી'ની કાંઇક ભાવના કરવાના વિચારથી ભરચવાલા મોહનભાઈ શેઠે આપેલાં આ ચિત્રજી લાવી છું.

**ગોકુલકુમારિકા**—બા, આ ચિત્રજી હૃદયવેધક છે, એવાં ચિત્રજી અત્ર પણ મલતાં હશે?

**કમલા**—બહેન, એવાં ચિત્રજી શ્રીનાથજીમાં જ સિદ્ધ થાય છે. શ્રીનાથજીની શ્રીધ્વજાજીની નીચે જ તત્રત્ય ચિત્રકાર જેવાં સરસ ચિત્રજી સિદ્ધ કરી શકે છે, તેવાં ચિત્રજી તે જ ચિત્રકારથી પણ અન્યત્ર સિદ્ધ થઈ શકતાં નથી! શ્રીનાથજીથી જ સિદ્ધ થઈને એવાં ચિત્રજી અત્ર આવી શકે.

**ગોકુલકુમારિકા**—બા, જે ચિત્રકાર શ્રીનાથજીની શ્રીધ્વજાજીની નીચે આવાં સરસ ચિત્રજી સિદ્ધ કરી શકે અને તે જ ચિત્રકારથી તેવાં ચિત્રજી અન્યત્ર સિદ્ધ ન થઈ શકે એ પણ એક પ્રકારનું નિસ્સાધનતાસૂચક પ્રમેયબલ જ.

**કમલા**—બહેન, તારું કથન અક્ષરશઃ સત્ય છે.

**ગોકુલકુમારિકા**—બા, પવિત્રૈકાદશીના મહામહોત્સવનો પ્રસંગ પછી કરીશું, થોડીક વાર મને આ ચિત્રજીનાં એક ચિત્તથી દર્શન જ કરવા દે.

**કમલા**—બહેન, ભલે તેમ કર.

**ગોકુલકુમારિકા**—બા કેસરિ વસ્ત્રની માથાવટીથી દેવકીકાકી આવતાં હોય એમ અનુમાન થાય છે, ખરે એમ જ. પરન્તુ એમનું મુખ કાંઇક શોકમય વૃત્તિથી કિર્મીરિત લાગે છે, આ ચિત્રજીનાં આનન્દપ્રદ દર્શનથી એમનો પણ શોક શ્રીઠાકુરજીની કૃપાથી નિવૃત્ત થઈ જશે.

**કમલા**—દેવકીબહેન, જય શ્રીકૃષ્ણ, આજે તો કાંઇ પ્રાતઃકાલમાં જ દર્શન આપવાની કૃપા કરી! લો, આ આસન.

**ગોકુલકુમારિકા**—જય શ્રીકૃષ્ણ, કાકી, આ ચિત્રજી કેવાં સુન્દર છે? દર્શન તો કરો.

**દેવકી**—જય શ્રીકૃષ્ણ.

**કમલા**—દેવકીબહેન, આટલો બધો નિઃશ્વાસ શાથી?

**દેવકી**—કમલાબહેન, આજે મહામહોત્સવને દિવસે પ્રાતઃકાલમાં જ આ આપદ્ આવી પડી!

**કમલા**—દેવકીબહેન, નિશ્ચિન્ત થાઓ, શાન્તિથી કહો.

**ગોકુલકુમારિકા**—આ, હવે પ્રસંગનું અનુસન્ધાન કર.

**કમલા**—બ્હેન, ત્યાં શ્રીનાથજીની નિત્ય સ્થિતિને લીધે શ્રીગિરિરાજજીની સઘન કન્દરા શ્રીગુસાંઇજીને અત્યન્ત પ્રિય.

**ગોકુલકુમારિકા**—આ, પરસ્પર સ્નેહનો એવો જ ધર્મ છે.

**કમલા**—બ્હેન, શ્રીગુસાંઇજીએ શ્રીગિરિરાજજીની સઘન કન્દરામાં નિત્યલીલામાં સ્થિતિ કરવાનો વિનિશ્ચય કર્યો.

**ગોકુલકુમારિકા**—આ, શ્રીપ્રભુચરણના સુદૃઢ વિનિશ્ચયને કોણ અન્યથા કરી શકે ?

**કમલા**—બ્હેન, નિત્યલીલામાં પધારતાં એક ઉત્તરીય વસ્ત્ર શ્રીગુસાંઇજીએ કન્દરાના મુખસમીપ રાખ્યું, અને શ્રીમહાપ્રભુજીવત્ શ્રીગુસાંઇજીએ પણ શ્રીગિરિરાજજીની સઘન કન્દરામાં અવિચલ સ્થિતિ આદરી લીધી ! રુદન કરતા શ્રીગિરિધરજીએ તે ઉત્તરીય વસ્ત્રને જ વૈશ્વાનરસંસ્કાર કર્યો અને સર્વ સેવકોનું પણ યથાકાલ સમાધાન કર્યું.

**ગોકુલકુમારિકા**—નિરન્તર શ્રીયમુનાષ્ટકના પાઠમાત્રથી આધુનિકને લીલોપયોગિ તનુનવત્વ સિદ્ધ થઈ જાય અને નિત્યલીલામાં પ્રવેશ પ્રાપ્ત થઈ જાય તો શ્રીમહાપ્રભુજી—શ્રીગુસાંઇજીના સતનુ નિત્યલીલાપ્રવેશમાં શંકાનો લેશ પણ અવકાશ રહેતો જ નથી.

**કમલા**—બ્હેન, એટલું જ નહિ પરન્તુ અદ્યાવધિ બાલકોના આસુરવ્યામોહસમયે તેમના અંગુષ્ઠમાંથી પ્રાદુર્ભવતા વૈશ્વાનરથી જ અન્તિમ સંસ્કાર કરવામાં આવે છે તેથી પણ તેમનો સનાતન વૈશ્વાનરીય અંગાંગિભાવ સમ્બન્ધ સિદ્ધ થઈ શકે છે.

**ગોકુલકુમારિકા**—આ, વલી, આપણો સમ્પ્રદાય પણ મહામંગલસ્વરૂપ, તેથી પણ નિત્યલીલામાં અવિચલ વિરાજમાન સ્વરૂપનો અમંગલ આસુરવ્યામોહ ન જ મનાય, પરન્તુ તેમના દ્વારા અદ્યાપિ શ્રીમહાપ્રભુજી જ આપણને અષ્ટાક્ષરપચાક્ષર ઉપદેશે છે તેથી તેમનો મહામંગલ જન્મદિન જ અનિવાર્ય મનાય એ સુસંશ્લિષ્ટ છે. તેમના જાતકર્મ ઉપનયન વિવાહાદિના પણ દિન આ જ પ્રકારે અનિવાર્ય મનાતા હશે ?

**કમલા**—ના, બ્હેન. જે વર્ષે તે તે સંસ્કાર થાય તે વર્ષે તેમના આનન્દમાં જેટલી ભાવાત્મતા તેટલો ભાવાત્મક જ અંશ આપણને ગ્રાહ્ય છે, તેથી પ્રતિવર્ષ તે આનન્દની આવૃત્તિ કરવામા આવતી નથી.

**ગોકુલકુમારિકા**—આ, 'ભાવાત્મક જ અંશ ગ્રાહ્ય' એટલા વિભાગનું કાંઇક વિશેષ સ્પષ્ટીકરણ થાય તો સારું.

**કમલા**—બ્હેન, પુષ્ટિમાર્ગમાં સમ્બન્ધ જ સર્વસ્વ છે, સમ્બન્ધ જ સાધન અને સમ્બન્ધ જ ફલ. આ સમ્બન્ધ દ્વિવિધ છે, દૈહિક અને ભાવાત્મક. શ્રીઠાકુરજીનો શ્રીનન્દરાયજી—શ્રીયશોદાજી સહ સમ્બન્ધ દૈહિક કહેવાય છે, અને શ્રીગોપીજન સહ તેમનો સમ્બન્ધ ભાવાત્મક કહેવાય છે. શ્રીમદ્વલ્લભાધીશ્વરનો પણ બિન્દુસૃષ્ટ્યુત્પન્ન વંશ્ય સહ જે સમ્બન્ધ તે દૈહિક સમ્બન્ધ છે, અને નાદસૃષ્ટ્યુત્પન્ન વૈષ્ણવ સહ જે સમ્બન્ધ તે ભાવાત્મક સમ્બન્ધ છે. શ્રીમહાપ્રભુજી બિન્દુસૃષ્ટિદ્વારા નાદસૃષ્ટિસ્થ વૈષ્ણવનો સમુદ્ધાર કરે છે તે કોઇ પણ પ્રકારના દૈહિક સમ્બન્ધથી નહિ, પરન્તુ કેવલ ભાવાત્મક જ સમ્બન્ધથી. શ્રીમદ્વલ્લભાધીશ્વરના વંશ્ય સહ વર્તનમાં દૈહિક અને ભાવાત્મક સમ્બન્ધનો વિવેક

સુરક્ષણીય છે. વસ્તુતઃ આપણો નિત્ય ભાવાત્મક સમ્બન્ધ શ્રીમદ્વલ્લભાધીશ્વર સહ જ છે, તથાપિ તેમના વિમલ વંશ્ય પણ તેમનું જ શ્રીઅંગ છે, તેથી તેમના પ્રતિ પણ દૈહિક સમ્બન્ધથી અત્યન્ત વિલક્ષણ કેવલ ભાવાત્મક જ સમ્બન્ધ સંરક્ષણીય છે.

**ગોકુલકુમારિકા**—આ, દૈહિક સમ્બન્ધથી સમ્ભવતા અનાચારનો આ વિવેકને લીધે સ્વપ્ને પણ સમ્ભવ નથી, તેથી ભાવાત્મક સમ્બન્ધની સનાતન ઉજ્જ્વલતા વિલસી રહે છે. શ્રીમહાપ્રભુજી કૃપા કરીને આ પ્રકારના વિશુદ્ધ ભાવાત્મક સમ્બન્ધની જ નિરન્તર સ્ફૂર્તિ કરે એમ વૈષ્ણવગણની આન્તર આકાંક્ષા હોવી જ જોઇએ. આ, આ ચિત્રજી કયા પ્રસંગનાં છે?

**કમલા**—બ્હેન, આજે સનાતન પુષ્ટિમાર્ગના જન્મદિવસનો મહામહોત્સવ છે, તેથી 'પવિત્રૈકાદશી'ની કાંઇક ભાવના કરવાના વિચારથી ભરૂચવાલા મોહનભાઈ શેઠે આપેલાં આ ચિત્રજી લાવી છું.

**ગોકુલકુમારિકા**—આ, આ ચિત્રજી હૃદયવેધક છે, એવાં ચિત્રજી અત્ર પણ મલતાં હશે?

**કમલા**—બ્હેન, એવાં ચિત્રજી શ્રીનાથજીમાં જ સિદ્ધ થાય છે. શ્રીનાથજીની શ્રીધ્વજાજીની નીચે જ તત્રત્ય ચિત્રકાર જેવા સરસ ચિત્રજી સિદ્ધ કરી શકે છે, તેવાં ચિત્રજી તે જ ચિત્રકારથી પણ અન્યત્ર સિદ્ધ થઈ શકતા નથી' શ્રીનાથજીથી જ સિદ્ધ થઈને એવાં ચિત્રજી અત્ર આવી શકે.

**ગોકુલકુમારિકા**—આ, જે ચિત્રકાર શ્રીનાથજીની શ્રીધ્વજાજીની નીચે આવાં સરસ ચિત્રજી સિદ્ધ કરી શકે અને તે જ ચિત્રકારથી તેવાં ચિત્રજી અન્યત્ર સિદ્ધ ન થઈ શકે એ પણ એક પ્રકારનું નિસ્સાધનતાસૂચક પ્રમેયબલ જ.

**કમલા**—બ્હેન, તારું કથન અક્ષરશઃ સત્ય છે.

**ગોકુલકુમારિકા**—આ, પવિત્રૈકાદશીના મહામહોત્સવનો પ્રસંગ પછી કરીશું, થોડીક વાર મને આ ચિત્રજીના એક ચિત્તથી દર્શન જ કરવા દે.

**કમલા**—બ્હેન, ભલે તેમ કર.

**ગોકુલકુમારિકા**—આ કેસરિ વસ્ત્રની સાથાવટીથી દેવકીકાકી આવતાં હોય એમ અનુમાન થાય છે, ખરે એમ જ. પરન્તુ એમનું મુખ કાંઇક શોકમય વૃત્તિથી કિર્માંરિત લાગે છે, આ ચિત્રજીનાં આનન્દપ્રદ દર્શનથી એમનો પણ શોક શ્રીઠાકુરજીની કૃપાથી નિવૃત્ત થઈ જશે.

**કમલા**—દેવકીબ્હેન, જય શ્રીકૃષ્ણ, આજે તો કાંઇ પ્રાતઃકાલમાં જ દર્શન આપવાની કૃપા કરી! લો આ આસન.

**ગોકુલકુમારિકા**—જય શ્રીકૃષ્ણ, કાકી, આ ચિત્રજી કેવાં સુન્દર છે? દર્શન તો કરો.

**દેવકી**—જય શ્રીકૃષ્ણ.

**કમલા**—દેવકીબ્હેન, આટલો બધો નિઃશ્વાસ શાથી?

**દેવકી**—કમલાબ્હેન, આજે મહામહોત્સવને દિવસે પ્રાતઃકાલમાં જ આ આપદ આવી પડી!

**કમલા**—દેવકીબ્હેન, નિશ્ચિન્ત થાઓ. શાન્તિથી કહો.

**દેવકી**—કમલાબ્હેન, રાજનગરથી ચર્પણીનામનાં એક વૈશ્ય વિધવા સ્ત્રી અત્ર આવેલાં છે, તેમણે શ્વેત વસ્ત્રદ્વય અને કંચુકીનું પરિધાન કરેલું છે, સર્વ શ્યામલ અંગમાં ચિતા-ભસ્મનો લેપ કરેલો છે, કણ્ઠશ્રોત્રાદિમાં રુદ્રાક્ષનાં આભરણ ધર્યાં છે, એક હસ્તમાં ગ્રન્થની ગ્રન્થિકા અને અપરમાં અક્ષમાલા ધારણ કરી છે. વૈધવ્યથી પછી દ્વાદશવર્ષ-પર્યન્ત કાશીમાં સ્થિતિ કરીને પદ્ શાસ્ત્રનું કોઇક દણ્ડી સંન્યાસી પાસે અધ્યયન કર્યું કહે છે. અત્ર એમનો નિવાસ બહુચરામાતામાં છે. એમના અધ્યયનનો લાભ આપ-વાના ઉદ્દેશથી આપણા શ્રીબાલકૃષ્ણલાલજીના મન્દિરની અને વિશેષતઃ આપના આ નિવાસસ્થલની જ સમ્મુખ વૃદ્ધનગરસ્થ નાગર વણિગ્જનની વાટિકામાં એકાદબે દિવસમાં 'સનાતન ધર્મ' એ વિષય ઉપર તેમના ભાષણની વ્યવસ્થા વિઠ્ઠલગોર કરી આપનાર છે. એમના ભાષણના સભાધિપતિનું નામ અદ્યાપિ કર્ણગોચર થયું નથી. જન્મથી આપણા જ સમ્પ્રદાયનાં હોવાથી આ સમ્પ્રદાયનું પણ કાંઇ શ્રેય જીવથી સિદ્ધ થઇ શકે એમ હોય તો તદર્થે પણ પ્રયાસમા કાંઇક કાલનો ભોગ કરવો એમ એમના વ્યાપક મન્તવ્યનો એકદેશ હોવાથી આજે પ્રાતઃકાલમાં જ તે આપણા મન્દિરમાં ઉપસ્થિત થયાં. એમના સર્વ વૃત્તનું દ્વિધા ચિત્તે યથાતથા શ્રવણ કરીને આપની સમ્મતિ વિના કોઇ પણ પ્રકારે સહાનુભૂતિ અશક્ય માનીને તેમને આપનો પરિચય કરાવવો ઉચિત ધાર્યો. ચિતાભસ્મરુદ્રાક્ષવતીના સ્પર્શથી સચૈલ સ્નાન પ્રાપ્ત થાય તેથી હું ત્વરાથી અત્ર આવી, અને આત્મજ્ઞાનમાં શ્રદ્ધા હોવાથી પ્રકૃતિસ્વાસ્થ્ય અને શરીરજાડ્યને લીધે શાન્ત વૃત્તિથી ચર્પણીબાઇ પાછલ આવે છે.

**ગોકુલકુમારિકા**—દેવકીકાકી, એ તો આવ્યાં મારાં ચર્પણીમાસી !

**કમલા**—દેવકીબ્હેન, એ તો અમારાં સુપરિચિત જ છે, આપને બહુ શ્રમ થયો છે. આપ-ની સુકુમાર અંગયષ્ટિ કમ્પે છે, નિશ્ચિન્ત થાઓ, અન્તઃકરણમાં શ્રીનવરત્ન ગ્રન્થની ભાવના કરો. પ્રભુ સર્વ સારું જ કરશે. **भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ।** ગોકુલકુમારિકા, તું 'કલેઉ'નું પદ ગા, ચર્પણીબાઇનો આસનાદિ સત્કાર હું કરી લઇશ.

**ગોકુલકુમારિકા**— राग विभास.

> तात नन्द अरु मात जसोदा श्रीवल्लभगृह वहोत हि भावे ।
> अष्ट पंचके महामन्त्रसों अविचल रसमय भाव वढावे ॥ १ ॥
> लौकिक वैदिक कपट जूठ तज प्रेम आसक्ति व्यसन मुहावे ।
> भाव सर्वात्म दान अनन्यता पुष्टि महारस सुख मकदावे ॥ २ ॥
> माखन मिसरी अरु दधि रोटी नव नव मंगल भोग लगावे ।
> श्रीवल्लभके निज जन नित प्रति तन मन धनसों लाड लडावे ॥ ३ ॥

**કમલા**—આવો આવો, ચર્પણીબ્હેન, આ આસનનો સુપરિગ્રહ કરો. *विराजो विराजो विराज ।*

**ચર્પણી**—અહો, આ તો નીકળ્યાં કમલાબ્હેન ! જય જય ! કમલાબ્હેન, આપ અત્ર ક્યાંથી ?

# ॥ प्राप्तपूर्वमीमांसाभाष्यविभागार्थः ॥

## तत्रादौ कारिकार्थः ॥

**उभय मीमांसापर श्रीमद्वल्लभाधीश्वरनां भाष्य.**

વેદના બે કાણ્ડ છે, પૂર્વ અને ઉત્તર. પૂર્વ કાણ્ડના અર્થમાં તે સન્દેહ થાય, તેની નિવૃત્તિ જૈમિનિકૃત પૂર્વમીમાંસાથી અને ઉત્તર કાણ્ડના અર્થમાં જે સંશય ઉદ્ભવે તેનો પરિહાર શ્રીવેદવ્યાસની ઉત્તર મીમાંસાથી થાય છે. આ પ્રકારે જૈમિનિની પૂર્વમીમાંસા અને તદ્ગુરુ શ્રીવેદવ્યાસની ઉત્તરમીમાંસા એ ઉભયે મીમાંસાગ્રન્થ કાણ્ડદ્વયાત્મક સમસ્ત વેદના સન્દેહનું નિવારણ કરવામાં ઉપયુક્ત છે. શ્રીવેદવ્યાસની ઉત્તરમીમાંસાનાં જેમ અનેક વ્યાખ્યાન પ્રચલિત છે તેમ જૈમિનિની પૂર્વમીમાંસાનાં પણ શાબરાદિ અનેક વ્યાખ્યાન પ્રચલિત છે. ઉત્તરમીમાંસાની ઉપર શ્રીમદ્વલ્લભાધીશ્વરનાં શ્રીમદ્ભાષ્ય અને અણુભાષ્ય એમ બે ભાષ્ય સિદ્ધ છે, જેમાં અણુભાષ્ય તો સુપ્રસિદ્ધ જ છે અને શ્રીમદ્ભાષ્ય વા બૃહદ્ભાષ્યનો પણ કાંઇક વિભાગ પુષ્ટિભક્તિસુધામાં પ્રથમ વાર જ મુદ્રિત થયો છે. વ્યાસશિષ્યજૈમિનિકૃત પૂર્વમીમાંસાનું પણ ભાષ્ય શ્રીમદ્વલ્લભાધીશ્વરે તો સુવિનિશ્ચિત સિદ્ધ કરેલું જ, તથાપિ આપણા હીન ભાગ્યથી તે સમ્પૂર્ણ ભાષ્યની પ્રાપ્તિ અદ્યાવધિ થઈ નથી. પૂર્વમીમાંસાના દ્વાદશાધ્યાય અને સંકર્ષણકાણ્ડના પણ ચાર અધ્યાય મલીને ષોડશ અધ્યાયના ભાષ્યમાંથી બૃહત્સ્તોત્રસરિત્સાગરના દ્વિતીય વિભાગમાં મુદ્રિત પૂર્વમીમાંસાકારિકા અને દ્વિતીયાધ્યાયના પ્રથમ ભાવાર્થચરણનું ભાષ્ય એટલો જ ભાષ્યવિભાગ ઉપલબ્ધ થયો છે.

**તેમનું મુદ્રણ.**

જેમ બ્રહ્મસૂત્રનું પ્રથમ સૂત્ર **अथातो ब्रह्मजिज्ञासा** છે તેમ પૂર્વમીમાંસાનું પ્રથમ સૂત્ર **अथातो धर्मजिज्ञासा** છે, ઉભયે મીમાંસામાં **अथ अतः** અને **जिज्ञासा** એ પ્રથમસૂત્રીય પદત્રય એક જ છે. આ **अथातो धर्मजिज्ञासा** સૂત્રમાત્રના જ નિજ સુવિસ્તૃત ભાષ્યવિભાગમાં જે સિદ્ધાન્તનું પ્રતિપાદન ઇષ્ટ છે તેનો જ સંક્ષેપ શ્રીમદાચાર્યચરણે કારિકાગ્રન્થમાં પ્રથમ કર્યો છે, સકલ ભાષ્યમાં તો એવી સહસ્રાવધિ કારિકા હશે. પૂર્વમીમાંસાકારિકાને નામે મુદ્રિત કારિકામાં તો વસ્તુતઃ પ્રથમ જ સૂત્રના અર્થનો સન્દોહ છે, અને તેથી ભાષ્યગત આ કારિકાના વિવરણકાર શ્રીપુરુષોત્તમજી આ કારિકાને 'ધર્મજીજ્ઞાસાસૂત્રાર્થનિર્ણાયક' સંજ્ઞા અર્પે છે તે અત્યન્ત શાસ્ત્રીય છે. પૂર્વોક્તવિવરણયુક્ત આ કારિકાગ્રંથ[1] મારા પિતૃચરણે પ્રથમ જ વાર વર્ષદ્વયપાક્ પુ.ભ.સુધામાં મુદ્રિત કર્યો છે. દ્વિતીયાધ્યાયના પ્રથમ ભાવાર્થચરણના ભાષ્યવિભાગના વિવરણકાર શ્રીયદુનાથજી[2] શ્રીપુરુષોત્તમજીના પિતામહ થાય. પ્રચલત્ જ વર્ષના અંકોમાં આ ભાષ્યવિભાગ અને વિવરણ પણ મુદ્રિત થાય છે.

---

૧. આ અંક પાસે રાખવાથી સંસ્કૃતભાષાજ્ઞ વાચકને આનન્દ થશે.

૨. કાશીમાં મુદ્રિત શ્રીમદણુભાષ્યના પ્રકાશમાં ૧૦૯ મે પત્રે 'इदं यथा तथा भावार्थाधिकरणभाष्ये व्युत्पादितमाचार्यचरणैः मयापि तद्विवरणे निपुणतरं प्रपंचितम्'થી સ્પષ્ટ થઈ રહે છે કે નિજ પિતામહના નામથી શ્રીપુરુષોત્તમજીએ જ આ વિવરણગ્રન્થ પણ કર્યો.

**દેવકી**—કમલાબ્હેન, રાજનગરથી ચર્પણીનામનાં એક વૈશ્ય વિધવા સ્ત્રી અત્ર આવેલાં છે, તેમણે શ્વેત વસ્ત્રદ્વય અને કચુકીનું પરિધાન કરેલું છે, સર્વ શ્યામલ અંગમાં ચિતાભસ્મનો લેપ કરેલો છે, કણ્ઠશ્રોત્રાદિમા રુદ્રાક્ષના આભરણ ધર્યાં છે, એક હસ્તમાં ગ્રન્થની ગ્રન્થિકા અને અપરમા અક્ષમાલા ધારણ કરી છે. વૈધવ્યથી પછી દ્વાદશવર્ષપર્યન્ત કાશીમાં સ્થિતિ કરીને પટ્ શાસ્ત્રનું કોઇક દણ્ડી સંન્યાસી પાસે અધ્યયન કર્યું કહે છે. અત્ર એમનો નિવાસ બહુચરામાતામા છે. એમના અધ્યયનનો લાભ આપવાના ઉદ્દેશથી આપણા શ્રીબાલકૃષ્ણલાલજીના મન્દિરની અને વિશેષતઃ આપના આ નિવાસસ્થલની જ સમ્મુખ વૃદ્ધનગરસ્થ નાગર વણિગ્જનની વાટિકામાં એકાદએ દિવસમાં 'સનાતન ધર્મ' એ વિષય ઉપર તેમના ભાપણની વ્યવસ્થા વિઠ્ઠલગોર કરી આપનાર છે. એમના ભાપણના સભાધિપતિનુ નામ અદ્યાપિ કર્ણગોચર થયું નથી. જન્મથી આપણા જ સમ્પ્રદાયના હોવાથી આ સમ્પ્રદાયનું પણ કાંઇ શ્રેય જીવથી સિદ્ધ થઇ શકે એમ હોય તો તદર્થે પણ પ્રયાસમા કાંઇક કાલનો ભોગ કરવો એમ એમના વ્યાપક મન્તવ્યનો એકદેશ હોવાથી આજે પ્રાતઃકાલમાં જ તે આપણા મન્દિરમાં ઉપસ્થિત થયાં. એમના સર્વ વૃત્તનું દ્વિધા ચિત્તે યથાતથા શ્રવણ કરીને આપની સમ્મતિ વિના કોઇ પણ પ્રકારે સહાનુભૂતિ અશક્ય માંનીને તેમને આપનો પરિચય કરાવવો ઉચિત ધાર્યો. ચિતાભસ્મરુદ્રાક્ષવતીના સ્પર્શથી સચૈલ સ્નાન પ્રાપ્ત થાય તેથી હુ ત્વરાથી અત્ર આવી, અને આત્મજ્ઞાનમાં શ્રદ્ધા હોવાથી પ્રકૃતિસ્વાસ્થ્ય અને શરીરજાડ્યને લીધે શાન્ત વૃત્તિથી ચર્પણીબાઇ પાછલ આવે છે.

**ગોકુલકુમારિકા**—દેવકીકાકી, એ તો આવ્યાં મારાં ચર્પણમાસી !

**કમલા**—દેવકીબ્હેન, એ તો અમારાં સુપરિચિત જ છે, આપને બહુ શ્રમ થયો છે. આપની સુકુમાર અંગયષ્ટિ કમ્પે છે, નિશ્ચિન્ત થાઓ, અન્તઃકરણમાં શ્રીનવરત્ન ગ્રન્થની ભાવના કરો. પ્રભુ સર્વ સારું જ કરશે. **भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ।** ગોકુલકુમારિકા, તું 'કલેઉ'નું પદ ગા, ચર્પણીબાઇના આસનાદિ સત્કાર હું કરી લઇશ.

**ગોકુલકુમારિકા**— **राग विभास.**

**तात नन्द अरु मात जसोदा श्रीवल्लभगृह वहोत हि भावे ।**
**अष्ट पंचके महामन्त्रसों अविचल रसमय भाव बढावे ॥ १ ॥**
**लौकिक वैदिक कपट जूठ तज प्रेम आसक्ति व्यसन सुहावे ।**
**भाव सर्वात्म दान अनन्यता पुष्टि महारस सुख प्रकटावे ॥ २ ॥**
**माखन मिसरी अरु दधि रोटी नव नव मंगल भोग लगावे ।**
**श्रीवल्लभके निज जन नित प्रति तन मन धनसों लाड लडावे ॥ ३ ॥**

**કમલા**—આવો આવો, ચર્પણીબ્હેન, આ આસનનો સુપરિગ્રહ કરો. વિરાગે વિરાગે વિરાગઃ ।

**ચર્પણી**—અહો, આ તો નીકળ્યાં કમલાબ્હેન ! જય જય ! કમલાબ્હેન, આપ અત્ર ક્યાંથી ?

નથી પરન્તુ મોક્ષ છે, કારણ કે (૧) તે ઉત્તમ વર્ણી બ્રાહ્મણનું નિયત ફલ છે, (૨) અસ્પૃશ્ય સત્ શૂદ્ર પણ સેવાધર્મથી ત્રિવર્ગને ન આકાંક્ષતાં મોક્ષને આકાંક્ષે છે, (૩) ક્ષત્રિયાદિ પણ નિજ અર્થકામરૂપ ફલમાં પરિનિષ્ઠિત ન થઈ જતાં મોક્ષસમર્પક બ્રાહ્મણદેહને જ વાંછે છે, અને (૪) **स्वर्गकामो यजेत** ઇત્યાદિ શ્રુતિનો પણ મહાવાક્યના અનુરોધે અર્થ કરવામાં આવે તો યજ્ઞ પણ કામમય પુરુષની ચિત્તશુદ્ધિદ્વારા લૌકિક ત્રિવર્ગ શોધીને બ્રહ્માનન્દરૂપ મોક્ષસ્વરૂપે જ પરિણમે છે. નિસ્સમ્બોધ નિરાનન્દ મોક્ષ તો શ્રુતિમાં કોઈ પણ સ્થલે સિદ્ધ નથી, સુખની પણ પરા કાષ્ઠા બ્રહ્માનન્દ જ વૈદિક ધર્મનું મુખ્ય ફલ છે, જનકાદિ ઉત્તમ અધિકારી પણ ધર્મવડે જ નિત્ય બ્રહ્માનન્દને આકાંક્ષે છે, હીન અધિકારી જ્ઞાનશૂન્ય અભિમાની પુરુષે તો પુષ્કલ જ કર્મ કરવાનાં છે, તેથી સકામ અને નિષ્કામ દ્વિજમાત્રનો સ્વર્ગાન્ત જ નહિ પરન્તુ મોક્ષાન્ત વૈદિક ધર્મમાં અધિકાર છે, અને તેથી કર્મતત્ત્વજ્ઞ જૈમિનિ પ્રથમ સૂત્રમાં નિજ મીમાંસાના આરંભની પ્રતિજ્ઞા કરીને સુનિપુણતાથી અનુબન્ધચતુષ્ટયનું જ્ઞાન કરાવે છે, ઇત્યાદિ.

## अथातो धर्मजिज्ञासा १, १, १, १.

**सूत्रार्थ.** શ્રીવેદવ્યાસશિષ્ય જૈમિનિએ આરંભવાને આદરેલી પૂર્વમીમાંસાના પ્રથમ જ્ઞાનાધ્યાયનો વા પ્રમાણાધ્યાયના પ્રથમ તર્કચરણના પ્રથમ શાસ્ત્રાધિકરણનું આ પ્રથમ જિજ્ઞાસાસૂત્ર છે. આ પ્રતિજ્ઞાસૂત્રમાં **अथ अतः** અને **धर्मजिज्ञासा** એમ પદત્રય છે, જેનો અર્થ આ પ્રકારે છે.

**अथ**=આરંભાય છે.

**अतः**=એથી, ધર્મજ્ઞાનથી મોક્ષાન્ત મહત્ ફલ પ્રાપ્ત થાય છે એથી ધર્મજ્ઞાનાર્થે.

**धर्मजिज्ञासा**=ધર્મનો વિચાર, '**तानि धर्माणि प्रथमान्यासन्**' ઇત્યાદિ શ્રુતિ અને '**वेदप्रणिहितो धर्मः**' '**वेदोऽखिलो धर्ममूलम्**' ઇત્યાદિ સ્મૃતિમાં નિર્દિષ્ટ ધર્મનો ધર્મજ્ઞાનમાં ઇષ્ટ વિચાર.

**अथातो धर्मजिज्ञासा**=એથી ધર્મનો વિચાર આરંભાય છે, ધર્મજ્ઞાનથી મોક્ષાન્ત મહત્ ફલ પ્રાપ્ત થાય છે એથી ધર્મજ્ઞાનાર્થે, શ્રુતિસ્મૃતિમાં નિર્દિષ્ટ ધર્મનો ધર્મજ્ઞાનમાં ઇષ્ટ વિચાર આરંભાય છે.

**अवतरणिका.** આવા કોઈક સરલતમ અર્થવત્ પ્રતિજ્ઞાસૂત્રથી પ્રારંભાતી જૈમિનિમુનિની પૂર્વમીમાંસાનું ભાષ્ય કરવાને અને તે ભાષ્યમાં જિજ્ઞાસાસૂત્રનો અર્થ વિસ્તારપૂર્વક પ્રતિપાદન કરવાને ઇચ્છતા શ્રીમાન્ ભાષ્યકાર શ્રીમદ્વલ્લભાધીશ્વર તે સુવિસ્તૃત પ્રતિપાદન કરવાને ઇષ્ટ પ્રથમ સૂત્રનો અર્થ કારિકાગ્રન્થમાં આ પ્રકારે પ્રથમ સંગ્રહે છે.

**लौकिको वैदिकश्चैव मार्गो नित्यो द्विधा मतः ।**
**प्रवाहेण स्वरूपेण नित्यत्वं च तयोः क्रमात् ॥ १ ॥**
**अर्थः प्रधानं लोके हि शब्दोऽन्यस्मिन्निति स्थितिः ॥ १½ ॥**

**લૌકિક અને વૈદિક માર્ગનો સ્વરૂપભેદ અને પ્રધાનભેદ.**

પ્રેક્ષાવાન્ દ્વિજની પ્રવૃત્તિની સિદ્ધિને અર્થે શાસ્ત્રાધિકરણોક્ત ધર્મજીજ્ઞાસાનું અનુબન્ધચતુષ્ટય (અધિકારી વિષય સમ્બન્ધ અને પ્રયોજન) અને તે અનુબન્ધચતુષ્ટયદ્વારા પૂર્વમીમાંસાની આવશ્યકતાનું પ્રતિપાદન આ પ્રથમ પ્રતિજ્ઞાસૂત્રમાં કરવાનું છે. આ **મીમાંસામાં** વૈદિકમાર્ગનો નિર્ણય કરવાનો છે, તે કાંઇ લોકરીતિએ સિદ્ધ થઈ શકતો નથી. લૌકિક અને વૈદિક ઉભયે **માર્ગ** ભિન્ન છે. ફલપ્રાપ્તિનાં સાધનની પરમ્પરા તે **માર્ગ.** લૌકિક માર્ગમાં લૌકિક ફલની પ્રાપ્તિનાં સાધનની અને વૈદિક માર્ગમાં વૈદિક ફલની પ્રાપ્તિનાં સાધનની પરમ્પરા સિદ્ધ છે. લૌકિક માર્ગ પણ યદ્યપિ નિત્ય છે, તથાપિ તે સ્વરૂપે કરીને નિત્ય નથી, પરન્તુ કેવલ **પ્રવાહે કરીને** જ **નિત્ય** છે અને વૈદિક માર્ગ તો **સ્વરૂપે કરીને** પણ **નિત્ય** છે. લૌકિક માર્ગની પ્રવાહનિત્યતા અને વૈદિક માર્ગની સ્વરૂપનિત્યતા હોવાથી પ્રવાહનિત્ય લૌકિક માર્ગથી સ્વરૂપનિત્ય વૈદિક માર્ગ ભિન્ન છે એટલું જ નહિ પરન્તુ લૌકિક માર્ગમાં **અર્થ પ્રધાન** અને વૈદિક માર્ગમાં તો **શબ્દ પ્રધાન** એવી **સ્થિતિ**—મર્યાદા—છે, તેથી પણ ઉભયે માર્ગ ભિન્ન છે. લૌકિક માર્ગ પ્રવાહનિત્ય અને અર્થપ્રધાન છે, અને વૈદિક માર્ગ તો સ્વરૂપનિત્ય અને શબ્દપ્રધાન છે, તેથી પ્રવાહનિત્ય અર્થપ્રધાન લૌકિકમાર્ગની રીતિએ સ્વરૂપનિત્ય શબ્દપ્રધાન વૈદિક માર્ગનો નિર્ણય થઈ શકે નહિ.[1]

**जलाग्न्योरिव संरक्षा तयोः कार्या मनीषिभिः ॥ २ ॥**

**[2]लोको जलं द्वितीयस्तु दहनो वैरिणौ मिथः ।**

**लोकदृष्ट्या यदा वेदः स्पृश्यते नाशमेति हि ॥ ३ ॥**

**લૌકિક અને વૈદિક માર્ગનું પરસ્પર વૈરિત્વ.**

સ્વરૂપભેદે અને પ્રધાનભેદે કરીને[3] ભિન્ન હોવાથી વૈદિક માર્ગનો નિર્ણય લૌકિક રીતિએ ન થઈ શકે એટલું જ નહિ પરન્તુ એ ઉભયે માર્ગ પરસ્પર વિરુદ્ધ છે, તેથી પણ લૌકિક રીતિએ વૈદિક નિર્ણય ન થઈ શકે. લોક જલ છે, વેદ **અગ્નિ** છે, તે ઉભય પરસ્પર **વૈરી**—વિરુદ્ધ—છે, તેથી **મનીષીએ—બુદ્ધિમાને—જલાગ્નિવત્ તેમની સંરક્ષા કરવી.** યદ્યપિ જલ જન્ય કાર્ય છે ,અને અગ્નિ તેનું જનક કારણ છે, જલને અને અગ્નિને કાર્યકારણસમ્બન્ધ છે, તથાપિ તેઓના નિર્બલ કાર્યકારણસમ્બન્ધથી પણ નાશ્યનાશકત્વરૂપ પરસ્પર વિરોધિત્વ પ્રબલ હોવાથી અગ્નિરૂપ વેદનું તદ્વિરુદ્ધ જલરૂપ

---

1 લૌકિક=પ્રવાહ, વૈદિક=મર્યાદા, પ્રવાહ મર્યાદા અને પુષ્ટિ એ ત્રણે માર્ગની પૃથક્તા સિદ્ધ કરવાને પુષ્ટિપ્રવાહમર્યાદાનામના પ્રકરણગ્રન્થમાં **શ્રીમદાચાર્યચરણે** આ સર્વનું સ્મરણ કરાવ્યું છે. ભક્તિમાર્ગના ઉત્કૃષ્ટોત્કૃષ્ટત્વાર્થ ગીતાતાત્પર્યમા **શ્રી**પ્રભુચરણે તો લૌકિક અને વૈદિક ઉભયે જ માર્ગને ભક્તિમાર્ગીય નિર્ણયમા અત્યન્ત અનુપયુક્ત માન્યા છે એ સહૃદયતા કાંઈક આદ્રીષ્ટ બાન્ધવાનેજ અર્થે છે

૨. લોકેથી લોકો પાઠ ઉચિતતર છે, કારણકે તેથી વૈરિણૌનુ સામાનાધિકરણ્ય રહાય છે

૩. એકની પ્રવાહનિત્યતા અને અન્યની સ્વરૂપનિત્યતા એ સ્વરૂપભેદ, એકમા અર્થ પ્રધાન અને અન્યમાં શબ્દ પ્રધાન એ પ્રધાનભેદ

લોકથી મનીષીએ સંરક્ષણ કરવું, વેદનો નિર્ણય તદ્વિરુદ્ધ લોકરીતિએ જ ન કરવો. જો લોકદૃષ્ટિએ વેદનો સ્પર્શ—વેદનું ગ્રહણ—થાય તો વેદનો નાશ થાય એ નિશ્ચય. અગ્નિરૂપ વેદમાં જલરૂપ લોકનો સ્પર્શનામનો સંયોગરૂપ વ્યાપાર[1] થાય તો વેદના નિર્ણયને સ્થાને વેદનાશરૂપ અનિષ્ટ પરિણામ પ્રાપ્ત થાય. સ્વરૂપનિત્ય વેદનો વળી નાશ કેવો ? આ શંકા પણ ન કરવી. સ્વરૂપનિત્ય વેદનો પણ ત્રણ પ્રકારે નાશ થાય છે. વૈદિક નિર્ણયમાં લૌકિક રીતિનો વ્યાપાર આદરવામાં આવે તો (૧) વૈદિકવાક્ય લૌકિકતુલ્ય થઈ જાય, લૌકિકતુલ્ય માનેલા વૈદિક વાક્યના અર્થમાં અવિશ્વાસ થાય, અને તેથી અવિશ્વાસપાત્ર વૈદિકવાક્યમાં સ્વકાર્ય સમ્પાદન કરવાની પણ યોગ્યતા રહે નહિ, એટલું જ નહિ · પરન્તુ વેદમાં લોકરીતિનું મિશ્રણ થઈ જવાથી (૨) વેદનો વિપ્લવ થાય (૩) અને વેદમાં અમુક તો અયોગ્ય છે એમ અસંભાવનાની કલ્પના કરીને વેદનો સ્પષ્ટ અર્થ ત્યજીને વિપરીત સંભાવનાને લીધે અન્યથા જ અર્થ કલ્પાય. લૌકિક રીતિએ વૈદિકમાર્ગનો નિર્ણય કરવામાં આવે તો (૧) વૈદિક વાક્યમાં લૌકિકવાક્યતુલ્યતા સ્ફુરે, તેથી વેદના અર્થમાં અવિશ્વાસ થાય અને તેથી નિજ કાર્ય સમ્પાદન કરવાનું સામર્થ્ય વેદમા ન રહે, એટલું જ નહિ પરન્તુ (૨) વેદમાં વિપ્લવ થાય (૩) વેદમાં અમુક અયોગ્ય છે એમ કુતર્ક સ્ફુરે, અને તેથી વેદના મુખ્યાર્થને ત્યજીને અન્યથા અર્થની કલ્પના કરવી પડે, તેથી પ્રવાહનિત્ય અર્થપ્રધાન વેદવિરુદ્ધ લૌકિક રીતિએ વૈદિક માર્ગનો નિર્ણય સર્વથા મનીષીએ—વૈદિકોએ—ન જ કરવો.

लौकिकं सहसा वेदो न हि बाधितुमर्हति ।
यथा पात्रव्यवहितं वह्निना शुष्यते जलम् ॥ ४ ॥
तथाधिकारिचित्तस्थो लोको वेदेन शुष्यति ॥ ४½ ॥

**प्रथमपरिकररूप अधिकारीना आन्तर वासनात्मक लोकनो ज बाध.**

જલાગ્નિના સંયોગથી અગ્નિનાશરૂપ વિપરીત પરિણામ પ્રાપ્ત થાય છે તેમ વૈદિકમાર્ગના નિર્ણયમાં લૌકિક રીતિના મિશ્રણથી વેદનાશરૂપ વિપરીત ફલ પ્રાપ્ત થાય છે. વાસ્તવ ઉદ્દેશ તો એ છે કે અગ્નિરૂપ વૈદિક માર્ગને અવલમ્બીને જલરૂપ લૌકિક માર્ગનો જ બાધ કરવો. વૈદિક નિર્ણયમાં લોકમિશ્રણથી આ ઉદ્દેશનો જ ભંગ થઈ જાય છે, તેથી જલથી અગ્નિનો નાશ ન થવા દેતા અગ્નિ જલનું શોષણ કરે એવો કોઈક પ્રકાર આદરવો યુક્ત છે. અગ્નિ પણ સહસા તો જલને શોષતો નથી તેમ અગ્નિરૂપ વૈદિક માર્ગ પણ સહસા તો જલરૂપ લૌકિક માર્ગનો બાધ કરતો નથી, પરન્તુ પાત્રને વિષે વ્યવહિત જલ અગ્નિવડે શોષાય છે તેમ અધિકારીના ચિત્તને વિષે સ્થિત વાસનાત્મક લોક અગ્નિરૂપ વૈદિક માર્ગવડે શોષાય છે. લોક પણ પ્રવાહે કરીને નિત્ય છે તેથી તેનો બાહ્ય ભંગ સંભવતો નથી, પરન્તુ આન્તર જ ભંગ સંભવે છે. સ્વરૂપનિત્ય બાધક વેદ પણ પ્રવાહનિત્ય બાહ્ય લોકનો સહસા બાધ કરી શકતો નથી, પરન્તુ કેવલ આન્તર વાસનાત્મક લોકનો જ બાધ કરી શકે છે. અગ્નિરૂપ વેદ સહસા બાહ્ય લોકને શોષતો નથી અધિકારિચિત્તસ્થ આન્તર વાસનાત્મક લોકને જ શોષે છે, તેથી

[1]. આ પારિભાષિક શબ્દનું લક્ષણ પ્રસ્થાનરત્નાકરમાં કારણવિચારમાં આપતાં શ્રીપુરુષોત્તમજી આજ્ઞા કરે છે કે ‘ કારણવડે કાર્યની ઉત્પત્તિમાં મધ્યમાં જે અવશ્ય ઉપયોગ્ય તે વ્યાપાર. ’

અગ્નિકૃત જલશોષણમાં જેમ વ્યવધાનભૂત પાત્રની અપેક્ષા રહે છે તેમ વેદકૃત લોકબોધમાં પણ અધિકારીની અપેક્ષા રહે છે, તેથી લૌકિક માર્ગની રીતિથી અત્યન્ત નિરપેક્ષ વૈદિક માર્ગના નિર્ણયમાં પ્રથમ પરિકર અધિકારી છે.

धर्मार्थकाममोक्षाख्या वर्णिनां प्रातिलोमतः ॥ ५ ॥
नियताः पूर्वभावी तु पराङ्गं सति निश्चितम् ।
सतः शूद्रस्य नार्थाद्या मोक्षो हि ब्राह्मणे स्थितः ॥ ६ ॥
धर्मार्थकामैः साध्यः स नान्यथा ब्रह्मता भवेत् ।
सेवाधर्मस्तु शूद्रस्य नान्यो ह्युतरसाधकः ॥ ७ ॥
अर्थादिसाधको धर्मो वर्णिनामिति निश्चयः ।
तत्रापि वैदिको धर्मो मोक्षान्तो ब्राह्मणे स्थितः ॥ ८ ॥
मोक्षे[1] हि लौकिकः शुष्येदतो वेदस्य तत् फलम् ॥ ८½ ॥

**द्वितीयपरिकररूप फलनो विचार, वैदिक धर्मनुं परम फल स्वर्ग ज नहि परन्तु मोक्ष.**

વૈદિક માર્ગના નિર્ણયમાં પ્રથમસામગ્રીભૂત અધિકારીના સ્વરૂપજ્ઞાનમા તે અધિકારી કેવા ફલની આકાંક્ષા રાખે છે એ વિચારની અપેક્ષા રહે છે. **ब्रह्माननः क्षत्रभुजः** એ શ્રીમદ્ભાગવતના શ્લોકનાં શ્રીસુબોધિનીજીમાં સિદ્ધ કરવામાં આવ્યુ છે, કે બ્રાહ્મણત્વ ક્ષત્રિયત્વ વૈશ્યત્વ અને શૂદ્રત્વ એ ચાર દેવતાવિશેષરૂપ ચાર 'વર્ણ' અને તે તે ચાર વર્ણરૂપ દેવતાવિશેષે અધિષ્ઠિત બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર 'વર્ણી'. એ ચાર વર્ણીના પ્રતિલોમક્રમે-વિપરીતક્રમે-**ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર નિયત** ફલ-પુરુષાર્થ-છે. શૂદ્રનું ફલ ધર્મ, વૈશ્યનું ફલ અર્થ, ક્ષત્રિયનું ફલ કામ, અને બ્રાહ્મણનુ ફલ મોક્ષ એ પ્રકારે ચારે વર્ણીના ચાર નિયત ફલ છે. બ્રાહ્મણ દૈવ વર્ણ છે તેથી તેનું ફલ મોક્ષ, શૂદ્ર અસુર છે તેથી તેનું ફલ ધર્મ, અન્ય બે વર્ણી તારતમ્યે કરીને સંકીર્ણ છે તેથી તે તે પ્રકૃતિને અનુસરીને તેમને અર્થ કામ અભીષ્ટ અને લભ્ય પણ છે એમ વ્યવસ્થિતિ છે, પરંતુ તેમાં પણ જે જે પુરુષાર્થ પૂર્વપૂર્વ છે તે તે પુરુષાર્થ સત્-સમીચીન-અધિકારીમાં જ ફલે છે, અર્થાત્ સદ્બ્રાહ્મણમાં મોક્ષ સત્ક્ષત્રિયમાં કામ સદ્વૈશ્યમાં અર્થ અને સચ્છૂદ્રમાં ધર્મ ફલીભૂત થાય છે. (૧) મોક્ષ **પરાંગ**[2]-ચતુર્થપુરુષાર્થાંગ-છે એમ **નિશ્ચિત** છે, વેદપુરાણાદિથી નિર્ણય કરેલો છે, તેથી મોક્ષ જ પરમ ફલ છે. વળી (૨) શૂદ્રમાં પણ સતને-પૂર્વ સંસ્કાર કરીને ઉત્તમબુદ્ધિ મુમુક્ષુને-અર્થાદિની અપેક્ષા હોતી નથી પરન્તુ મોક્ષની જ અપેક્ષા હોય છે, તેથી અસુર શૂદ્ર પણ સત્ હોય તો તેમાં પણ મોક્ષની જ આકાંક્ષા હોય છે ત્યારે મોક્ષના પરમ ફલત્વમાં કહેવું જ શું ? હીન વર્ણી અસુર શૂદ્ર પણ સત્ હોય તો અર્થાદિની આકાંક્ષા ન રાખતાં મોક્ષની આકાંક્ષા રાખે છે, તેથી મોક્ષ જ પરમ ફલ છે એમ સિદ્ધ થઈ રહે છે. વળી (૩) મોક્ષ **નિશ્ચય બ્રાહ્મણમાં** જ સ્થિત છે, બ્રાહ્મણની

---

૧. मोक्षे જ પાઠ શુદ્ધ છે.

૨. ભક્તિના દૃષ્ટિબિન્દુથી બ્રહ્માનન્દરૂપ મોક્ષને 'પર' ન કહેતાં માત્ર 'પરાંગ' જ કહ્યો.

જ મોક્ષ પ્રતિ સ્વરૂપયોગ્યતા હોવાથી મોક્ષની નિશ્ચિત સ્થિતિ બ્રાહ્મણમાં જ છે એમ નિર્ણય કરવામાં આવેલો છે. અન્ય વર્ણોઓને તો ધર્મ અર્થ અને કામે કરીને તે—બ્રાહ્મણદેહ—સાધ્ય—સિદ્ધ કરવાનો—છે, શૂદ્રને વૈશ્યને અને ક્ષત્રિયને ધર્મ અર્થ અને કામે કરીને બ્રાહ્મણદેહ પ્રાપ્ત કરવો પડે છે અને બ્રાહ્મણદેહ પ્રાપ્ત કર્યા પછી જ તેમને મોક્ષરૂપ પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે, નહિ તો, શૂદ્રની વૈશ્યની અને ક્ષત્રિયની મતિનું પર્યવસાન ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગમાં જ સ્વીકારતાં, તેમને જન્માન્તરે પણ બ્રહ્મતા—બ્રાહ્મણ્ય—પ્રાપ્ત ન થાય, અર્થાત્ જ્યારે મોક્ષના અધિકારનો આ પ્રકારનો ઉત્કર્ષ ત્યારે તે અધિકારે કરીને પ્રાપ્ય મોક્ષરૂપ ફલના ઉત્કર્ષમાં તો કહેવું જ શું ? ક્ષત્રિયાદિ વર્ણો પણ કામ અર્થ અને ધર્મરૂપ સ્વસ્વપુરુષાર્થમાં પર્યવસાન ન માનતાં તે તે કામ અર્થ અને ધર્મરૂપ પુરુષાર્થે કરીને જન્માન્તરે પણ બ્રાહ્મણદેહ પ્રાપ્ત કરીને મોક્ષની જ આકાંક્ષા રાખે છે, જે મોક્ષના અધિકારરૂપ બ્રાહ્મણદેહ આ પ્રકારે ઉત્કૃષ્ટ છે તે ઉત્કૃષ્ટ બ્રાહ્મણદેહે કરીને પ્રાપ્ય મોક્ષરૂપ ફલનો ઉત્કર્ષ તો કૈમુતિક ન્યાયે જ સિદ્ધ છે. વૈદિક ધર્મમાં અનધિકૃત શૂદ્ર મોક્ષને આકાંક્ષે છે તેથી મોક્ષ ઉત્કૃષ્ટ કેમ ? આ પ્રકારે પણ શંકા ન કરવી. 'શુશ્રૂષાધર્મની સિદ્ધિને અર્થે ભગવાનના ચરણકમલમાંથી શૂદ્રનું જન્મ થયું' 'તેમાં પ્રથમ શૂદ્ર જન્મ્યો' 'જેની વૃત્તિથી હરિ સન્તુષ્ટ થાય છે' 'દ્વિજ ગો અને દેવની નિષ્કપટ શુશ્રૂષા અને યદૃચ્છાલબ્ધમાં સન્તોષ' ઇત્યાદિ પુરાણોક્ત સેવાધર્મ જ—અન્ય ધર્મ નહિ—વૈદિક ધર્મમાં અનધિકૃત શૂદ્રનાં ઉત્તરનો—મોક્ષનો—સાધક છે એમ પુરાણગ્રન્થોમાં સુપ્રસિદ્ધ છે. વલી, (૪) **સ્વર્ગકામો યજેત** ઇત્યાદિ શ્રુતિ ધર્મથી સ્વર્ગરૂપ **અર્થાદિ** સિદ્ધ થાય છે એમ બોધ કરે છે તે બોધ સાધારણ મુમુક્ષાશૂન્ય વર્ણોઓને અર્થે છે એમ માત્ર તે તે વાક્યથી **નિશ્ચય** થાય છે, મહાવાક્યથી કાંઇ તેવો નિશ્ચય થતો નથી. તેથી **ત્યાં**—અવાન્તર વાક્યમાં—પણ મહાવાક્યના જ અનુરોધથી અને 'આ પણ કર્મો તો સંગ અને ફલ ત્યજીને' 'કરવાં' એમ ગીતાસ્મૃતિના ઉપબૃંહણથી પણ મોક્ષાન્ત વૈદિક ધર્મ બ્રાહ્મણને વિષે સ્થિત છે એમ નિશ્ચય થાય છે, કામમય પુરુષમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવીને વિચારોત્તર મોક્ષાન્ત વૈદિક ધર્મ બ્રાહ્મણને વિષે સ્થિત છે એમ નિર્ણય થાય છે, કારણ કે મોક્ષ પ્રાપ્ત થાય ત્યારે જ લૌકિક—ધર્માર્થકામરૂપ ત્રિવર્ગ—શોપાધ—અસાર થાય, **તેથી** લોકમાં રૂઢ પ્રસિદ્ધ સ્વર્ગ વેદનું મુખ્ય ફલ નથી પરન્તુ તે—મોક્ષરૂપ—જ વેદનું મુખ્ય પરમ ફલ છે, અર્થાત્ કેવલ સ્વર્ગાન્ત નહિ પરન્તુ મોક્ષાન્ત વૈદિક માર્ગના નિર્ણયમાં ફલવિચાર દ્વિતીય પરિકર છે.

**फलं सुखं तस्य काष्ठा ब्रह्मानन्द इति स्थितिः ॥ ९ ॥**
**सच्चिद्रूपं च तच्चेति केचित् तत्रैव संस्थिताः ॥**
**गृहस्थानामतिथिवद् गृहस्था इव केचन ॥ १० ॥**
**अतः साधकपक्षस्तु मुख्यः साभिमतेर्महान् ॥ १०½ ॥**

સર્વને સુખાર્થ આકાંક્ષા હોય છે, તેથી તે વાક્યશેષોક્ત સુખ જ મુખ્ય ફલ છે, અને મોક્ષ તો નિસ્સમ્બોધ[1] નિરાનન્દ છે, તેથી તેવો મોક્ષ કેવી રીતિએ ફલ ? એમ

[1] હું મોક્ષ અનુભવું છું એવી સમ્બુદ્ધિ પણ મોક્ષમાં રહેતી નથી. નિસ્સમ્બન્ધથી નિસ્સમ્બોધ પાઠ સમીચીન છે.

**तृतीयपरिकरविचार.**
**निस्सम्बोध मोक्ष ज श्रुतिमां नथी, मोक्ष ब्रह्मानन्दरूप ज..**

પણ શંકા ન કરવી. (૧) ફલ સુખ છે એ તો નિર્વિવાદ છે અને **તેની–તે** સુખની–જ પરા કાષ્ઠા પરમતા **બ્રહ્માનન્દ** એમ **સ્થિતિ** છે, 'એજ આનન્દની માત્રાને અન્ય ભૂતો ઉપજીવે છે' 'તે એક આનન્દ બ્રહ્મનો' ઇત્યાદિશ્રુતિસિદ્ધ નિશ્ચય છે, વલી (૨) 'સત્ય જ્ઞાન અનન્ત બ્રહ્મ' એ શ્રુતિથી બ્રહ્મને વિષે તે બ્રહ્માનન્દ **સચ્ચિદ્રૂપ** છે, તેથી કોઇક ઋષિઓએ **ત્યાં**–સચ્ચિદ્રૂપમાં–જ **સંસ્થિતિ** કરી છે અને યાવદ્દુઃખરાહિત્યથી તેજ સચ્ચિદ્રૂપ ફલ છે એમ નિર્ણય પણ કર્યો છે, તેથી મોક્ષ નિસ્સમ્બોધ અને નિરાનન્દ છે એ પક્ષ અસંગત હોવાથી ઉક્ત બ્રહ્માનન્દરૂપ મોક્ષ જ વૈદિક ધર્મનું મુખ્ય ફલ છે, વલી (૨) સકામ હીન અધિકારી ગૃહસ્થના કેટલાક આનન્દ **અતિથિવત્**–અનિત્ય–છે અને કેટલાક આનન્દ **ગૃહસ્થવત્**–સાર્વદિક–છે, તે અનિત્ય અને સાર્વદિક ઉભય પ્રકારના આનન્દ વૈદિક ધર્મનુ જ ફલ છે **તેથી** વૈદિક ધર્મ મોક્ષનો સાધક છે. એ પ્રકારનો **સાધકપક્ષ મુખ્ય**–ઉત્કૃષ્ટ–છે. 'દ્રવિણ ઇચ્છતા કોઇક, પ્રજાવાન્ ઋષિઓનો કર્મ કરીને મૃત્યુનિપાદ થયો અને કોઇક મનીષીઓએ કર્મથી અમૃતત્વનો ભોગ કર્યો' ઇત્યાદિ શ્રુતિ 'કર્મે કરીને જ જનકાદિ સસિદ્ધિને પ્રાપ્ત થયા' ઇત્યાદિ સ્મૃતિ અને મોક્ષથી અન્ય સુખ અલ્પાનન્દ હોવાથી અમુખ્ય છે એ યુક્તિ અત્ર પ્રમાણ છે, વલી, (૩) જ્ઞાનશૂન્ય હોવાથી જે પુરુષનો દેહાદિમાં દૃઢ અધ્યાસ છે તે **સાભિમતિ**–સાભિમાન–પુરુષને અર્થે **મહાન્**–પુષ્કલ કર્મ કરવાનો–પક્ષ છે, તેથી ફલના અને અધિકારીના સ્વભાવના તારતમ્યનો વિચાર વૈદિક માર્ગના નિર્ણયમાં તૃતીય પરિકર છે.

**अतो धर्मस्य जिज्ञासा कर्तव्या सर्वथा द्विजैः ॥ ११ ॥**
**जैमिनिः कर्मतत्त्वज्ञः प्रतिज्ञां तत् करोति हि ॥ ११ ॥**

તેથી સિદ્ધ થયું કે સકામ અને નિષ્કામ પણ દ્વિજોએ–ત્રૈવર્ણિકોએ–ફલસાધનીભૂત **ધર્મની જીજ્ઞાસા**–વિચાર–સર્વથા **કર્તવ્ય** છે. **તેથી** જ **નિશ્ચય કર્મતત્ત્વજ્ઞ જૈમિનિમુનિ** પ્રથમ સૂત્રમાં ધર્મવિચારની પ્રતિજ્ઞા કરે છે, તેથી ધર્મવિચાર આવશ્યક છે. આથી અનુબન્ધચતુષ્ટય પણ સૂત્રકારે જણાવી દીધું. સકલ અને નિષ્કામ ઉભયે ત્રૈવર્ણિક–દ્વિજ–આ પૂર્વમીમાંસાના અધિકારી છે, ફલમાં સાધનરૂપ ધર્મનો વિચાર વિષય છે, પ્રતિપાદ્ય-

**धर्मजिज्ञासानी आवश्यकता.**

પ્રતિપાદકભાવ સમ્બન્ધ છે, અને કેવલ ત્રિવર્ગ જ નહિ પરન્તુ મોક્ષાન્ત પ્રયોજન છે. ધર્મવિચારમાં પ્રેક્ષાવાનની પ્રવૃત્તિની સિદ્ધિને અર્થે આ પ્રકારે અનુબન્ધચતુષ્ટયનો અવગમ કરાવીને જૈમિનિમુનિએ નિજ મીમાંસાની આવશ્યકતા ચાતુરીથી ઉપદેશી. અત્ર અધિકરણરચના આ પ્રકારે કરવી. **'यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन्'** ઇત્યાદિ શ્રુતિમાં અને **'वेदप्रणिहितो धर्मः' 'वेदोऽखिलो धर्ममूलम्'** ઇત્યાદિ સ્મૃતિમાં પ્રોક્ત ધર્મનો વિચાર એ વિષય, ધર્મવિચાર આરંભવો કે ન આરંભવો એ વિશય–સશય, લૌકિક રીતિથી વૈદિક માર્ગનો પણ નિર્ણય **શક્ય** છે, અને યથાકથંચિત્ લૌકિક માર્ગથી વૈદિક માર્ગની ભિન્નતા સમર્થવામાં આવે તથાપિ **ધર્મથી અનિત્ય** સ્વર્ગાન્ત જ ફલ સિદ્ધ થાય છે, મોક્ષનું સ્વરૂપ તો નિસ્સમ્બોધ અને નિરાનન્દ છે, હીન અધિકારીનો જ કર્મમાં અધિકાર છે, તેથી નિકૃષ્ટ

*Mund.* II, 1, 4 should belong to Paramâtman. It has however *no* body and therefore no *form.* The passage therefore has no connection with Paramâtman. *Mund.* II, I, 4, however is stronger than a very remote context and *S*a*m*kara is therefore compelled to put forth a *reason* in "spoken of as something produced" why the Sruti should be taken with Hira*n*yagarbha.

From the mode of introducing another interpretation by "Others again believe" ( Anye punar Manyante ) it appears that the second interpretation is not *S*a*m*kara's but of some other school of the Aupanishads. *S*a*m*kara introduces this interpretation as of *others* ( Anye ). The word 'again' (Punar) goes to show that the *first* interpretation is his. If *S*a*m*kara considered the case as his commentator does, he would have by all means quoted Mu*n*d. II, 1, 4 itself as an authority for the second interpretation. Again it may be added that *S*a*m*kara would not leave the V*r*ittikâra's view without criticism, if the second interpretation were really his. The very fact that he puts forth both the views without offering any remarks is at any rate enough to indicate his own mental perplexity and indecision. Rûpopanyâsâchcha is certainly a terrible sûtra for one whose Brahman is absolutely formless. If Samkara accepts the first interpretation, his Brahman becomes *possessed* of a *form.* It is quite manifest that the Sûtrakâra really meant that Brahman *has* a form and that he specially brought forth this fact as his final and strongest argument against the Sâ*m*khyas whose Pradhâna is undoubtedly *formless.* The Sûtrakâra emphasised this difference that the *material* cause taught by the Upanishads *has a rûpa* whereas Prak*r*iti and Purusha—nay even their union—are all *formless. S*a*m*kara cannot certainly meet the Sâ*m*khyas if he takes rûpa as referring to the Hira*n*yagarbha.

If in spite of all these objections against *S*a*m*kara's having accepted the second interpretation, his adherents persist that the *second* interpretation is *S*a*m*kara's, we finally observe that (1) such a meaning is against the context (2) that if rûpa is absolutely impossible in the supreme Brahman it *may* be taken elsewhere (but such is not at all the case ) and (3) that this rûpa cannot even belong to Hira*n*yagarbha, for its rûpa cannot be accounted for if rûpa is not at all admitted in Paramâtman, its own cause.

Finally, B. S. III, 2, 14 is not against the Bhâgavata view, because had the Sûtrakâra meant that Brahman is absolutely formless, the word 'arûpam' would have been quite sufficient and he would not have gone to the length of 'arûpavat.' Yâjnavalkya calls Brahman to be ParamânandaVigraha. Nârada etc. call Brahman to be Ânandamâtrakarapâdamukhodarâdi. The Geetâ teaches Brahman's form in XIII, 13 and similar verses. Rûpa therefore is a synonym of Ânanda. Brahman's rûpa is nothing but its sarvântaratva or Sarvakâyatva, an essential characteristic of Ânanda.

We now come to the Akasharâdhikarana which bears a great similitude to the one just discussed. The question according to Sâmkara is whether the Imperishable described in Br. III, 8, 8 means the sacred text Pranavah or Prakriti or something else. *Samkara* utilises this Adhikarana in showing the inapplicability of the word to the sacred text. Vâchaspati strongly defends *Samkara* and says that the import of the Sûtra is the inapplicability of 'Imperishable' to the sacred text. He argues that there is no such settled rule that a negation of anything should always presuppose its possibility ( Nishedhe Prâptipûrvakatvasyâbhâvah ) and cites in support Nântarikshe na divi etc. where prohibition of kindling the fire is, he believes, taught though there is no such possibility.

Let us now examine this. There arises no question at all that this Imperishable may ever be the sacred text. That sacred text cannot possesses the qualities of the Imperishable mentioned in Br. III, 8, 7-8.[1] Further Vâchaspati is certainly wrong. The prohibition in Nântarikshe etc. is certainly necessary, as gods and others, who are authorized for karman may, owing to their extraordinary [illegible], perform sacrifices etc. even in the atmosphere etc. if they [illegible] specially prohibited by such passages. The illustration cit[illegible] goes quite against him. Such a pûrvapaksha may be all [illegible] is no other alternative, but such is not at all the c[illegible], *Samkara* would certainly have been able to say [illegible] against the doctrine of prakriti, had he not wasted his [illegible] to show the inapplicability of Imperishable to the sac[illegible]t.

1. Vide Bhâs[illegible], Bhikshu and Kesava Bhatta.

We have finished the examination of detached Adhikara*n*as where the Sûtrakâra is primarily engaged to show that Brahman in the capacity of Sat, Chit, and Ânanda, is the cause of the universe, that Brahman itself is the inner self, that Brahman itself is the abode of heaven and earth, that 'Invisible' is Brahman, and finally that Imperishable is Brahman. He incidentally shows that words like Adhideva etc. cannot be applicable to anything else. By the end of the third pâda of the first Adhyâya, the Sûtrakâra has shown that Brahman is everything, the supported and the support. He now commences the direct refutation of the Sâ*m*khyas in connected Adhikara*n*as.

---

The Sâ*m*khyas maintain that in Katha I, 3, 11 "Beyond the Great there is the Undeveloped, and beyond the Undeveloped there is Purusha," the technical words "Great" (Mahat) "Undeveloped" (Avyakta) and Purusha are clearly and decisively in their favour. *Sam*kara observes that the passage does not refer to Prak*r*iti known from the Sâ*m*khya Sm*r*itis. 'Undeveloped' does not mean the independent Prak*r*iti of the Sâ*m*khyas. It does not denote any particular Avyakta of the Sâ*m*khyas, but simply denotes according to its etymological sense anything that is subtle and difficult to destroy. The Sâ*m*khyas give a settled meaning which may be valid in their own system, but that meaning has no force in determining the sense of the Vedas. Nor does the equality of position (KramamâtraSâmânya) prove equality of being (Samânârtha) unless the equality of being is recognised independently. The general strength of the subject-matter too goes against the Sâ*m*khyas. Avyakta here means the body mentioned in the simile of the chariot, for the simile then becomes complete, nothing remaining. The general context thus clearly decides that to complete the simile, the body, which had been compared to the chariot, was wanting, and this is supplied by Avyakta. And if the Sâ*m*khyas were to question how the gross body which is developed (vyakta) can appropriately be denoted by Avyakta, he answers that Avyakta denotes directly the *causal* body, and

that the term denoting the causal substance is applied to the effect, as in the RigVeda IX, 4, 6, 4. Again, Taddhedam Tarhyavyâkritamâsit ( Brih. I, 4, 7 ) shows that these evolved distinctions of name and form were in a seminal state ( avyakta ). If the Sâmkhyas were now to observe that the admission of such a seminal state of the univese virtually sanctions their own theory of Prakriti, since Prakriti is nothing but such an antecedent condition, *Sam*kara answers that such an antecedent state is not the *independent* cause of the universe. Such a state depends on Îsvara, and such an Avyakta must necessarily be admitted, for, without it, the Lord himself *cannot* be the Creator. He cannot be active without the power of action. *Sam*kara finally concludes that this is sometimes called Ether ( Brih. III, 8, 11 ) sometimes Undeveloped ( Mu*nd* II, 1, 2 ) and sometimes Mâyâ (*S*.e. IV, 10), and thus enforces his own doctrine of Mâyâ. The Sâmkhyas would here urge against *Sam*kara that Avyakta means 'the Undeveloped.' The Smriti passages show that Avyakta is Prakriti, whereas there is no passage to show that Avyakta means Nescience or Mâyâ. Avyakta by the customary sense (Rû*d*hi) means Prakriti, whereas it never means Nescience etc. Even the etyological sense is not against them. The arrangement of the verse in question is quite in their own favour.

To these we may add that no passages teach that Nescience etc. are the material cause of the universe. Again, *Sam*kara does not consistently stick to his own meaning of Avyakta, while interpreting Tadavyaktamâha hi ( B. S. III, 2, 23 ) he has to change the meaning and take Avyakta in the sense of Brahman.

*Sam*kara observes that 'Imperishable' Ether' etc. sometimes stand for Avyakta but this does not at all prove that Avyakta is nescience. In *R*icho akshare Parame Vyoman ( *S*ve IV, 18 ) Satyam Jnanam Ânandam Brahma yo veda nihitam Guhâyâm parame vyoman ( Tait. II, 1 ) etc. the words Akshara and vyoman certainly do not mean nescience. In Dvâvimâu Purushau Loke (Geetâ XV,16) Akshara is actually said to be *one* of the *two* Purushas. In Aksharam Brahma Paramam (Geetâ VIII,3) Avyaktoksharamityuktah (Ib VIII, 20) Taddhâma paramam mama (Ib. XV, 6) Akshara is

said to be the *highest abode*. In none of these, Akshara means the unreal body, or Nescience, or Mâyâ, but it certainly means Brahman.[1] *Sam*kara's meaning is thus totally unfounded. The very fact that he is sometimes compelled to take Avyakta as Brahman is enough to show that *Sam*kara has to prevaricate.

The argument that though the gross body is manifest, it is yet the meaning of Avyakta, is as lame as it possibly can be. Again, if Avyakta was to be taken in the etymological sense, *Sam*kara ought not to have run to 'implication.' Moreover, even after resorting to implication, he cannot bring out any beautiful meaning. Duality is besides not at all due to Nescience. The Upanishads in general do not teach that Nescience is the material cause of the universe, on the other hand, they emphatically teach that Unchangeable and Immutable Brahman itself is the material cause.[2] To say that it is Nescience, that contributes the power of creation to the Nirgu*n*a Brahman is against the native powers of the Supreme Deity. *S*ve. IV, 8 and similar *S*rutis teach quite the reverse of what *Sam*kara propounds. There cannot exist any greater heresy than saying that it is only through Nescience or Mâyâ that eternal pure enlightened and liberated Brahman appears omniscient or omnipotent. *Sam*kara finds it hard to explain the verse in question and has to give two different and objectionable interpretations. Nescience can never be said to be higher than Mahat Âtman. To take Mahat Âtman in the sense of Buddhi or Hira*n*yagarbha is but twisting the sense unnecessarily. To all this, it may be added that the verse in question does not teach identical knowledge of the Soul and Brahman but the way to obtain the Vaishnavam Padam. *Sam*kara's deliverance consists in knowledge (avagati) at best. The summum bonum taught in the Upanishads is not mere knowledge (avagati) but acquisition (Prâpti), so unfa-

1. Mâdhva quotes a *s*ruti from Pippalâda recension to support that Avyakta means Brahman and this is also against *Sam*kara. Again, *Sam*kara has to go against the old V*r*ittikâra, whom he attacks here very feebly and has to wind up the whole matter, since he loses his temper.

2. स सर्वं भवति, यतो वा इमानि भूतानि जायन्ते, स आत्मानं स्वयमकुरुत ।

vourable to the doctrine of Mâyâ that *Sam*kara is compelled to refute it in B. S. *S.* B. I, 1, 4 in spite of Tait. II. 1 and Mu*nd.* III. 2, 4 as well as B. S. IV. 4, 1 etc.

Let us now see how the Sûtrakâra himself meets the Sâ*m*khyas. There is not the least doubt that Mahat Avyakta and Purusha are found technically used in the Sâ*m*khya theory, but mere words cannot be called decisive. Under the circumstances the context must be the final recourse. From the context it is clear that the verses Nos. 3–10 and 12–13 are closely connected with those under discussion. That interpretation is therefore the most legitimate which suits all these verses naturally. The Valli discusses the means of release of the Individual Soul, and it is clear from the foregoing verses that the individual soul, after the acquisition of a proper body etc., becomes worthy of an approach to the Supreme Deity. The body is the principal means and therefore it is metaphorically styled 'a chariot.' It possesses all the necessary requirements and freedom of movement as a car. The chariot depends on horses, horses on reins, reins on the charioteer, charioteer on the road, and the road itself on the final destination. The body similarly depends on senses and organs, senses and organs on Manas, Manas on Buddhi, Buddhi on the good or bad path selected by itself, and the path again on its final destination either permanent deliverance or continuity of bondage. Verses Nos 12–13 decidedly teach that Purusha is seen by subtle seers through their sharp and subtle intellect guided by the Upanishads.

This prelude will assist us in understanding the exact sense of the verses under consideration. The first half is clear enough. Buddhi too is higher than Manas, for the latter has to depend on the former. We now come to the fourth foot of the tenth verse Buddherâtma etc. Literally it means "Mahat Âtman is higher than Buddhi". Read in the light thrown by the foregoing and following verses, this Mahat Âtman does not at all seem to be the Sâmkhya Mahat, for that Mahat cannot for a moment be called ***higher*** than Buddhi. Let us for a time with Râmânuga etc. take "Mahat Âtman" as the individual soul and "Avyakta" as a real causal body. This interpretation carries with it a number

of merits against *Sam*kara, but this interpretation cannot perhaps entirely silence the Sâ*m*khyas. They would naturally question why the Individual Soul should be called Mahân especially by Râmânu*g*a etc. Again if the Soul be Mahân really why should Avyakta be called higher than the Great Soul? They may take advantage of this very slight weakness and again push their theory on. The Sûtrakâra therefore would not stop where Râmânu*g*a stops, but soar even higher and once for all give a decisive and distinctive blow to the *dualist* Sâmkhyas from his own standpoint of Brahmavâda. He would show that the Sâ*m*khyas have not the slightest claim on these verses. The Sûtrakâra would in the first place silence the Sâ*m*khyas by showing that the whole Valli considers the means of the Soul's release and that the whole chapter is therefore against them. The Valli begins with "Brahmavido vadanti" and not Prak*ri*tiVido Vadanti—a beginning decidedly unfavourable to the Sâ*m*khyas. The second verse reads 'Aksharam Brahma yat param' etc. and not Aksharam Prak*ri*tih-a reading clearly against the Sâ*m*khyas. The seventh and the eighth verses read 'Tatpadamâpnoti' and not Kaivalyamâpnoti—a lesson unfavourable to the Sâ*m*khyas. The ninth verse emphatically declares 'Sodhvanah pâramâpnoti Tad Vish*n*oh paramam padam' neither Prak*ri*teh nor Purushasya—a declaration contradictory to the Sâ*m*khya tenets. Add to these "Esha sarveshu bhûteshu gû*d*hotmâ na prakâsate—an addition chilling the Sâ*m*khyas. After thus silencing them by means of the very context the Sûtrakâra may point out that Mahân Âtmâ is neither the Sâ*m*khya Mahat, because (1) the Sâ*m*khya Mahat is not higher than Buddhi, both being identically the same, and because (2) the Sâ*m*khya Mahat can never be called Âtman, it being only a modification of Prak*ri*ti, nor is Mahân Âtmâ the Individual Soul, for the Soul, being only atomic, cannot be called 'Great' at any rate in its 'Asampatti' condition. Again, if Mahân Âtmâ be the Soul in its 'Sampatti' condition, the verse would mention it in the third foot of the verse and not in the second, because Avyakta —body—can never be called *higher* than the "Great Soul." Mahân Âtmâ and Avyakta then mean something else. The sense of the verse is exactly satisfied if Âtman is taken as vij*n*âna(अत्तति व्याप्नोतीति). It is specially called Âtman because true knowledge with Brahma—

vâdins is not dull or lifeless. It is life itself. It permeates everything. It is called Mahân, because this knowledge is not the partial knowledge of the Individual Soul, but it is a thorough and complete knowledge of Brahmân, Mahat truly. Mahân Atma then is the Brahmavidyâ of the Upanishads in totality. Mahân Âtmâ is that Brahmavijnâna which opens our eyes and makes us realise that the universe and the soul are but true emanations or modofications of that glorious unchangeable Brahman. But the soarings and singings of the Upanishads are yet infinitely transcendental. Even the knowledge of Brahman is not the highest stage, and the next verse therefore teaches that Avyakta is higher than Mahat Âtman. This Avyakta then cannot be anything but Divine Grace Without it, even knowledge of Brahman in its totality cannot assist one in gaining the final release.[1] After the universal Brahmavijnâna the soul has to remain eager for an ablution in the Divine stream of Grace and gain fresh Imperishable - Divine Body etc. to approach Brahman the Bridegroom by means of Parâ Bhakti.[2] This Divine Grace is 'Avyakta' because it is not visible itself, it has to be inferred from the wonderful religious life of Angelic Saints who have drunk plenty of the Divine Grace. But the Divine Grace again is dependent on the Supreme Deity itself, Avyakta or Grace is higher than all the rest because it is not in the least dependent on any *ordinary* means. Avyakta is thus the "Highest of the highest". The word "cha" in the sûtra is pregnant with significance. It implies that deliverance is not merely a disembodied state (Kaivalyam) but a real acquisition and union (sâyujyam) with Purusha, the Bridegroom Lord.

But here arises a question why this Divine Grace should at all be called Avyakta. The Sûtrakara answers that it is Brahman itself, not at all different from it, and since Brahman is Avyakta or invisible, Divine Grace also is rightly called Avyakta.

But again, if the Divine Grace is Brahman and Purusha is also Brahman, how can Brahman be higher than Brahman itself?

1. Vide Katha I. 2, 22.
2. Vide Geetâ XVIII, 54 and B. S. I. 3, 2, IV. 4, 2. etc.

The Sûtrakâra answers 'Divine Grace has to depend on Purusha.' Purusha (Supreme Deity) is therefore nondifferent and yet higher than Avyakta, Divine Grace. Divine Grace is the means (sâdhanam) and the Supreme Deity is the summum bonum (Phalam). Avyakta and Purusha stand to each other as means to summum bonum.[1]

The same passage is further discussed from another point of view. *Sam*kara observes that the Sâ*m*khyas accept Prak*r*iti to be an object of knowledge (j*n*eya), but in the passage under discussion Avyakta is not mentioned as j*n*eya, and Avyakta is not therefore Prak*r*iti. Avyakta, he says, can be a body because though not itself j*n*eya, it is yet mentioned as useful for the purpose of throwing light on the highest place of Vish*n*u, in continuation of the simile of the chariot. If the Sâ*m*khyas were to urge an objection that later on in Ka*th*a I, 3, 15 Ayakta is treated as j*n*eya, owing to asabdam etc, *Sam*kara would answer that the context still goes against them, since that passage refers to Prâj*n*a and not to Prak*r*iti. Again, were Prak*r*iti meant as j*n*eya, Nâchiketas would question and Yama would answer, but the absence of such a question or such an answer is enough to show that Prak*r*iti is not j*n*eya. Nâchiketas put only *three* questions and Yama fully answered them. None of these refers to Prak*r*iti.

Let us consider this. If Avyakta is not mentioned here as j*n*eya and therefore Avyakta does not mean Prak*r*iti, it may well be urged that a body or Nescience too is not here mentioned as j*n*eya, and that Avyakta therefore does not mean a body or Nescience. And if *Sam*kara were to observe that the knowledge of Prak*r*iti is desired by the Sâ*m*khyas, whereas the knowledge of a body or of Nescience is not desired by a Mâyâvâdin, this difference cannot at all better his position. The Sâ*m*khyas would

1. Avyakta is not only the Divine Grance but Divine Abode (Vide Geeta XI, XII, XV) of the Supreme Deity. Avyakta and Purusha are both aspectes of Brahman, nothing but Brahman, and the Sâ*m*khya claim on the verses has thus been entirely repudiated by the Sûtrakâra.

desire the knowledge of Prakriti simply for distinguishing it from Purusha, such a knowledge of both being necessary for the distinction of Prakriti and Purusha. The knowledge of Prakriti *per se* has very little value even with the Sâmkhyas. *Samkara* too in spite of himself will have to admit that at least for the distinction of Âtman and Avidyâ, the knowledge of both is equally necessary. One cannot realise the absoute existence of Âtman unless he knows that Nescience is sadasat, whereas Âtman is really sat. The difference drawn between Prakriti and Nescience is therefore a false and untenable distinction, so far at least as their knowledge is concerned.

Again, *Samkara* should observe that the passage refers to Prâjna and this Prâjna is but Îsvara, who, according to *Samkara*, is not jneya but merely an object of worship ( upâsyâ ). If he admits that Prâjna means Nirguna Brahman, the difference between Prâjna and Nirguna Brahman drawn by him with so great a tenacity becomes thoroughly inconsistent.

To exclude Prakriti *Samkara* says that three questions refer to Fire, Soul and Paramâtman. But *Samkara* finds it very hard to answer the objection raised by the Sâmkhyas whether the question regarding the Soul and Paramâtman is only one or the questions regarding them are separate. If the question is only one, there will be a contradiction in the Sûtra, for the total number of questions will then be two and not three. If the questions are distinct, the question regarding Paramâtman ( Kath. I, 2, 14) cannot be included in any of the three boons (1) pacification (Saumanasya) of the father (2) Agnividyâ and (3) Âtmavidya. If another fourth boon be imagined, the word "Tritîya" (third) in the text goes against *Samkara*. And, moreover, when the question about Paramâtman is thus not included in the three boons, and when *Samkara* does not consider it a mistake to assume a question in excess of the number of the boons granted, he cannot similarly object to the *Sâmkhyas* if they assume an explanation about Pradhâna in excess of the number of questions put. *Samkara's* answer to this objection—that the question regarding the Soul and Paramâtman is only one because they are identical, and that the

# साम्प्रदायिक प्रवृत्ति.

નડીઆદમાં 'ડાહીલક્ષ્મી' પુસ્તકાલયમાં આપણા સમ્પ્રદાયના હસ્તલિખિત ઘણુ ગ્રન્થ પ્રાપ્ત થયા છે. કહે છે કે આ પુસ્તકોમાંનો કેટલોક ભાગ દક્ષિણ દેશમાંથી પ્રાપ્ત થયો છે. આ ગ્રન્થોની સન્તોષપ્રદ વ્યવસ્થિતિ થતાં કાંઇક વિલમ્બ થશે, તથાપિ એ ગ્રન્થાલયનું અને વિશેષતઃ હસ્તલિખિત ગ્રન્થનું સર્વ તન્ત્ર શાંકરવેદાન્તનિષ્ણાત મનઃસુખરામના પુત્ર રા. તનુસુખરામને અધીન છે, તેથી ગ્રન્થદિદૃક્ષુના અધિકારપ્રમાણે ગ્રન્થોનો સુવિનિયોગ સુકર છે. આ અમૂલ્ય હસ્તલિખિત ગ્રન્થોની સન્તોષકારક વ્યવસ્થા સ્વલ્પ કાલમાં કરી આપવાની ભવ્ય સેવા અકસ્માત્ પ્રાપ્ત થઇ ગઇ એ નડીઆદના ગૃહમન્દિરના મોહનલાલ શાસ્ત્રીજીનું અહોભાગ્ય છે !

× × × × ×

જામનગરમાં શ્રીનટવરલાલજીના ગૃહમન્દિરમાં આથી પણ અધિક હસ્તલિખિત ગ્રન્થનો સંગ્રહ છે તેની પણ સુવ્યવસ્થા કરવાનો વિચાર ભગવત્પ્રેરણાથી શ્રીમધુસૂદનલાલજીને થઇ જાય તો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું મહાભાગ્ય !

× × × × ×

વૈ. શા. સં. બલભદ્રભટ્ટજી તરફથી શ્રીયમુનાષ્ટકનું શ્રીગુસાંઇજીકૃત અને શ્રીહરિરાયજીકૃત સાહિત્ય પ્રકટ થયું છે, નિછાવર ત્રણ આના.

× × × × ×

નડીઆદના પ્રામાણિક વૈષ્ણવ ત્રિભુવનદાસ પીતામ્બરદાસ શાહે સર્વોપરીકામમેન શ્રીવલ્લભાષ્ટક ગુર્જર અનુવાદ સાથે પ્રસિદ્ધ કરવાનો પ્રબન્ધ કર્યો છે. કહે છે કે શ્રીમદ્વલ્લભાધીશના સ્વરૂપજીજ્ઞાસુમાત્રને આ સ્વરૂપપ્રતિપાદક ગ્રન્થ કાંઇ પણ મૂલ્ય વિના જ આપવામાં આવશે.

× × × × ×

શ્રીદેવકીનન્દનલાલમહારાજની સ્મૃતિની રક્ષાર્થે તેમના ચિ. શ્રીવ્રજલાલજીના આશ્રિત સંચાલકે 'વૈષ્ણવધર્મપતાકા' નામના માસિકનો પ્રથમ અંક શ્રીગુસાંઇજીના મહામહોત્સવને નિમિત્તે પ્રકટ કર્યો છે.

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે.

૨. જગત, જીવ, અન્તર્યામી, અક્ષર ઇત્યાદિનું નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણપરમાત્મા જ છે.

૩. જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, સ્વતઃ વ્યાપક નથી.

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનન્દ છે.

૬. સર્વોપરિ વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.

૭. શ્રીકૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, અર્થાત્ વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ.

---

# શુદ્ધાદ્વૈત કોલેજ.

મદ્રાસ યુનિવર્સિટિમાં ઉત્સાહી રામાનુજ સંપ્રદાયીઓએ વિશિષ્ટાદ્વૈત કોલેજ કાઢી છે. ભાટીઆ હાઈસ્કૂલની રકમમાં થોડીક જ વૃદ્ધિ કરવાથી મુંબાઈમાં શુદ્ધાદ્વૈત કોલેજ ખોલી શકાય એમ છે. માત્ર શ્રીમદ્વલ્લભાચાર્યજીના શ્રીમાન્ અનુયાયીઓની વિદ્યા પ્રતિ અભિરુચિ વૃદ્ધિ પામતી જાય એ જ સ્પૃહણીય છે. આવી સામ્પ્રદાયિક શુદ્ધાદ્વૈત કોલેજમાંથી અણુભાષ્ય વિદ્વન્મણ્ડન જેવા વિકટ ગ્રન્થોના જ્ઞાન સાથે બી. એ.ની અને એમ. એ.ની સંખ્યા વૃદ્ધિ પામવાથી શ્રીમદ્વલ્લભાધીશ્વરના સમસ્ત સનાતન સંપ્રદાયને સ્પષ્ટ લાભ છે.




## ॥ श्रीसुबोधिनीजी ॥

### ॥ श्रीवेणुगीत ॥

**अभिसन्धि.** નામ અને રૂપ એમ બે પ્રકારે ક્રીડાકર્તા પુરુષોત્તમનું સૂક્ષ્મ બીજરૂપ નામાત્મક સ્વરૂપ તે ગાયત્રી, વૃક્ષરૂપ નામાત્મક સ્વરૂપ તે વેદ, અને ફલરૂપ રસરૂપ સ્વરૂપ તે શ્રીમદ્ભાગવત. આસ્વાદ્યતાના પ્રતાપે કરીને બીજથી અને દ્રુમથી રસાત્મક ફલનો સમુત્કર્ષ સર્વાનુભવગોચર છે, તેથી એક પ્રકારે બીજાત્મક ગાયત્રીથી અને કલ્પદ્રુમાત્મક વેદથી પણ નિર્ગલિત તત્ફલ રસાત્મક શ્રીમદ્ભાગવતનો સમુત્કર્ષ સહજ સિદ્ધ થઈ રહે છે. આ અભિસન્ધિથી પરામર્શ કરતાં તો ગાયત્રીમૂલક વેદાર્થરૂપ શ્રીમદ્ભાગવતશાસ્ત્રના બ્રહ્માનન્દાધિક ફલાત્મક ભગવદ્રસનું જ યથાધિકાર પાન ઉત્તમોત્તમ જીવનનો સુમહાન્ ઉદ્દેશ છે એમ નૈસર્ગિકી પ્રતીતિ થઈ જાય છે. ગાયત્રીભાષ્યદ્વારા વેદનું સપ્રકાશ તત્ત્વાર્થદીપનિબન્ધના શાસ્ત્રાર્થપ્રકરણદ્વારા ગીતાનું, અને શ્રીમદણુભાષ્યાદિદ્વારા બ્રહ્મસૂત્રનું સ્વારસ્ય સુવિસ્પષ્ટ કરવાના મહામંગલ પ્રસંગમાં જ પ્રસ્થાનત્રયીની સર્વાન્તર રસાત્મક ભજનાનન્દની અનુરૂપ રૂપરેખાનાં સર્વવ્યાપક દર્શન કરાવી લીધા પછી ચતુર્થ પ્રસ્થાન શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં ત્રિવિધદુઃખહરણશીલ 'હરિ આનન્દૈકસ્વરૂપ મધુરાધિપતિ શ્રીકૃષ્ણના અગાધ લીલાવારિધિમાં જ શ્રીમદ્વલ્લભાધીશ્વરનો આત્યન્તિક નિરોધ આ પ્રકારે અત્યન્ત કમનીય છે. નામરૂપક્રીડાશીલ પુરુષોત્તમના ગાયત્રીમૂલક નિગમાર્થરૂપ પ્રસ્થાનચૂડામણિ રસાત્મફલરૂપ શ્રીમદ્ભાગવતમાં પ્રતિપદ અનુભૂયમાન પરમમધુર કૃપાનન્દનો શ્રીસુબોધિનીજીસ્વરૂપે પ્રાદુર્ભાવ કેવલ અન્તરંગ કોટિમાં વિરલ શ્રીપદ્મનાભદાસાદિ નિજજનને જ અર્થે થયલો છે. શ્રીમદ્વલ્લભાધીશ્વરનાં સર્વસ્વભૂત શ્રીસુબોધિનીજી ગાયત્રીની પણ ગાયત્રી છે, વેદનો પણ વેદ છે, ગીતાની પણ ગીતા છે, સૂત્રનું પણ સૂત્ર છે, એટલું જ નહિ પરન્તુ દર્શનનું પણ દર્શન છે, ફલનું પણ ફલ છે, રસનો પણ રસ છે, આ મહામહિમ્ન સકલદર્શનૈકમંડનસુધાસરિતના સ્વરૂપમધુરિમાના આસ્વાદાર્થે શ્રીવેણુગીતજેવા[1] એક પણ અધ્યાયના ભાષ્યમાં સહૃદય અવગાહન સુપર્યાપ્ત છે.

પૂર્ણવિશેષણવિશિષ્ટ દ્વાદશસ્કન્ધાત્મક શ્રીમદ્ભાગવતશાસ્ત્રના ૩૩૨ અધ્યાયમાં પુરુષોત્તમની સર્ગાદિ આશ્રયાન્ત દશવિધ અનન્ત લીલાનું સુનિપુણ પ્રતિપાદન છે. અનન્ત દશવિધ લીલાએ કરીને પણ વિશિષ્ટ પુરુષોત્તમનું હૃદય તો [2]નિરોધલીલા જ છે, તેથી નિરોધલીલાપ્રતિપાદક દશમ સ્કન્ધ પરમનિગૂઢ છે. ૮૭ અધ્યાયના આ હૃદયાત્મક પરમનિગૂઢ નિરોધસ્કન્ધમાં જન્માદિ પંચ પ્રકરણ છે. ભક્તિથી પણ ઉત્કૃષ્ટ નિરોધદાનમાં સાક્ષાત્ સ્વરૂપે કરીને પ્રાદુર્ભાવની અપેક્ષા છે, તેથી ચાર અધ્યાયના પ્રથમ પ્રાદુર્ભાવપ્રકરણમાં સ્માર્ત ત્રિમૂર્તિથી પણ અધિક ચતુર્મૂર્તિ પરિપૂર્ણ પુરુષોત્તમના પ્રાકટ્યની પરિકીર્તના છે. શ્રીપુરુષોત્તમનું સ્વરૂપ જ

---

1. શ્રીસુબોધિનીજીમાંથી જ શ્રીમદ્વલ્લભાધીશ્વરના સિદ્ધાન્તસ્વારસ્યના કોમલ જીજ્ઞાસુને અર્થે શ્રીવેણુગીતાધ્યાય ઉદ્ધૃત છે.

2. નિરોધશબ્દનું વ્યાખ્યાન શ્રીસુબોધિનીજીના દશમ સ્કન્ધના પ્રથમ અધ્યાયના વ્યાખ્યાનપ્રસંગે થયલું છે.

ફલ છે, તદતિરિક્ત કાંઇ ફલ જ નથી આ ભક્તિમાર્ગમાં મુખ્ય સિદ્ધાન્ત છે, અન્યત્ર ફલત્વનો વ્યપદેશ પણ પુરુષોત્તમના ફલાત્મક સ્વરૂપના કેવલ સમ્બન્ધમાત્રથી જ ઘટે છે. પુરુષોત્તમનો ફલાત્મક સાક્ષાત્સ્વરૂપસમ્બન્ધ જેવો તામસને થાય છે તેવો ઇતરને થતો નથી તેથી અધો ગચ્છન્તિ તામસાઃની પણ ક્વચિત્ સ્થલવિશેષમાં તો અવ્યાપ્તિ પણ રમણીય થઈ રહે છે. સાત્વિક જીવની અભિરુચિ જ્ઞાનાદિ વિહિત માર્ગને વિષે અને વિક્ષેપાત્મક રાજસ જીવનો વ્યાસંગ કર્મને વિષે હોય છે, તેથી સ્વભાવનો અન્યથાભાવ ન થયલો હોવાથી વિહિત જ્ઞાનાદિમાર્ગમાં અભિરુચિમાન્ સાત્વિકને અને લૌકિકાલૌકિક કર્મમાં વ્યાસક્ત વિક્ષેપવાન્ રાજસને ફલાત્મક પુરુષોત્તમસ્વરૂપની વિસ્મૃતિનો સંભવ હોવાથી તાદૃશ મહારસરૂપ ફલમર્યાન્ય નિરોધ જ સિદ્ધ થઈ શકતો નથી, પ્રત્યુત તામસ જીવમાં તો મૌઢ્ય હોય છે તેથી જ્યાં આગ્રહ પડે છે ત્યાંથી કોઇ પણ પ્રકારે જતો જ નથી એમ લોકમાં પણ દૃષ્ટિગોચર થાય છે. ફલરૂપ ભગવત્સ્વરૂપવિષે શ્રીવ્રજજનનો એવો તો સહજ સ્નેહ થઈ ગયો કે ધર્મનો પણ ઉપદેશ સાક્ષાદ્ ભગવાને કર્યો તોએ તે ભગવત્સ્વરૂપાતિરિક્ત ધર્મનો અંગીકાર ન જ કર્યો અને આગલ પ્રભુસ્વરૂપાતિરિક્ત જ્ઞાનનો પણ સ્વીકાર ન કર્યો, તેથી સર્વાત્મતાએ નિરોધ તો કેવલ શ્રીવ્રજજનને વિષે જ ફલીભૂત થયો: તામસ ધર્મના આ સામ્યે કરીને અને [1]પુષ્ટિમાર્ગની ગતિ મર્યાદાથી વિપરીત જ છે એ પણ જણાવવાને જન્મપ્રકરણથી અગ્રિમ ૨૮ અધ્યાયના પ્રકરણને 'તામસ' સંજ્ઞા અર્પવામાં આવે છે. વસ્તુતઃ તો આ પ્રકરણ તામસ નથી પરન્તુ નિર્ગુણ જ છે, અને જે [2]નિસ્સાધન ભાગ્યવાનના નિરોધદાનાર્થ પરિપૂર્ણ શ્રીપુરુષોત્તમનો અત્ર સાક્ષાત્ પ્રાદુર્ભાવ થયો ને શ્રીવ્રજજન પણ તામસ નથી પરન્તુ નિર્ગુણ જ છે, 'તેથી મદ્ભક્તિયુક્ત મદાત્મક યોગીને પ્રાયઃ નથી અત્ર જ્ઞાન હિતકર કે નથી વૈરાગ્ય હિતકર' ઇત્યાદિ ભગવદ્વાક્યથી 'અને સ્વર્ગ અપવર્ગ અને નરકને વિષે તુલ્યાર્થદર્શી' એ વાક્યથી જ્ઞાનવૈરાગ્યસાધ્ય મોક્ષની પણ નરકતુલ્ય ગણના હોવાથી ભક્તિમાર્ગથી જ્ઞાનાદિમાર્ગની હીનતા અને ભગવદેકનિષ્ઠ વિશુદ્ધભાવવાન્ શ્રીવ્રજજનનું સર્વાધિકત્વ શાસ્ત્રસિદ્ધ જ હોવાથી પ્રાકટ્યથી પછી ત્વરિત જ નિરોધદાનમાં મુખ્ય અધિકારી શ્રીવ્રજજનનો જ પ્રસંગ આ પારિભાષિક તામસ પરન્તુ વસ્તુતઃ નિર્ગુણ જ પ્રકરણમાં પ્રસ્તાવ્યો. પુષ્ટિમાર્ગીય પ્રભુનો પ્રાદુર્ભાવ જ સાધનનિષ્ઠને અર્થે નથી, પરન્તુ કેવલ નિસ્સાધનને જ અર્થે છે, તેથી કેવલ સ્વરૂપાકાંક્ષી નિસ્સાધન શ્રીવ્રજજનનાં પ્રમાણ પ્રમેય સાધન અને ફલ પણ સર્વેશ્વર સર્વાત્મ પ્રાદુર્ભૂત [3]પ્રભુસ્વરૂપ જ સ્વતઃ થઈ જાય છે એ સિદ્ધાન્ત સ્પષ્ટ કરવાને આ તામસ પ્રકરણના પ્રમાણ પ્રમેય સાધન અને ફલ એમ ચાર અવાન્તર વિભાગ છે. નિજ સ્વરૂપપ્રાકટ્યથી પછી પ્રમાણાત્મક બાલલીલાનો સ્વીકાર કરીને શ્રીવ્રજજનને પ્રેમનું દાન કરે છે, પ્રમેયાત્મક ગૌચારણાદિલીલાનો અંગીકાર કરીને શ્રીવ્રજજનને આસક્તિનું દાન કરે છે, અને સાધનાત્મક શ્રીગોવર્ધનોદ્ધરણાદિ લીલાનો ઉરીકાર કરીને શ્રીવ્રજજનને વ્યસનનું દાન કરે છે. નિસ્સાધન શ્રીવ્રજજનને આ સ્પૃહણીય પ્રકારે પ્રમાણરૂપ પ્રેમ પ્રમેયરૂપ

---

૧. सर्वसाधनराहित्यं फलाप्तौ यत्र साधनम् । फलं वा साधनं यत्र पुष्टिमार्गः स कथ्यते ઇત્યાદિ સુલક્ષણે કરીને લક્ષિત.

૨. अह्न्यापृतं निशि शयानमतिश्रमेण શ્લોકે કરીને સુવર્ણિત.

૩. ઇતરત્ર તો પ્રમાણપ્રમેયસાધનફલનિર્વાહ ધર્માદિથી પણ સુશક્ય જ છે

આસક્તિ અને સાધનરૂપ વ્યસનનું—સર્વાત્મભાવનું—પણ સ્વરૂપતઃ જ દાન કરીને બ્રહ્માનન્દથી પણ અધિક પરમવિમલભજનાનન્દાત્મક પુષ્ટિમહારસરૂપ શ્રીરાસોત્સવાદિ અવિચલ નિત્યલીલામાં મધ્યપાતાત્મ પ્રવેશરૂપ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ ફલનું સહજ દાન કરે છે. પારિભાષિકતામસ પ્રકરણની અને સાક્ષાત્સ્વરૂપે કરીને નિરોધમહાફલદાનાર્થે આરમ્ભ કલ્પમાં પ્રાદુર્ભૂત પ્રભુની એકાદશ સમાની શુદ્ધ પુષ્ટિમાર્ગીય રસપ્રચુર લીલાવર્ણનાની પણ ઉપસંહૃતિ અત્ર જ થઈ જાય છે. નિરોધસ્કન્ધના આ પ્રકારના દ્વિતીય તામસ પ્રકરણના મધ્યમાં [1]મધ્યમણિવત્ દ્વિતીય અવાન્તર પ્રમેય પ્રકરણના અન્તમાં સર્વાન્તર [2]મધ્યનાયક અસ્મત્સર્વસ્વ શ્રીવેણુનિનાદનો સર્વોપકારક પ્રાદુર્ભાવ થાય છે, જે સ્વરૂપાત્મક સુધાના સંવલનવિના; પુષ્ટિમાર્ગીય પ્રભુના પણ રસાત્મ સ્વરૂપમા આધિદૈવિકતા ન સમર્પાતા અગ્રિમ સર્વ જ લીલાનો આવિર્ભાવ સુદુર્ઘટ થઈ જાય.

**અધ્યાયાર્થ.** શ્રીમદ્વલ્લભાધીશ્વરે આદૃત ક્રમથી શ્રીદશમસ્કન્ધના પૂર્વાર્ધના ૧૮મા અધ્યાયમાં શ્રીવેણુગીતનો પ્રસંગ છે. આ સર્વ અવાન્તર પ્રમેયપ્રકરણમાં આસક્તિની જ વર્ણના છે એ સ્પષ્ટ કરવાનું છે, તેથી પ્રમેયપ્રકરણના આ અન્તિમ સપ્તમ અધ્યાયમા શ્રીગોપીજનની આસક્તિનું સ્પષ્ટ વર્ણન કર્યું છે. ગત ૧૭મા અધ્યાયના 'जनास्तापं जहुर्गोप्यो न कृष्णहृतचेतसः પર્યન્તના ૪૫મા શ્લોકમાં અને તેથી પણ પૂર્વ શ્રીગોપીજનની આસક્તિનું અસ્ફુટ—સામાન્ય—વર્ણન તો છે જ, તથાપિ આ અધ્યાયમા તો શ્રીગોપીજનની આસક્તિનું સ્પષ્ટ—વિશેષ—નિરૂપણ છે. આસક્તિ વર્ણનથી સ્ફુટ થાય છે, પ્રથમ પણ આસક્તિ તો હતી જ પરન્તુ વર્ણન ન હતું તેથી આસક્તિ અસ્ફુટ હતી, પરન્તુ આ અધ્યાયમાં તો વર્ણન છે તેથી આસક્તિ સ્ફુટ છે. ભગવચ્ચરિત્ર જ વર્ણ્ય છે, અને ભગવાનનું દિવસચરિત્ર અને રાત્રિચરિત્ર એમ તે વર્ણ્ય ચરિત્રનો દ્વિવિધ ભેદ છે, તેમ શ્રીગોપીજન અને ગોપવર્ગ એમ વર્ણકનો—વર્ણનકર્તાનો—પણ દ્વિવિધ ભેદ છે. ભગવત્કૃત દિવસચરિત્રનુ ગાન શ્રીગોપીજન કરે છે તેમ જ ભગવત્કૃત રાત્રિચરિત્રનુ ગાન ગોપવર્ગ પણ કરે છે, તેથી યદ્યપિ શ્રીગોપીજનનો જ નિરોધ તો મુખ્ય છે તથાપિ યથાધિકાર ગોપવર્ગને પણ આ પ્રકરણમાં નિરોધનું દાન થયું છે એમ સિદ્ધ થાય છે. બાલકો જે કાંઇક વૃત્ત અનુભવે છે તે નિજ બાલ્યસ્વભાવથી જ ઉત્સાહપૂર્વક સર્વસમક્ષ કથે છે તેમ ગોપવર્ગ કાંઇ બાલ્યસ્વભાવથી જ સર્વસમક્ષ ભગવચ્ચરિત્રનું કથન કરતો નથી, પરન્તુ પ્રભુવિષયક આસક્તિથી જ કથન કરે છે, અને આસક્તિનો તો આ સ્વભાવ જ છે કે જે પ્રભુચરિત્રનું સર્વસ્વતાએ જ્ઞાન થયું છે તેનું વ્યક્ત કથન સર્વસમક્ષ જ નહિ પરન્તુ કેવલ સમાનશીલસમક્ષ જ તે આસક્તિ કરાવે છે. પ્રભુને વિષે ગોપવર્ગ આસક્ત છે તેવાં જ આસક્ત શ્રીગોપીજન પણ છે, તેથી ગોપવર્ગ સ્વસમાનશીલ શ્રીગોપીજનસમક્ષ જ સ્વસ્વગેહમાં સ્વસર્વસ્વ ભગવચ્ચરિત્રનું વ્યક્ત કથન કરે છે. નિજ સર્વસ્વનું આ પ્રકારે આસક્તિપૂર્વક વ્યક્ત કથન સમાનશીલની જ સમક્ષ થાય છે, તેથી તે કથન સુન્દર છે. આથી સુવ્યક્ત

---

૧. પાર્શ્વસ્થ મણિની પણ અતિશયિત શોભાના નિદાનભૂત.

૨. શ્રીનન્દાલયમાં શ્રીવેણુગીતપ્રસ્તાવમા અને શ્રીરાસોત્સવપ્રસ્તાવમાં એમ ત્રિવિધ સ્વરૂપાત્મ પ્રાદુર્ભાવમાં પણ સુમધ્ય.

થઈ રહે છે કે જેમ દિવસે શ્રીગોપીજન ગુણગાન કરે છે તેમ રાત્રિએ ગોપવર્ગ પણ ગુણ-ગાન કરે જ છે. પ્રમેયપ્રકરણના પ્રારંભમા પણ આ જણાવ્યું જ હતું અને આ પ્રકરણના અન્તમાં અત્ર પણ અન્તરંગક્રીડાર્થ વનપ્રવેશપ્રસંગમાં ' **सगोगोपालकः** ' ' **गोपवृन्दैः** ' ઇત્યાદિથી ગોપવર્ગનો સહભાવ કહીને તેનું પુનઃ સ્મરણ કરાવ્યું. એમ ન હોય તો જેમ વ્રતવરદાનપ્રસ્તાવમાં પ્રભુ પધાર્યા ત્યારે ગોપવર્ગને સાથે ન લેતાં અભીષ્ટ કાર્યની સમાપ્તિથી પછી જ ગોપસહિત[1] થઈ ગયા તેમ અત્ર પણ પ્રભુ એકાકી જ પધારત. અન્તરંગ-ક્રીડાર્થ વૃન્દાવનપ્રવેશપ્રસંગમાં ગોપનો સહભાવ જ ગોપવર્ગની પ્રભુવિષયક આસક્તિ સિદ્ધ કરે છે. દિવસે શ્રીગોપીજન આસક્તિપૂર્વક ભગવચ્ચરિત્રનું વર્ણન કરે છે એ તો આ અધ્યાયમાં સ્પષ્ટ જ છે. દિવસે સમસ્ત શ્રીસ્વામિનીજીની શ્રીમદ્ગોકુલમાં નિજ ગેહમાં સ્થિતિ છે, તથાપિ ભગવાન્ વનમાં જે જે લીલા કરે છે તે સર્વ લીલાને ભગવદ્-ભાવના સામર્થ્યે નિજ હૃદયમાં અનુભવીને ગાન કરે છે, તેમ સમસ્ત ગોપવર્ગ પણ રાત્રિગત ભગવલ્લીલાને અતિશયિત આસક્તિના અનુભાવે સ્વસ્વહૃદયમાં અનુભવીને ગાન કરે છે પરન્તુ ભગવત્કૃત ગોપવર્ગગેય રાત્રિલીલા અતિગોપ્ય છે તેથી શ્રીશુકે શ્રીમદ્ભાગવતમા તે લીલાનુ સ્પષ્ટ કથન ન કર્યું, શ્રીગોપીજને દિનલીલાનું ગાન કર્યું એમ કથનમાત્રથી જ ગોપવર્ગે પણ રાત્રિલીલાનું ગાન કર્યું એમ કથાઈ જ રહે છે. અત્ર શ્રીસ્વામિનીજીકૃત ગુણગાનના કથનથી अन्ये तदनुरूपाणि શ્લોકમાં ઉક્ત ગોપવર્ગે કરેલા ગુણગાનનુ સહજ સ્મરણ થઈ જાય છે. ભગવલ્લીલાના ગાનનું કારણ આસક્તિ છે, આસક્તિ કારણ છે, લીલાગાન કાર્ય છે, વલી, જ્યા જ્યાં આસક્તિ સિદ્ધ છે ત્યાં ત્યાં તેનું કાર્ય ગુણગાન પણ સિદ્ધ જ છે, શ્રીગોપીજન આસક્ત છે તેથી શ્રીગોપીજન ગુણગાન કરે છે, શ્રીગોપીજનની અને ગોપવર્ગની ઉભયની પ્રભુને વિષે આસક્તિ સમાન છે, ગોપવર્ગની પણ પ્રભુને વિષે આસક્તિ છે જ એ તો પ્રથમ જણાવ્યું છે, તેથી ગોપવર્ગની આસક્તિનું કાર્ય લીલાગાન પણ જણાવી જ દીધુ છે, કેવલ એટલું જ કે રાત્રિચરિત્ર નિતાન્તગોપ્ય છે તેથી ગોપગેય રાત્રિચરિત્રનું માત્ર સ્પષ્ટ કથન શ્રીશુકે ન કર્યું. આ શ્રીવેણુગીતાધ્યાયમાં ૨૦ શ્લોક છે, તેમાંના પ્રથમ શ્લોકમાં વર્ણિત વૃન્દાવનપ્રવેશ અને દ્વિતીય શ્લોકમા વર્ણિત શ્રીવેણુકૂજનરૂપ બોધન શ્રીગોપીજનની આસક્તિના ઉદ્બોધનને—ઉદ્દીપનને—અર્થે છે. પૂર્વાધ્યાયમાં गोपैस्तयोरद्भुत શ્લોકમાં ગોપવર્ગની અને આ અધ્યાયમાં શ્રીગોપીજનની ભગવદ્ગુણમાં જ આસક્તિ સ્ફુટ છે, તથાપિ કાર્યથી કારણનું અનુમાન કરવાનું છે. ભગવદ્-ગુણને વિષે આસક્તિ કાર્ય છે, અને ભગવાનને વિષે આસક્તિ કારણ છે, ભગવાનને વિષે આસક્તિ હોય તો જ ભગવદ્ગુણને વિષે આસક્તિ સંભવે, કારણવિના કાર્ય સંભવે નહિ, ભગવાનના ગુણવિષે આસક્તિરૂપ કાર્ય તો સ્ફુટ છે જ, તેથી ભગવાનને વિષે આસક્તિ-રૂપ કારણ પણ વિદ્યમાન છે એમ નિશ્ચય છે. જ્યાં જ્યાં ગુણમાં આસક્તિ હોય ત્યા ત્યાં ગુણીમાં પણ આસક્તિ હોય જ એવો કાંઇ નિયમ નથી એમ અનિયમ કલ્પીને ભગવદા-સક્તિ કદાચિત્ ગુણસમ્બન્ધથી થયેલી ગૌણી હશે એમ પણ ન માનવું. પ્રથમ પ્રેમનો પ્રાદુર્ભાવ થાય છે અને તદનન્તર આસક્તિનો આવિષ્કાર થાય છે, તેથી ભગવદાસક્તિ ગૌણી નથી પરન્તુ મુખ્યા છે, પ્રેમપૂર્વિકા જ છે. પ્રેમ ન હોય તો सगोपालक કહીને સખામં-

---

[1]. अय गोपैः परिवृतः ઇત્યાદિથી શ્રીશુક આ કહશે.

ફલનો સદ્ભાવ જ ન કહત. પ્રેમનો પૂર્વભાવ છે અને આસક્તિનો-ઉત્તરભાવ છે, પૂર્વભાવના નિરૂપણવિના ઉત્તર ભાવનું નિરૂપણ ન સંભવે, તેથી અત્ર પ્રેમનું પણ નિરૂપણ છે જ. વૃન્દાવનપ્રવેશરૂપ પ્રથમ શ્લોકમાં આ પ્રેમનું કથન છે, અને ઉદ્બુદ્ધ જ પ્રેમમાંથી આસક્તિનો આવિષ્કાર થાય છે, તેથી દ્વિતીય શ્લોકમાં વેણુકૂજનરૂપ ઉદ્બોધનનું નિરૂપણ કર્યું છે. લૌકિક પ્રેમ હોય તો કોકિલાદિકના કૂજનથી પણ તેના પ્રેમનો ઉદ્બોધ થઈ જાય, પરન્તુ અલૌકિક ભગવદ્વિષયક પ્રેમનું ઉદ્બોધન તેમ થઈ શકતું નથી, તેથી અલૌકિક પ્રેમના ઉદ્બોધનાર્થે અલૌકિક વેણુકૂજન થયું. વેણુનું કૂજન પણ યઃકશ્ચન કરી લે તો અલૌકિક પ્રેમનો ઉદ્બોધ ન થાય તેથી વેણુકૂજન પણ પ્રભુએ સ્વતઃ જ કર્યું. વેણુકૂજનરૂપ માત્ર ઉદ્બોધન જ પ્રભુએ સ્વતઃ કર્યું અને પ્રેમ તો જીવવિહિત શ્રવણાદિસાધને જ કરીને જ પ્રાક્ સિદ્ધ થઈ જ ગયો હતો એમ પણ નથી. પ્રેમ આસક્તિની પૂર્વાવસ્થા છે, અને તે પ્રેમનું પણ દાન હરિએ જ સ્વતઃ કર્યું. પ્રમાણપ્રકરણીય લીલા પ્રકટ કરીને પ્રભુએ સ્વસ્વરૂપ વિષે પ્રેમનું દાન અને પ્રમેયપ્રકરણીય લીલા પ્રકટ કરીને આસક્તિનું દાન શ્રીવ્રજજનને કર્યું. વૃન્દાવનમાં સગોગોપાલપ્રવેશપૂર્વક વેણુકૂજન કરીને તે આસક્તિના ઉદ્બોધનાર્થ વેણુકૂજન પણ અન્ય કોઇએ નહિ પરન્તુ હરિએ જ કર્યું. પ્રેમ આસક્તિ અને ઉદ્દીપક વેણુકૂજન એટલું જ માત્ર ભગવત્કૃત છે એમ નહિ પરન્તુ અત્ર તો સર્વ જ સામગ્રી ભગવત્કૃત છે, કારણ કે પ્રભુ નિજ અંગીકારમાત્રથી જ સર્વ સિદ્ધ કરે છે. સાધનની સમ્પત્તિ પણ સ્વતઃ જ કરી લઈને પ્રભુ ફલદાન કરે છે, તેથી પુષ્ટિમાર્ગમાં પ્રભુ જ સાધન છે. यमेवैष वृणुते ઇત્યાદિ શ્રુતિરૂપાનું પૂથ અત્ર પ્રમાણાકાંક્ષીને પણ સંતોષ સમર્પે છે. પ્રેમ આસક્તિ ઉદ્દીપક કૂજન સર્વ જ સામગ્રી ભગવત્કૃત અલૌકિક છે તેથી અત્ર કોકિલાદિકના ઉદ્દીપનના નિષેધથી સર્વ જ દુષ્ટ લૌકિક જીવવિહિત પ્રકારનો નિષેધ થઈ ગયો. શ્રીગોપીજનને વિષે ભગવાનનો પ્રેમ ન હોત તો પ્રભુ વૃન્દાવનપ્રવેશ જ ન કરત અથવા પ્રવેશ કર્યા પછી ઉદ્બોધન ન કરત, પરંતુ પ્રભુએ તો વૃન્દાવનમા પ્રવેશ કર્યો એટલું જ નહિ પરન્તુ ઉદ્બોધન પણ કર્યું, તેથી ભગવાનનો શ્રીગોપીજનને વિષે પ્રેમ છે એમ નિશ્ચય થઈ જાય છે. 'ભગવાનનો પણ આપણે વિષે પ્રેમ છે' એમ જાણ્યા પછી જ શ્રીગોપીજનનો પ્રેમ ઉદ્બુદ્ધ થયો અને તેથી રીતિએ જ ઉદ્બુદ્ધ પ્રેમ મુખ્ય છે એ આદ્ય શ્લોકદ્વયે સૂચવીને અગ્રિમ સર્વ જ વર્ણન આસક્તિપૂર્વક—મુખ્ય ભગવદાસક્તિપૂર્વક—જ થાય છે એમ શ્રીશુકે વિશદ કર્યું. 'कुसुमितवनराजि' શ્લોકમા યદ્યપિ ઇતર ઉદ્બોધનની પણ ઉક્તિ છે તથાપિ વસ્તુતઃ અત્રત્ય સર્વ ઉદ્બોધનમાત્ર ભગવત્કૃત જ છે, કારણ કે આ સર્વ જ વર્ણન ભગવદ્ગુણગાનમાં આસક્ત શ્રીશુક કરે છે. આસક્તિપર્યન્તનું અલૌકિક દાન થયું હોય તથાપિ જ્યાંપર્યન્ત ભગવાન્ સ્વયં વિદ્યાનું દાન ન કરે ત્યાંપર્યન્ત પ્રભુના સ્વરૂપનું પ્રભુના ગુણનું અને પ્રભુની લીલાનું જ્ઞાન જ થઈ શકતુ નથી એ यमेवैष वृणुते શ્રુતિનું સ્વારસ્ય છે. વૃન્દાવનપ્રવિષ્ટપ્રભુકૃત વેણુકૂજનનું શ્રવણ કરીને શ્રીગોપીજને વર્ણન કરવાનો ઉપક્રમ કર્યો તથાપિ તે આસક્તિ કેવલ આસક્તિમાત્ર જ હતી વિદ્યાસહિત આસક્તિ ન હતી, તેથી વર્ણનના—ગાનના—ઉપક્રમને અન્તે—तद्वर्णयितुमारब्धाः શ્લોકને અન્તે—बर्हापीडं नटवरवपुः कर्णयो: कर्णिकारं એ એક શ્લોક કરીને વિદ્યાનું—બ્રહ્મસ્વરૂપજ્ઞાનનું—સ્ફુટ—સપરિકર—વર્ણન છે. પ્રભુદત્ત પણ કેવલ આસક્તિમાત્રવશાત્ ગાનનો ઉપક્રમ થયો, તથાપિ સ્મરવેગે મનઃવિક્ષિપ્ત થઈ ગયું,

ગાન જ ન થઈ શક્યું, તેથી અન્તે પ્રભુએ સ્વત. શ્રીગોપીજનને વિદ્યાનું પણ દાન કર્યું, જે બ્રહ્મસ્વરૂપાત્મક વિદ્યાનું સપરિકર વર્ણન बर्हापीडं શ્લોકમાં સ્ફુટ છે. અર્થાત્ ગુણગાનમાં અપેક્ષિત પ્રેમ આસક્તિ અને વિદ્યા સર્વ જ સામગ્રી સર્વથા ભગવદધીન જ છે. વિદ્યા પણ દ્વિવિધ છે, અમૂર્ત અને મૂર્ત, તેથી નાદબ્રહ્માત્મક અમૂર્ત વિદ્યા અન્તઃકરણમાં અનુભવાવીને તદ્વિદ્યાફલભૂત સ્વરૂપાનુભવ પણ પ્રથમ તો ગાનદ્વારા અન્તઃકરણમાં જ કરાવ્યો, અને સ્વલોકાત્મક વ્યાપિવૈકુંઠના બાહ્ય અનુભવાત્મક મૂર્ત વિદ્યાએ કરીને તે મૂર્ત વિદ્યાના ફલભૂત સ્વરૂપાનન્દાનુભવનું દાન તો બહિરંગસંગદ્વારા આગલ રાસોત્સવપ્રસ્તાવમાં જ કરશે. અત્ર દત્ત વિદ્યા અને તત્ફલ અમૂર્ત છે, [1]મૂર્ત વિદ્યા અને તત્ફલનો પ્રસંગ તો આગલ ફલપ્રકરણમાં જ કથાશે. 'વિદ્યા' શબ્દનો પ્રયોગ ઉપાસનામાં થાય છે તેમ સાક્ષાત્કારમાં પણ શક્ય જ છે, અથવા વિદ્યાનો અર્થ વિદ્યાશક્તિ જ થાય છે. વિદ્યાવિના ભગવત્પ્રાપ્તિ નથી એમ **विद्ययामृतमश्नुते** શ્રુતિનું મર્મ છે, તેથી શ્રીવ્રજજનમાં પણ વિદ્યાનું નિરૂપણ થાય છે. આ અધ્યાયના પ્રારંભથી પંચમ **बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं** શ્લોકપર્યન્ત વૈરાગ્ય સાંખ્ય યોગ તપ અને ભક્તિ એ પ્રકારે પંચ પર્વે કરીને યુક્ત વિદ્યાનું પ્રતિપાદન છે. પંચપર્વા વિદ્યાનું દાન થયું તે પછી જ શ્રીગોપીજનને ભગવદ્ગુણવર્ણનરૂપ ભગવત્પ્રાપ્તિ સિદ્ધ થઈ. પંચપર્વાત્મક વિદ્યાના નિરૂપણથી પછી જ વિદ્યાને અન્તે ગાનનો પણ ફલોન્મુખ ઉપક્રમ થયલો છે, તેથી આ વિદ્યા બ્રહ્મવિદ્યાથી પણ અધિક છે, બ્રહ્મવિદ્યાનું પણ ફલ છે, એમ નિશ્ચય થઈ રહે છે. પંચપર્વાત્મક વિદ્યાના અન્તમાં તત્ફલ ગાનનો આરંભ કર્યો, તેથી ગુણગાન બ્રહ્મવિદ્યાથી પણ અધિક છે, બ્રહ્મવિદ્યાનું પણ ફલ છે. વસ્તુતઃ લીલાસ્થ જીવને દાન થયલી વિદ્યા પણ અલૌકિક છે, અને શ્રીવ્રજસીમન્તિનીજીને તે જ અલૌકિકવિદ્યાસમ્પત્તિનું દાન થયલું છે. આ અલૌકિકી ભગવદ્દત્તા લીલોપયોગિની વિદ્યાનાં વૈરાગ્યાદિ પંચ પર્વના સ્વરૂપ પણ તેવાં જ વિલક્ષણ છે. ભગવદ્વ્યતિરિક્ત પદાર્થમાત્રમાંથી અનુરાગની નિવૃત્તિ એ અત્ર વૈરાગ્ય છે, પુરુષોત્તમ રસાત્મક છે એવું જ્ઞાન અત્ર સાંખ્ય છે, ચિત્તની ભગવદેકપરતા અત્ર યોગ છે, ભગવદ્વિરહમાં આત્યન્તિક તાપક્લેશનો અનુભવ એ અત્ર તપ છે, અને ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની આકાંક્ષાથી રહિત ભગવદાસક્તિ અત્ર ભક્તિ[2] છે. આ પંચપર્વા પુષ્ટિમાર્ગીય વિદ્યાનું શ્રીવ્રજસુન્દરીને દાન થયલું છે. પુષ્ટિમાર્ગીય ભગવદ્દત્ત વિદ્યાનું પંચમ પર્વ જે ભગવદાસક્તિરૂપ ભક્તિ તે ભક્તિનું–ભગવદાસક્તિનું–આ અધ્યાયમાં નિરૂપણ છે. શ્રીગોપીજનની આ પ્રકારની ભગવદાસક્તિ આ અષ્ટાદશ અધ્યાયનો–શ્રીવેણુગીતાધ્યાયનો–અર્થ છે. **बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं** શ્લોકમાં ઉક્ત ભગવત્સ્વરૂપાનુભવ તો બ્રહ્મભાવની પણ ઉત્તર દશા છે. આ અવસ્થા ભક્તિએ કરીને પ્રાપ્ય છે, **भक्त्या मामभिजानाति** શ્લોકમાં પ્રોક્ત ભક્તિએ કરીને પ્રાપ્ય અભિજ્ઞાન તે જ આ बर्हापीडं શ્લોકોક્ત ભગવત્સ્વરૂપાનુભવ. શ્રીગોપીજનને આ અભિજ્ઞારૂપ ભગવત્સ્વરૂપાનુભવનું દાન થયું એમ **अक्षण्वतां फलमिदं** ઇત્યાદિ શ્લોકમાં સુવ્યક્ત છે, તેથી આ અધ્યાયમાં જે વર્ણન છે તે આસક્તિપૂર્વક જ છે એમ

---

૧. અમૂર્ત વિદ્યામાં શ્રીલક્ષ્મણભટ્ટભૂપકુમાર શ્રીમદ્વલ્લભાધીશ્વરનાં સ્વરૂપનું અને મૂર્ત વિદ્યામાં શ્રીમદ્વલ્લભરાજકુમાર શ્રીમદ્વિઠ્ઠલેશ્વરના સ્વરૂપનું ચિન્તન પણ ફલપ્રદ થશે.

૨. નવપ્રકાર્યરૂપ ભક્તિથી પણ આ ભક્તિ તો વિલક્ષણ જ છે

નિશ્ચય થઈ રહે છે. નિશ્ચય કરી લીધા પછી જ અભિન્ન જન સ્વરૂપ પ્રકટ કરે છે. વર્ણન તો **अक्षण्वतां फलमिदं** શ્લોકથી જ પ્રારંભાય છે, એ વર્ણન આસક્તિપૂર્વક જ થાય છે, તેથી કેવલ સાધનરૂપ જ નથી પરન્તુ ફલરૂપ જ છે, અને ફલરૂપ છે તેથી જ તે વર્ણન પંચપર્વા વિદ્યાના અન્તમાં થયલું છે. અત્રપર્યન્ત આ અધ્યાયના પ્રારંભના શ્લોકપદ્કનું સ્વારસ્ય સ્પષ્ટ થયું. આગલ ત્રયોદશ શ્લોકે કરીને શ્રીગોપીજનકૃત ભગવદ્ગુણવર્ણન છે, અને અન્તિમ ૨૦મા શ્લોકમાં આ આસક્તિપ્રતિપાદક પ્રમેયપ્રકરણનો ઉપસંહાર છે. શ્રીગોપીજનગેય શ્રીવેણુગીતના શ્લોકની ત્રયોદશ સંખ્યામાં પણ મર્મ છે. પ્રવાહી જીવ દ્વાદશમાસાત્મક કાલને ઉપાસે છે, અને માર્યાદિક જીવ દ્વાદશાંગ પુરુષને ઉપાસે છે, પ્રવાહિજીવોપાસ્ય દ્વાદશમાસાત્મક કાલથી અને મર્યાદાજીવોપાસ્ય દ્વાદશાંગ પુરુષથી પણ શ્રીગોપીજનગેય પદાર્થ અધિક છે, ઉત્તમ છે, ત્રયોદશાંગ છે. શ્રીગોપીજનગેય શુદ્ધપુષ્ટિમાર્ગીય આ ત્રયોદશાંગ તત્ત્વ કાલથી પણ અધિક કાલાધિક—નિત્યલીલાસ્થ—અને ક્ષરાક્ષર પુરુષથી પણ ઉત્તમ પુરુષોત્તમ છે, અક્ષણ્વાન્‌નું ફલ છે, તેથી શ્રીવ્રજસીમંતિનીસંગીન નિત્યલીલાસ્થ પુરુષોત્તમનું સ્વરૂપ ગુણ અને લીલા સર્વ જ નિત્ય છે એમ સહજ સિદ્ધ થઈ રહે છે.

પૂર્વ—૧૭મા—અધ્યાયના અન્તમા ભગવલ્લીલાર્થ શરદનું વર્ણન થયુ, હવે આ અધ્યાયમાં ભગવાનનો વૃન્દાવનમા લીલાર્થ પ્રવેશ કથાય છે.

इत्थंशरत्स्वच्छजलं पद्माकरसुगन्धिना ।
न्यविशद्वायुना वातं सगोगोपालकोच्युतः ॥ १ ॥

**अक्षरार्थ—આ પ્રકારની શરદે કરીને સ્વચ્છ છે જલ જેમાં એવા અને પદ્માકરના સુગન્ધે યુક્ત વાયુએ વાત ( વૃન્દાવનમાં ) અચ્યુતે ગાયો અને ગોપાલ સહ નિવેશ કર્યો. ૧**

વ્યાખ્યાન—'આ પ્રકારની જે શરદ તે શરદે કરીને સ્વચ્છ છે જલ જેમાં એવા વૃન્દાવનમાં અચ્યુતે પ્રવેશ કર્યો' એમ શ્લોકના પદનો સમ્બન્ધ છે. યદ્યપિ આ શ્લોકમાં 'વૃન્દાવન' પદનું સ્પષ્ટ કથન નથી, તથાપિ પૂર્વ અધ્યાયમા લીલાના અધિકરણદેશત્વે કરીને વનનું કથન છે, અને આ અધ્યાયમાં જ દ્વિતીય શ્લોકમાં 'कुसुमितवनराजि' પદમાં વનના ચિહ્ન છે, અને પંચમ શ્લોકમાં તો वृन्दारण्य××प्राविशत એમ સ્પષ્ટ જ ઉક્તિ છે, તેથી અત્ર પ્રવેશસ્થલ વૃન્દાવન જ છે એમ નિશ્ચય થઈ રહે છે, અત્ર—આ અધ્યાયમાં—પણ પૂર્વવત્ આધિદૈવિકી શક્તિઓ સહ લીલા વક્તવ્ય છે. ભગવાનની શક્તિઓમાં પણ ભગવદ્વત્ અલૌકિકત્વ નિત્યત્વ ઇત્યાદિક સ્વાભાવિક ધર્મ છે એ જણાવવાને, અને ભગવદ્ભોગ્ય શ્રીવ્રજસીમંતિનીજીના અલૌકિકનિત્યસહજધર્મયુક્ત સ્વરૂપનું જેમને અભિજ્ઞાન જ નથી તેવા અનભિજ્ઞથી શ્રીસ્વામિનીજીઓનું સ્વરૂપ ગુપ્ત રાખવાને, અત્ર શક્તિપદનો પ્રયોગ થયો છે. ત્યાં—લીલામાં—નાયક ઉત્કૃષ્ટ છે એ જણાવવાને પ્રભુને અચ્યુત કહ્યા. સ્વરૂપથી જેમની કદાપિ ચ્યુતિ જ ન થાય એવા ઉત્કૃષ્ટ અચ્યુતનાયકની લીલામાં અનુભવિકા પણ ગાયો છે. લીલારસની અનુભવકર્ત્રી ગાયો છે, તેથી પણ નાયકનો નિર્દોષ ઉત્કર્ષ સિદ્ધ થાય છે. જેમ ગાયો અનુભવિકા છે તેમ ગોપવર્ગ લીલામા સેવક છે. શક્તિઓની—શ્રીવ્રજસીમંતિનીજીની—નિર્ભયતા સિદ્ધ કરવામાં એ સેવકોને વિનિયોગ છે. આ ગોપવર્ગ દેવ છે. ૧૬મા અધ્યાયમાં,

भासन् सुविस्मिताःના વ્યાખ્યાનમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે એમની ઇન્દ્રિય નિર્દોષ છે, તેથી આ ગોપવર્ગ દેવ છે. શ્રીવ્રજસીમંતિનીજી સહ ભગવલ્લીલામાં નિર્ભયતાસમર્પક નિર્દુષ્ટેન્દ્રિયવાન્ દેવસ્વરૂપ ગોપવર્ગ સાક્ષી છે. દેવના સાક્ષિત્વથી ભગવલ્લીલાનું દિવ્યત્વ પણ સિદ્ધ થઈ રહે છે. સાક્ષી (૧) સ્વાર્થથી અને સ્વાર્થની અપેક્ષાથી પણ રહિત (૨) ફલભોગસમર્પક અને (૩) ફલભોગમાં યથાધિકાર પ્રવર્તક હોય છે. આ સર્વ ધર્મ અત્ર નિજ અન્તરંગ ગોપવર્ગમાં છે, તેથી ઉપનિષદાદિમાં પરમાત્માને સાક્ષી કહ્યા છે તેમ અત્ર ગોપને સાક્ષી કહ્યા. પ્રભુની નિર્દોષ પૂર્ણગુણ લીલામાં રમણ પણ જલના અને સ્થલના ભેદે કરીને દ્વિવિધ છે. નિર્ભર રમણમાં પવનની અપેક્ષા રહે છે. જલક્રીડામાં તો નિર્મલતાની અને શૈત્યના અભાવની પણ અપેક્ષા રહે છે. જલ અતિશય શીતલ ન હોય અને નિર્મલ હોય તો જલક્રીડા પણ રસાલ થાય. ઋતુ શરદ છે, તેથી જલ નિર્મલ છે, અને અતિશય શીતલ પણ નથી. શરદે કરીને જ્યાં જલ સ્વચ્છ છે ત્યા પ્રવેશ કર્યો, કયા સ્થલમાં પ્રવેશ કર્યો એનો વિશેષતઃ નિર્દેશ આ શ્લોકમાં નથી. ક્રીડાર્થ જલપ્રવેશનો નિર્દેશ છે. પદ્માકરનો જે સુષ્ઠુ–શૈત્યસહિત–ગન્ધ તે પદ્માકરસુગન્ધ, પદ્માકરસુગન્ધે કરીને યુક્ત તે પદ્માકરસુગન્ધિ, એવા પદ્માકરના સુગન્ધિ વાયુએ વાત વનમાં અચ્યુતે નિવેશ કર્યો. પવન ગન્ધવાન્ છે, તેથી જ ગન્ધભરને લીધે તે મન્દ પણ છે. ક્રીડામાં એટલું–શીત મન્દ સુગન્ધિ પવન–જ અપેક્ષિત છે, આ શ્લોકમા વિશેષણભૂત ધર્મનું જ પ્રાધાન્ય છે, તેથી સ્થલરૂપ વિશેષ્યનો નિર્દેશ નથી. અચ્યુતે નિવેશ કર્યો, આધિદૈવિકપર્યન્ત પ્રવેશ કર્યો. જ્યા આવ્યાથી દેવતાઓનો સમાગમ થયો અને નેત્રભ્રૂકુટિના વિલાસથી તેમણે સ્વસ્વસેવાનું નિવેદન પણ કર્યું ત્યાપર્યન્ત પ્રવેશ કર્યો. સગોગોપાલ અચ્યુતે નિકુંજાદિપ્રદેશપર્યન્ત પ્રવેશ કર્યો એમ દેવપ્રિય પરોક્ષ રીતિએ જણાવવાને આધિદૈવિકપદનો પ્રયોગ થયો છે, જેનો સંકેત નિ ઉપસર્ગથી શ્રીશુક જ કર્યો છે. ૧.

પ્રથમ શ્લોકમા આ પ્રકારે પ્રભુકૃત વનપ્રવેશ કથીને, દ્વિતીય શ્લોકમા ઉદ્બોધનું નિરૂપણ કરે છે.

कुसुमितवनराजिशुष्मिभृङ्गद्विजकुलजुष्टसरःसरिन्महीध्रम् ।

मधुपतिरवगाह्य चारयन् गाः सहपशुपालबलश्चुकूज वेणुम् ॥ २ ॥

**અક્ષરાર્થ—કુસુમિત વનરાજીએ કરીને મત્ત ભૃંગોનાં અને પક્ષીઓનાં કુલોએ સેવિત સરોવરોને સરિતાઓને અને પર્વતોને અવગાહીને ગોપબલદેવયુક્ત ગોચારણકર્તા મધુપતિએ વેણુકૂજન કર્યું. ૨.**

વ્યાખ્યાન—ગાયોને ચરાવતા મધુપતિએ વેણનું કૂજન કર્યું, મધુપતિપદમાં મધુનો અર્થ કોઈક ટીકાકાર 'યાદવ' કરે છે, પરન્તુ તેવો અર્થમાં સ્વારસ્ય નથી, તેથી મધુનો અર્થ 'વસંત' કરવો, અને સરસ શૃંગારાત્મા વસંતાધિપતિએ વેણુકૂજન કર્યું એમ અર્થસ્વારસ્ય અનુભવવું. સરસ શૃંગારરસાત્મા છે, તેથી જ મધુના–વસંતના–અધિપતિ છે. લોકસિદ્ધકાર્યાન્તરવિના વૃન્દાવનમાં ગમન અને ચિરસ્થિત્યાદિક લોકવિરુદ્ધ છે, અને ચિકીર્ષિતલીલાનું લોકજ્ઞાન રસવિરુદ્ધ છે, આ પ્રકારના લોકવિરોધનું અને રસવિરોધનું સમાધાન કરીને સર્વસંપાદન કરવાનું સામર્થ્ય ગોચારણરૂપ ધર્મમાં છે, કારણ કે સાક્ષાત્ અને પરંપરાના ભેદે

# श्रीसर्वोत्तमजी विषे श्रीगोविन्दस्वामिकृत पदो.

राग आसावरी.

अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानव नाम ।
करि करुणा कलिकालमां निजजनके पूरे [1]काम ॥ १ ॥
[2]अवनितलमां आनंद भयो घरघर आठो [3]जाम ।
सुभग मूरति श्रीवल्लभ हे देखे [4]नखसिख [5]अभिराम ॥ २ ॥
अब चिंता सब मिट गई प्रकट भयो सुखको धाम ।
फुल्यो फिरत गोविंद सदा पायो निजपद गोकुल गाम ॥३॥१४॥

राग सारंग.
ताल चर्चरी.

अंगीकृतो समर्यादो पुरुषोत्तम प्रकट भये [6]श्रवन सुनत
निजजन उपज्यो आनंद ।
करि करुणा हरिवदनानल[7] श्रीवल्लभदास दीये वर्होरि
मन वच कर्म करि प्रकटे गोकुलचंद ॥ १ ॥
नखसिख सब अति अनुप प्रकट भये [8]धर्मयूप,
रूपसुधा पान करत सबे [9]विदुःख वृंद ।
सुर नर मुनि करि समाधि एकचित्त व्हे ध्यान धरत
पावत नहि पार कछु मायावादिमत्तगयंद[10] ॥ २ ॥
[11]देखियत प्राकृत रूप निश्चय हे अप्राकृत मानुषाकृति देखि परे फंद ।
पुष्टि सृष्टि उद्धरनकों द्विजवर अवतार धर्यो मायामत
[12]खंडवेको प्रकटे गोविंद ॥ ३ ॥ १५ ॥

राग देवगंधार.

अबके महाकारुणिक कहाये ।
तजि निज धाम अवनितल प्रकटे भये सबनके मन भाये ॥ १ ॥

---

૧. મનોરથ ૨. પૃથ્વી. ૩. પહોર. ૪. નખથી શિખાપર્યંત. ૫ મનોહર. ૬ કાન. ૭ મુખાગ્નિ. ૮. સ્તંભ. ૯. સ્વરૂપમનુરિમાનું પાન કરીને સર્વ વૃંદ વિદુઃખ થાય છે ૧૦. ગજેન્દ્ર. ૧૧. પ્રાકૃત રૂપ નજરે દેખીએ છીએ પણ અપ્રાકૃત છે એમ નિશ્ચય છે. મનુષ્યાકૃતિ દેખીને સંશય પડે છે, ભ્રમ થાય છે. ૧૨. ખંડન કરવાને.

अपनी प्रतिज्ञा सत्य करी तुम निजजननेह निभाये ।
सब परिकर ले शरन भयो सो तव पद सरोजरज पाये ॥ २ ॥
[1]जिन नहि जानें श्रीहरिमुखमूरति [2]तिन वृथा जनम [3]गवाये ।
सर्वस्व श्रीवल्लभ निजजनको सो गोविंद जन जसगाये ॥ ३ ॥ १६ ॥

राग रामग्री तथा देवगंधार.

विभु तुम अबकें मोहि उद्धारो अतिही [4]समर्थ श्रवन सुनियत हे श्रीवल्लभ नाम तिहारे ।
उद्धरे अधम अबें साधन विन अपनें जिय विचारो ।
कोटि जनमको महा अपराधी मेरे [6]औगन वे [7]विसारो ॥ २ ॥
निःसाधन हों रंक जानि जिय दुस्तर भवसागर तारो ।
विनति सुनोहों रंक गोविंदकी अपनी प्रतिज्ञा पारो ॥ ३ ॥ १७ ॥

---

## श्रीसर्वोत्तमस्तोत्र.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૬૭. )

अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः ।
अंगीकृतौ समर्यादो महाकारुणिको विभुः ॥ १० ॥

આ શ્લોકમાં ચાર નામ છે.

૧૪. અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ—
૧૫. અંગીકૃતૌ સમર્યાદઃ—
૧૬. મહાકારુણિકઃ—
૧૭. વિભુઃ—

નમનપૂર્વક જપ નીચે પ્રકારે કરવો.

१४. अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवाय नमः ।
१५. अंगीकृतौ समर्यादाय नमः ।
१६. महाकारुणिकाय नमः ।
१७. विभवे नमः ।

---

૧. જેણે. ૨. તેણે ૩. ગુમાવ્યો, ખોયો. ૪. સામર્થ્યવાન, સમ્યક્ અર્થવાન એમ પણ અર્થ થાય, કે. તારું (આપશ્રીનું) શ્રીવલ્લભ નામ સમ્યક્ અર્થવાળું (સંપૂર્ણરીતિએ સાર્થક) છે. ૫ અધમ જીવનો પણ હવે સાધન વિના જ ઉદ્ધાર થઈ ગયો. ૬. અવગુણ. ૭ વિસારો.

**अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः—**

પુષ્ટિમાર્ગની ફલસિદ્ધિમાં પણ સર્વત્યાગપૂર્વક સર્વાત્મભાવાદિકનું સાધનત્વે કરીને શ્રવણ થાય છે તો પછી આચાર્યચરણપ્રકટિત માર્ગમાં કેવલ આચાર્યચરણના અંગીકારમાત્રથી જ તત્ફલસિદ્ધિ કેમ થઈ જાય એમ શંકા થાય તો શ્રીમત્પ્રભુચરણ તેના નિરાસાર્થ अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानव એમ શ્રીમદાચાર્યચરણનું ચતુર્દશ નામ કહે છે. અત્ર આ આશય છે. સર્વાત્મભાવાદિથી પણ ફલસિદ્ધિ થવામાં ભક્તોમાં ભગવત્પ્રિયત્વ જ હેતુ છે, અન્ય હેતુ નથી, એ નિશ્ચય છે. ભગવત્પ્રિયત્વ કેવલ **ફલમાર્ગીય શુદ્ધપુષ્ટિમાર્ગપ્રવર્તક શ્રીમદાચાર્યચરણના અંગીકારમાત્રથી જ સિદ્ધ** થઈ જાય તો પછી સાધનાન્તરકથનથી શું પ્રયોજન ? એ જણાવવાને જ આ નામની આજ્ઞા કરી છે. અત્ર ભગવાનનું અન્ય નામ ન કહેતાં ગોપીશપદની આજ્ઞા કરી છે તે, તત્પ્રભુ—શ્રીગોપીશ—એતદ્ભક્તસંબંધિલીલાપરવશ હોવાથી શ્રીમદાચાર્યચરણ પણ એ જ લીલાપરવશ હોવાથી એતન્મધ્યપાતિત્વથી અતિપ્રિય હોવાથી કૃપાથી તદંગીકૃતોને વિષે સ્વમાર્ગીયપ્રભુપ્રિયત્વમાં શું કહેવું એ જણાવવાને છે. આથી સાક્ષાદ્ભગવન્મુખારવિંદ-ફલવલ્લભાગ્નિના અંગીકારપ્રકારવિષયમાં જ અખિલ 'ફલરૂપ' સાધનનો સમાવેશ હોવાથી તેઓના—ગોપીશલીલામધ્યપાતિજનના—પ્રભુપ્રિયત્વમાં શું કહેવું ' તેથી એમ પણ જણાવ્યું કે લીલામધ્યપાતીમાં જ સ્વાંગીકારપ્રકારવિષયત્વ અને સ્વપ્રિયત્વ છે, અન્યમાં નથી.

અંગીકૃતિમાત્રથી—સ્વીયત્વથી પરિગ્રહમાત્રથી—જ ગોપીશના વલ્લભીકૃત—પ્રિયત્વાસ્પદને પ્રાપ્ત કર્યા—માનવો—જીવો—જેઓશ્રીએ.

ગત નામથી જણાવ્યું તેવા અલૌકિકસામર્થ્યયુક્ત શ્રીમદાચાર્યચરણ છે જ પરન્તુ પ્રભુ સ્વીકાર ન કરે તો કેમ એમ શંકા થાય તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ આ નામની આજ્ઞા કરે છે. **અંગીકારમાત્રથી જ ગોપીશના પ્રેષ્ઠ કર્યા છે માનવો જેઓશ્રીએ.** આથી પ્રભુના પરમ પ્રેમાસ્પદ જ થયા તો સ્વીકારમાં તો કહેવું જ શું ? અત્ર ગોપીશપદથી લીલારસસવલિતભક્તસાહિત્યના કથનથી લીલાસ્વભાવજનિતપરમપ્રેમાસ્પદીભૂત કેવલ પ્રભુના જ નહિ પરંતુ તત્સાહિત્યથી તેઓના (શ્રીગોપીજનના) પણ પરમપ્રેમાસ્પદીભૂત થાય છે તેથી, આ માર્ગમાં શ્રીસ્વામિનીઓ જ ગુરુ છે તેથી, તેઓની કૃપા વિના આ રસની પ્રાપ્તિ નથી. તત્પ્રેમાસ્પદત્વથી સર્વથા તદ્રસપ્રાપ્તિ થાય છે એમ સૂચન કર્યું, નહિ તો તાદૃશ-પ્રિયતમાસહિત લીલામાં પ્રભુનું અન્યત્ર પ્રેમાસ્પદત્વ તો અશક્ય છે, તત્પ્રેમાસ્પદતાએ જ પ્રભુના પણ વલ્લભીકૃત એમ ભાવ છે, આથી લીલાસ્વરૂપ શ્રીગોપીજનનું અને પ્રભુનું પણ આચાર્યસ્વરૂપાધીનત્વ સૂચવ્યું, તેથી આચાર્યાનુરોધથી[1] કરેલી લીલામાં પ્રભુને જેવો મહાન રસ ઉત્પન્ન થાય છે તેવો અન્યત્ર થતો નથી એમ પણ સૂચન કર્યું, નહિ તો અન્યમાં—શ્રીમદાચાર્યચરણાંગીકૃતમાં—પણ પ્રેમાસ્પદતા જ ન થાય. આચાર્યશ્રી પણ એમ જ અનુરોધ કરે એમ ભાવ છે. આમ હોવાથી જેને અર્થે પ્રભુની અને શ્રીગોપીજનની લીલામાં શ્રીમદાચાર્યચરણ તેવો અનુરોધ કરે છે, તે અંગીકૃતમાં પ્રભુ અને શ્રીગોપીજન પણ અનુરોધથી પ્રેમાસ્પદત્વ કરે તેવા શ્રીમદાચાર્યચરણના અંગીકૃતિભાજન શ્રીમત્પ્રભુચરણ વિના અન્ય કોઈ જ નથી,

---

૧. અનુરોધ=અનુકૂલતા.

તેથી સ્વાનુભવ જ શ્રીપ્રભુચરણે અત્ર કહ્યો છે એમ ગૂઢાર્થસંપાદન થાય છે. આથી કેવલ અંગીકારમાત્રથી જ એતાદૃશ ફલ થાય છે તો પછી ઉદ્ધાર કરવામાં તો કહેવું જ શું?

શ્રીશૂદ્રાદિનું મુક્ત્યાદિપ્રકારથી ઉદ્ધરણ છે કે અન્ય પ્રકારથી તે જણાવવા માટે આ નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. **અંગીકૃતિથી** જ—અંગીકારથી જ—ગોપીશના વલ્લભીકૃત માનવો જેઓશ્રીએ. **एव**પદથી સ્વાંગીકરણમાત્ર જ એતત્સાધન છે. પુનરપિ તેમના સાધનાદિકને અપેક્ષીને અથવા કરાવીને કાંઇ તેમ કરે છે એમ નથી એમ જણાવે છે. **અંગીકૃતિ, ગોપીશ,** અને **વલ્લભીકૃત** એ ઉક્તિથી સ્ત્રીભાવથી જ તેમ થાય છે એમ ભાવ છે. વળી **માનવ**-ત્વની ઉક્તિથી આ જ સ્વરૂપથી તદ્ભાવનું—સ્ત્રીભાવનું—ઉપપાદન કરીને તેમ કરે છે એમ ભાવ છે. અથવા **અંગીકૃતિથી** જ **ગોપીશ વલ્લભ કરાયા** છે—પતિભાવને પ્રાપ્ત કરાયા છે—**માનવોના** જેઓશ્રીએ એવા **અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવ** શ્રીમદાચાર્યચરણ છે.

જીવોનો કેવલ સ્વીયત્વથી અંગીકાર કરવામાં આવતાં જ ભગવત્પ્રિયત્વ થાય છે એમ આ નામથી કહે છે. અન્યસાધનવ્યતિરેકથી—અન્ય સાધન વિના જ—**સ્વાંગીકારમાત્રથી ગોપીશના**—યશોદોત્સંગલાલિતના—પૂર્વે—અંગીકૃતિ પૂર્વે—અવલ્લભ પણ માનવોને વલ્લભ કર્યા જેઓશ્રીએ એવા અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવ શ્રીમહાપ્રભુજી છે. **અંગીકૃતિ** એમ સ્ત્રીપ્રયોગથી પુષ્ટિફલદાનાર્થ અગ્નિકુમારોની રીતિએ જ સ્ત્રીત્વથી જ અંગીકાર છે એમ સૂચન કર્યું. 'તેમની પ્રસાદરૂપા શક્તિ સ્ત્રી હોય છે,' ઇત્યાદિથી વ્રતાધ્યાયમાં એ પ્રકારનું નિરૂપણ કર્યું છે, તેથી પુષ્ટિભાવોત્પત્તિથી તદ્વલ્લભત્વ ( ગોપીશવલ્લભત્વ ) સિદ્ધ જ છે એમ ભાવ છે. જેમ અગ્નિકુમારો તપથી શુદ્ધ થયા તેમ આ પણ ભગવદ્દવનાર મનુથી તેવા થયા છે એમ **માનવ**પદથી જણાવ્યું. અથવા **માનવો**—હીન મનુષ્યો—પણ તેવા થાય છે એમ એતદંગીકારફલનું સૂચન કર્યું. જેવી રીતિએ પરમસ્નિગ્ધ મધ્યસ્થા યોગ્ય નાયિકાને નિરીક્ષીને સ્વીયત્વે કરીને તેનો અંગીકાર કરીને તેનામા નાયકવિષયક ભાવનું ઉત્પાદન કરીને તદ્વલ્લભા—નાયકવલ્લભા—કરે છે તેમ શ્રીમહાપ્રભુજી પણ કરે છે એમ ગૂઢ અભિસંધિ છે. નિત્યલીલામાં એમનું યથાભિલપિત સ્વરૂપ છે એમ જાણવુ.

**અંગીકૃત્યૈવગોપીશવલ્લભીકૃતમાનવ:** એ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના ચતુર્દશાધ્યાયના અર્થનું બોધક નામ છે. ગોપીને તનુ કરે તે ગોપીશ, અને અવલ્લભ માનવોને પણ પ્રીતિવિષય કર્યા જેઓશ્રીએ એવા વલ્લભીકૃતમાનવ ગોપીશ એવા વલ્લભીકૃત-માનવ એમ વિગ્રહ છે. પૂર્વ ગોપીશ અને પશ્ચાદ્ વલ્લભીકૃતમાનવ. આ સર્વ 'તેથી હું છું[1] શરણ જેનો એવા વ્રજને' એમ વક્ષ્યમાણ અંગીકૃતિરૂપ સ્વવરણથી જ થયું છે, અન્ય હેતુથી નહિ, તેથી एवकार છે. 'હ્રદમાંથી બહિર્ પધારતા કૃષ્ણને[2]' ઇત્યાદિથી આ વૃત્ત કહ્યું છે.

**अंगीकृतौ समर्यादः[3]—**

અંગીકારમાં શો પ્રકાર છે એમ આકાંક્ષા થતાં આ નામથી અંગીકારપ્રકાર શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે, **અંગીકૃતિમાં**—અંગીકારમાં—**સમર્યાદ**—સ્વમાર્ગીય મર્યાદાસહિત—શ્રીમદાચાર્ય-

---

१. तस्मान्मच्छरणं गोष्ठम् । श्रीभा. द पू. २२. ६८.

२. कृष्णं ह्रदाद्विनिष्क्रांतम । श्रीभा द पू. १४. १२.

३. स्वमर्यादः इत्यपि पाठ ।

ચરણ છે. એ મર્યાદા કયી એમ આકાંક્ષામાં ટીકાકાર આજ્ઞા કરે છે કે મૂલલીલામધ્યપાતી જીવો પ્રથમ આ પ્રકારે વિચારીને શ્રીમદ્વલ્લભાગ્નિને શરણે આવે છે ' હું મુક્તિથી અધિક સાક્ષાત્સાત્મકરમણપુરુષોત્તમસ્વરૂપાનુભવફલસંબંધ પ્રાપ્ત કરીને કૃતાર્થ થાઉં ' એમ બુદ્ધિથી સાક્ષાદ્મુખારવિંદફલવિયોગાગ્નિ શ્રીમદાચાર્યચરણનું સ્વરૂપ ભક્તિમાર્ગપ્રવર્તકત્વે કરીને જાણીને તદીયત્વથી જ તેઓશ્રીના ચરણકમલકિંજલ્કના આંતરીય સૌગંધ્યના સંસર્ગથી જ સ્વમનોરથાદિકની સિદ્ધિ થશે એમ જાણીને ' મને સ્વકીય કરો ' એમ પ્રાર્થનાથી જે પ્રયત્ન થાય છે તેને કૃપાથી સ્વમાર્ગાયમર્યાદોક્ત પ્રકારથી સ્વસમીપ લઈને સ્વમાર્ગીયોપદેશ-પ્રકારથી ' બ્રહ્માસ્ત્રન્યાય કહેલો છે તેથી અહિં આગ્રાદિસિદ્ધ ધર્મ નષ્ટ થતો નથી[1] ' એમ અભિપ્રાયયુક્ત ઉપદેશ આપીને, આગલ મત્સ્વરૂપાનુભવાગ્નિથી ભસ્મસાત્ થઈને તલ્લીલોપયિક દેહાદિને પ્રાપ્ત કરીને નિખિલ રમણનું અધિકરણત્વ થશે એમ અભિપ્રાય કરીને ભગવાનમાં નિવેદન કરાવે છે, પોતે પણ ગુણાતીત હોવાથી ત્યારપછી જ સ્વીયત્વથી અંગીકાર કરે છે એવો આ પુષ્ટિભક્તિમાર્ગમા અંગીકારપ્રકાર છે એમ જણાવવાને અંગીકૃતૌ સમર્યાદઃ એ નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે.

અંગીકૃતિમાં જીવકૃત સાધનાપેક્ષાનો નિષેધ કર્યાથી જીવપ્રપત્તિ સ્વભાવભેદથી અનેકવિધ હોવા છતાં પણ પૂર્વોક્ત ફલમાં ભેદ સંભવતો નથી તેમજ અપ્રયોજક છે તેથી ભક્તિમાર્ગીયપ્રપત્ત્યાદિ સાધનનો ઉચ્છેદ થશે એમ આશંકીને अंगीकृतौ समर्याद એમ નામાંતરની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણ કરે છે. અંગીકારમાં પણ આ સ્વરૂપમર્યાદા છે જ તેથી આ અંગીકૃતિમાં સાપેક્ષત્વ અનુચિત નથી એમ જાણવું. વલી, સહજ દોષ અનિવાર્ય હોવાથી તેનાથી થતા પ્રતિબંધથી અગ્રિમ ફલભાવના નાશની શંકા પણ ન કરવી, કારણ કે ' મારો[2] ભક્ત વિનાશને પ્રાપ્ત થતો નથી ' એમ અંગીકૃતિમા જે મર્યાદા તે મર્યાદાએ કરીને સહિત એમ અર્થ છે. સદોષનું ભક્તત્વ જ અસંભવિત છે એમ પણ ન કહેવુ, કારણ કે [3]કોઈ મ્હોટો દુરાચારી હોય તથાપિ જો અનન્ય ભાવથી મને જ ભજતો હોય તો ' ઇત્યાદિ ભગવદ્વાક્ય જ છે.

સર્વને એતાદૃશ જ ફલ થાય છે કે તારતમ્યથી થાય છે તે જણાવવા આ નામની આજ્ઞા કરી છે. અંગીકૃતિ હોવા છતાં મર્યાદાસહિત, અંગીકૃતિકરણમાં તારતમ્ય નથી પરંતુ રસદાનમાં તારતમ્ય છે. રસદાન તો તત્તદ્ભાવાનુરૂપ જ થશે. જો અંગીકૃતિમાં તારતમ્ય હોય તો તન્માત્રથી—અંગીકૃતિમાત્રથી—માનવો ભગવાનના અથવા ભગવાન્ માનવોના પ્રેમાસ્પદ થાય જ નહિ અને પૂર્વોક્ત નામમાં अंगीकर्तृत्वमां પુરસ્કાર છે તે વ્યર્થ થાય. તેથી એટલું જ તારતમ્ય છે કે તેજ ફલ તત્તદ્ભાવાનુરૂપ છે. અથવા અમુકની આ પ્રકારે અંગીકૃતિ ઇત્યાદિ મર્યાદાસહિત છે નિર્મર્યાદ નથી જેનો અંગીકાર કરે છે તે તન્માત્રથી—અંગીકારમાત્રથી—તત્પ્રિય થાય છે, પરંતુ સર્વત્ર અંગીકાર સમાન નથી એમ સૂચિત થાય છે.

અંગીકૃતિ હોવા છતાં શ્રીભાવથી જ સર્વનો અંગીકાર કરવામાં શું પ્રયોજન એ આ નામથી કહે છે. અંગીકૃતિમાં—અંગીકરણમાં—સમર્યાદ—મર્યાદાસહિત. મર્યાદા તો પુષ્ટિ-

૧. અત્ર ન્યાયાદેશનું અનુસન્ધાન કરો.

૨. न मे भक्तः प्रणश्यति । भ. गी. ९, ३१.

૩. अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् । भ. गी. ९, ३० .

માર્ગીય. તે તો સ્ત્રીભાવાત્મિકા છે. આચાર્યશ્રીએ જ આજ્ઞા કરી છે કે 'ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે' 'સ્ત્રીઓ જ તે રસનું પાન કરવાને સમર્થ છે.' તે દુરાપ હોવાથી તદાશાએ તદ્‌ભજન જ કરવું,' તેથી પુષ્ટિમાર્ગીય મર્યાદાથી સ્ત્રીભાવે જ અંગીકાર કરે છે.

શ્રીમત્પ્રભુચરણ આ નામથી અંગીકારપ્રકારની આજ્ઞા કરે છે. જીવાધિકારવિચારમાં પ્રથમ શરણાગતિરૂપમર્યાદાસહિત છે, શરણ પછી સમર્પણે કરીને પુષ્ટિમા અંગીકાર કરે છે તેથી પુષ્ટિમાર્ગીય સમર્પણાંગીકારમાં શરણાગતિરૂપ મર્યાદાસહિત શ્રીમહાપ્રભુજી છે એમ કહ્યું.

**અંગીકૃતૌ સમર્યાદઃ** એ શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધના-પૂર્વાર્ધના પંચદશાધ્યાયાર્થનુ બોધક નામ છે. ગ્રીષ્મઋતુકૃત સેવાના અંગીકારમાં મર્યાદારૂપબલદેવજીસહિત છે. '[1]ગ્રીષ્મ-નામની ઋતુ થઈ' '[2]વસંત જેવી જણાઈ' બલની[3] સાથે ક્રીડા કરતા કરતા ભગવાન્ કૃષ્ણ' ઇત્યાદિથી આ વૃત્ત કહેવામાં આવ્યુ છે. અથવા પ્રલંબને મારવામાં બલદેવસહિત. '[4]બલશાલી બલથી પ્રલંબને નિહત દેખીને' ઇત્યાદિથી આ વૃત્ત કહેવામાં આવ્યુ છે.

**महाकारुणिकः—**

યદ્યપિ જીવ તો સ્વકૃતાર્થતાસિદ્ધ્યર્થ સ્વયં યત્નાદિક કરે છે તથાપિ આચાર્યશ્રી-ને મુક્તિથી અધિક અતુલ્યાતિશયાનુભવપ્રયુક્ત સ્વમાર્ગીય સાક્ષાદ્ અલક્ષ્ય કુટીરસ્થ ભજનાનંદરમણ પુરુષોત્તમના સ્વરૂપાનુભવફલસંબંધ સંપાદન કરાવવામાં શો હેતુ છે. એમ કોઇ શંકા કરે તો તેના સમાધાનાર્થે શ્રીપ્રભુચરણ આજ્ઞા. કરે છે કે શ્રીમદાચાર્યચરણ મહાકારુણિક છે. પ્રથમ તો અક્ષરાનંદમય આ બ્રહ્માંડાંતરમાં આપશ્રીનું આગમન જ અનુ-ચિતતર છે તો પણ શેષાદિકને ત્યજીને સ્વયં સ્વસૃષ્ટ્યુદ્ધારાર્થ ભગવન્મુખારવિંદરૂપે પ્રાદુ-ર્ભવ્યા છે, તેથી જ આપશ્રી મહાકારુણિક. યદ્યપિ મર્યાદામાર્ગીય આચાર્યો સ્વસ્વમાર્ગાનુ-સાર મુક્તિદાતૃત્વથી કારુણિક હોય છે તથાપિ શ્રીમદાચાર્યચરણ બ્રહ્માંડાતીત શબ્દાતીત સાક્ષાત્પુરુષોત્તમસ્વરૂપ છે તેથી જેમ મૂલસૃષ્ટિમા નિરવધ્યાનંદરૂપ રાસાદિ લીલાથી અનેકલીલાનુભવવિશિષ્ટ ફલદાન વ્રજવરઘોષરત્નરૂપામાં થયું તેમ જ સ્વપ્રકટિત શુદ્ધ ભક્તિમાર્ગમા આવેલી સૃષ્ટિમા પણ તેવું જ ફલદાન શ્રીમદાચાર્યચરણ કરે છે. મર્યાદામાર્ગીય આચાર્યો તો સ્વસ્વમતાનુસાર જ મુક્તિદાતૃત્વથી કારુણિક થાય છે, પણ શ્રીમદાચાર્યચરણ તો પૂર્વોક્ત પ્રકારે નિરવધ્યાનંદાનુભવસંપત્તિફલદાનસંપાદક હોવાથી મહાકારુણિક છે, તેમને-મર્યાદામાર્ગીય આચાર્યોને—તો તત્સંબંધનો ગંધ પણ નથી, અર્થાત્ યદ્યપિ મર્યાદામાર્ગીય આચાર્યો પણ મુક્તિદાતૃત્વથી કારુણિક જ હોય છે તથાપિ શ્રીમદાચાર્યચરણ તો મુક્તિથી પણ અધિક પુષ્ટિભક્તિમાર્ગીયસંબંધસંપાદક હોવાથી મહાકારુણિક છે. જેને કરુણા છે તે કારુણિક. તેમાં પણ મહત્ત્વ ભગવત્સંબંધસંપાદન કરાવવાથી છે. એતાદૃશ ફલનું સર્વને જ કેમ

---

1. ग्रीष्मो नामर्तुरभवत् । श्री. भा. द. पू. १५, २
2. वसंत इव लक्षित । श्री. भा. द. पू. १५, ३.
3. क्रीडिष्यमाणस्तत्कृष्णो भगवान्बलसंयुत. । श्री. भा. द. पू. १५, ८.
4. दृष्ट्वा प्रलंबं निहतं बलेन बलशालिना । श्री. भा. द. पू. १५, २०

દાન કરશે એ શંકાના નિવારણાર્થે શ્રીમત્પ્રભુચરણ **મહાકારુણિક**નામની આજ્ઞા કરે છે. સર્વના દુઃખલેશના ગંધના પણ અસહિષ્ણુ હોવાથી કરુણાયુક્ત થઈને ફલદાન કરે છે. બ્રહ્માદિને પણ દુર્લભ ફલદાન અયોગ્યને પણ કરી દેવાથી **મહાકરુણાવત્ત્વ** છે, એમ જણાવવાને **મહત્**પદ કરુણામાં શ્રીમત્પ્રભુચરણે યોજ્યું છે. અધમાધિકારી જીવોને અર્થે એતાવદુદ્યોગ કરવામાં કરુણા જ હેતુ છે. મહાકારુણિક એટલે પરમકરુણાયુક્ત.

**મહાકારુણિકઃ** એ નામ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધપૂર્વાર્ધના ષોડશાધ્યાયાર્થબોધક છે. મહાકારુણિક હોવાથી જ મુંજાટવીમાં[1] માર્ગને ભૂલેલાં ક્રંદમાન સ્વગોધનને મેઘગંભીર વાણીથી તેઓના નામગ્રહણથી બોલાવીને અત્યંત હર્ષયુક્ત કર્યું, અથવા તે ચારે[2] બાજુ ઉઠેલા વનદાવાનલથી બળતા સ્વજનોનાં 'કૃષ્ણ કૃષ્ણ' ઇત્યાદિ વચનનું શ્રવણ કરીને ઉલ્મુકવહ્નિનું પાન કરીને તેમને દુઃખમાંથી—સંકટમાંથી—અગ્નિભયમાંથી—મુક્ત કર્યાં, અથવા સ્વવિરહભયથી[3] તપ્ત વ્રજસીમંતીનીઓને વેણુ બજાવતા બજાવતા પધારી સ્વદર્શનદ્વારા પરમાનંદનું દાન કર્યું, 'ગાયોને પાછી લાવીને' ઇત્યાદિ બે શ્લોકથી તે જણ કહ્યું છે.

**વિભુઃ**—

મર્યાદામાર્ગીય ફલથી અધિક સ્વપ્રકટિત ભક્તિમાર્ગીય ફલના સાધક હોવાથી **મહાકારુણિકત્વ** કહ્યું તથાપિ અદ્યાપિ એવું કોઇનું પણ એતત્ફલસાધકત્વ કોઇ પણ સ્થલે જોયું કે શ્રવણ કર્યું નથી તો મહાકારુણિકત્વ હોવા છતા પણ એઓશ્રીનું જ એતત્ફલસંપાદકત્વ કેમ ઘટે એ આશંકાના પરિહારાર્થે શ્રીમત્પ્રભુચરણ આ **વિભુઃ** નામની આજ્ઞા કરે છે. **વિભુ** એટલે **સર્વકરણસમર્થ**. આથી 'અદ્યાપિ' ઇત્યાદિ અનુપપત્તિનો પણ પરિહાર થયો. તેમાં આ ઉપપત્તિ—યુક્તિ—છે. યદ્યપિ પૂર્વે ભક્તિમાર્ગીય બહુ જ આચાર્યો થઈ ગયા તથાપિ 'ભક્તિયોગ[4] બહુવિધ' એ શ્રીભાગવતવાક્યથી તે તે માર્ગના સાધનફલના વિચારભેદે તેમનું તે તે માર્ગીય સાધનફલપરત્વ છે, શુદ્ધપુષ્ટિમાર્ગીય સાધનફલના વિચારના ગન્ધનો પણ તેમનામાં સંભવ નથી. બીજા આચાર્યોમાં શિષ્ય જેવું કરે તેવું ફલ દેવાનું સામર્થ્ય સંભવી શકે, પરન્તુ શ્રીમદાચાર્યચરણમાં તો સર્વથી અધિક સામર્થ્ય છે એ જણાવવાને અર્થે **વિભુઃ** એવું નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું છે.

---

૧. मुञ्जाटव्यां भ्रष्टमार्गं क्रंदमानं स्वगोधनम् ।
संप्राप्य तृषिताः श्रान्तास्ततस्ते संन्यवर्तयन् ॥ श्री भा. द. पू १६. ५. ॥
ता आहूता भगवता मेघगंभीरया गिरा ।
स्वनाम्नां निनदं श्रुत्वा प्रतिनेदुः प्रहर्षिताः ॥ ६ ॥

૨. ततः समन्ताद्वनधूमकेतुः — એ ૭મા શ્લોકથી.
पीत्वा मुखेन तान्कृच्छ्राद्योगाधीशो व्यमोचयत् ॥
એ ૧૨મા શ્લોકપર્યન્ત જુઓ.

૩. गाः सन्निवर्त्य सायाह्ने सहरामो जनार्दनः ।
वेणुं विरणयन्गोष्ठमगाद्गोपैरभिष्टुतः ॥ १५ ॥
गोपीनां परमानंद आसीद्गोविंददर्शने ।
क्षणं युगशतमिव यासां येन विनाऽभवत् ॥ १६ ॥

૪. भक्तियोगो बहुविधः श्री. भा. ३. २९. ७

સર્વ અનિષ્ટને વિભવે છે—પરાજય કરે છે—અથવા અન્યથી વિશિષ્ટ ભવે છે—થાય છે—તેથી શ્રીમદાચાર્યચરણ વિભુઃ

અયોગ્યને વિષે પણ દાન દેવાનું સામર્થ્ય છે તે જણાવવાને વિભુ નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે. અયોગ્યને વિષે પણ યોગ્યતાસંપાદન કરીને દાન કરવાને વિભુ—સમર્થ—છે.

કારુણિક હોય છતાં પણ સામર્થ્ય વિના તેવા ફલનું દાન કેમ થઈ શકે તે શંકાના નિરાસાર્થ આ વિભુ—સમર્થ—નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે.

વિભુઃ એ નામ શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધના સપ્તદશાધ્યાયાર્થબોધક છે. વિભાવે તે વિભુઃ, '[૧]કૃષ્ણરામને વ્રજમાં પધારેલા—અવતરેલા—દેવપ્રવર માન્યા' એ શ્લોકમાં તે વિભાવની આજ્ઞા કરી છે. અથવા વિશેષે ભવે છે—થાય છે—તે વિભુઃ, '[૨]પછી સર્વ સત્વનો સમુદ્‌ભવ જેમાં છે એવી પ્રાવૃટ્—વર્ષાઋતુ—પ્રવર્તી, એ શ્લોકમાં તેની આજ્ઞા કરી છે. અથવા વિશેષે દેખાય છે તે વિભુઃ, '[૩]નિબિડ ગાઢનીલમેઘથી' એ શ્લોકમાં તેની આજ્ઞા કરી છે. અથવા બલવડે વિશિષ્ટ થાય છે તે વિભુઃ, 'એ [૪]પ્રકારના પ્રાવૃટ્‌ની શ્રીએ યુક્ત સમૃદ્ધ વનમાં' એ શ્લોકમાં તેની આજ્ઞા કરી છે.' અથવા વિની—કાલની—ભાવના કરાવે છે તે વિભુઃ, '[૫]અપૂર્વ પ્રાવૃટ્‌ની—વર્ષાકાલની—શ્રીને જોઈને' ઇત્યાદિથી તેની આજ્ઞા કરી છે. અથવા વિશિટની ભાવના કરાવે છે તે વિભુઃ, '[૬]શરત્ સંભવી' ઇત્યાદિથી તેની આજ્ઞા કરી છે. અથવા વિશેષ શોભા કરે છે તે વિભુઃ, તે '[૭]પક્વ સસ્યે સંપન્ન ભૂ અતિશય શોભી' એ શ્લોકમાં તેની આજ્ઞા કરી છે. અથવા વિશેષે પ્રાપ્ત કરે છે તે વિભુઃ, '[૮]વણિક્, મુનિ, નૃપ, બ્રહ્મચારીઓએ સ્વસ્થાનમાંથી નિર્ગમન કરીને અર્થને પ્રાપ્ત કર્યા' એ શ્લોકમાં તે પ્રસંગની આજ્ઞા કરી છે.

---

**શ્રીમહાપ્રભુજીનું ધ્યાન.**

सौन्दर्यं निजहृद्गतं प्रकटितं स्त्रीगूढभावात्मकं
पुंरूपं च पुनस्तदन्तरगतं प्रावीविशत् स्वप्रिये ।
संश्लिष्टावुभयोर्बभौ रसमयः कृष्णो हि यत्साक्षिकं
रूपं तत् त्रितयात्मकं परमभिध्येयं सदा वल्लभम् ॥ १ ॥

---

१ मेनिरे देवप्रवरौ कृष्णरामौ व्रजं गतौ । श्री भा. द. पू १७. २.
२. तत , प्रावर्तत प्रावृट् सर्वसत्त्वसमुद्भवा ,, ,, ,, ,, ३.
३. सांद्रनीलाम्बुदैः । श्री. भा. द पू १७. ४.
४. एवं वनं तद् वर्षिष्ठम् । ,, ,, ,, ,, . २५.
५. प्रावृट्श्रियं च ता वीक्ष्य । ,, ,, ,, . ३१
६. शरत्समभवत् । ,, ,, ,, . ३२.
७. बभौ भू: पक्वसस्याढ्या । ,, ,, ,, . ४८.
८. वणिङ्मुनिनृपस्नाता निर्गम्यार्थान् प्रपेदिरे । श्री. भा. द. पू. १७, ३९.

# ॥ श्रीगिरिधराष्टकम् ॥

दिव्यकेलिकर्तुकामवेषगोपबालकं
नृत्यगीतहासहर्षधेनुवत्सपालकम् ।
स्वीयमित्रमोहहेतुभक्तवत्सपालकं
श्रीगिरीन्द्रधारिणं व्रजेन्द्रसूनुमाश्रये ॥ १ ॥

यागभागवञ्चितामरेन्द्रगर्वगञ्जकं
मत्तमेघवारुणेन्द्रवारिवर्गभञ्जकम् ।
घोषलोकनेत्रयुग्द्विरेफराजरञ्जकं
श्रीगिरीन्द्रधारिणं व्रजेन्द्रसूनुमाश्रये ॥ २ ॥

सप्तरात्रिवृष्टिहीनदेवभूपकारकं
कामधेनुदत्तनामगीतमात्रपारकम्
ब्रह्मरुद्रदेवहस्तमुक्तपुष्पभावुकं
श्रीगिरीन्द्रधारिणं व्रजेन्द्रसूनुमाश्रये ॥ ३ ॥

गोपराजनन्दघोषहर्षमात्रदायकं
बालमित्रमण्डलीसुचारुकेधिगायकम् ।
सुन्दरीसुदृष्टिभङ्गमुक्तकामसायकं
श्रीगिरीन्द्रधारिणं व्रजेन्द्रसूनुमाश्रये ॥ ४ ॥

श्यामसुन्दराङ्गरत्नयुक्तापिङ्गभूषितं
कुङ्कुमाभिरक्तसारकृष्णनाभिरूषितम् ।
काकपिच्छचूडकान्तिमेघचापदूषितं
श्रीगिरिन्द्रधारिणं व्रजेन्द्रसूनुमाश्रये ॥ ५ ॥

कल्पवृक्षगौररक्तपीतपुष्पदायकं
सर्वलोकवस्तुमात्रलोकमानधामकम् ।
शेषभक्तरक्षणार्थदिव्यरूपनामकं
श्रीगिरीन्द्रधारिणं व्रजेन्द्रसूनुमाश्रये ॥ ६ ॥

गोकुलस्थजीवमात्रदुःखमोक्षकारणं
भक्तहेतुदुष्टदैत्यवीरदृपभवारणम् ।

गर्भदुःखसागरभमग्नभृत्यतारणं
श्रीगिरीन्द्रधारिणं व्रजेन्द्रसूनुमाश्रये ॥ ७ ॥
सूर्यपुत्रीदुरापतीररासरङ्गरागिणं
पक्षिराजमुक्तनामचारुवस्तुभागिनम् ।
श्रीविठ्ठलेशविप्ररूपमोक्षकामयागिनं
श्रीगिरीन्द्रधारिणं व्रजेन्द्रसूनुमाश्रये ॥ ८ ॥

॥ इति श्रीगिरिधराष्टकं सम्पूर्णम् ॥

---

# ॥ श्रीमुकुन्दरायाष्टकम् ॥

वनितोपहासनृत्यत्स्मितवदनानन्दजोपतोपदायिन् ।
श्रीमन्मुकुन्दराज त्वय्यासक्तं मनो मेस्तु ॥ १ ॥
मणिमयनन्दावासे कुमारिकावृन्दशोभिसद्भास ।
नवनीतलोभितास्ये भक्तोपास्ये मतिर्मेस्तु ॥ २ ॥
परिहितहीरकहारं व्रजाङ्गनादर्शनीयकौमारम् ।
कृतगोपुच्छविहारं जितमारं नौमि हृतसारम् ॥ ३ ॥
सकलोपनिषत्सारं स्वानन्दाभाकृताकारम् ।
वन्दे नन्दकुमारं वारंवारं स्वस्य दातारम् ॥ ४ ॥
किङ्किणिनूपुररणितश्रवणितसिंहावलोकनाकर्त्रे ।
व्रजजनमानसहर्त्रे निजजनभर्त्रे नमस्कुर्मः ॥ ५ ॥
अलकसमावृतवदनं मुकुन्दकलिकालिकारदनम् ।
गोपयुवतिरतिसदनं जितमदनं नन्दनं नौमि ॥ ६ ॥
व्रजकर्दमलिप्ताङ्गं करधृतनवनीतमोहितानङ्गम् ।
वन्दे लोलविलोचनमोचनसक्ताङ्गनासङ्गम् ॥ ७ ॥
नवनीतलोभनर्तनलीलाकरणं मनोहरणम् ।
वपुषानन्दवितरणं भवतरणं यामि तं शरणम् ॥ ८ ॥
लीलारसैकलुब्धाः श्रीमुकुन्दरायाष्टकं प्रेम्णा ।
साधनजालसहस्रं त्यक्त्वाजस्रं पठध्वं वै ॥ ९ ॥

॥ इति श्रीगोपाललालात्मजश्रीगिरिधरजीविरचितं श्रीमुकुन्दरायाष्टकं सम्पूर्णम् ॥

કરીને તે અક્ષર અધિગમાય છે ’ ઇત્યાદિ, ત્યાં વેદવિદ્યામાં સન્દેહ નથી, પરન્તુ પરા વિદ્યામાં આ સાઙ્ખ્યવિદ્યા કે બ્રહ્મવિદ્યા એ પ્રકારે સંશય થાય છે, ‘ દિવ્ય અમૂર્ત પુરુષ ’ ઇત્યાદિમાં ‘ પુરુષ ’ શબ્દનું શ્રવણ છે તેથી આ ‘ પરા વિદ્યા ’ એ શબ્દ વડે શાણ્ડિલ્યવિદ્યાનું ગ્રહણ કરવું એ પ્રકારે પૂર્વપક્ષ, અને સાઙ્ખ્યપરિકલ્પિત પ્રકૃતિપુરુષ અત્ર વાક્યાર્થ નથી પરન્તુ અક્ષરશબ્દે કરીને અને પુરુષશબ્દે કરીને બ્રહ્મ જ પ્રોક્ત છે તેથી આ બ્રહ્મવિદ્યા જ એમ સિદ્ધ થયું ॥ ૭ ॥ वैश्वानरः साधारणशब्दविशेषात् ઇત્યાદિ નવ સૂત્રવડે અષ્ટમ વૈશ્વાનરાધિકરણ, ‘ કોણ અમારો આત્મા ? શું બ્રહ્મ ? ’ ઇત્યાદિ અને આગલ ‘ જે એમ આ પ્રાદેશમાત્ર અભિવિમાન[1] આત્મા વૈશ્વાનરને ઉપાસે ’ ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યના સપ્તમ પ્રપાઠકમાં છે, ત્યાં વૈશ્વાનરશબ્દે કરીને બ્રહ્મનું પ્રતિપાદન શક્ય છે કે નહિ આ પ્રકારે સંશય, અર્થ અનિસન્દિગ્ધ છે તેથી સન્દેહ, આ વાક્ય હિરણ્યગર્ભની ઉપાસનાપરત્વે છે એ પ્રકારે પૂર્વપક્ષ, અને ભગવાન્ વિરુદ્ધધર્માશ્રય હોવાથી પ્રાદેશમાત્ર પણ વ્યાપક છે, તેથી વૈશ્વાનર ભગવાન્ જ છે એમ સિદ્ધ થયું. અત્ર જ અધિકરણમાં साक्षादप्यविरोधं जैमिनिः ઇત્યાદિ સૂત્રે કરીને બ્રહ્મનો પરિમાણવિશેષ વિચારાયો છે ને આ પ્રકારે, ભગવાનનું પ્રાદેશમાત્રત્વ સ્વાભાવિક કે કૃત્રિમ ? ત્યાં આ વિષયમાં ચાર વેદાર્થચિન્તક ઋષિઓ પ્રકારભેદે કથે છે, તેમાં કેવલશબ્દબલવિચારક વેદવ્યાસાચાર્ય છે, શબ્દ અને અર્થ ઉભયબલવિચારક જૈમિનિ છે, શબ્દની ગૌણતાએ કરીને અર્થવિચારક આશ્મરથ્ય છે, અને કેવલ અર્થવિચારક બાદરિ છે, તેમાં વ્યાસનો સિદ્ધાન્ત મુખ્ય છે, અને એ સિદ્ધાન્તમાં પ્રાદેશમાત્ર પણ વ્યાપક, તેથી વૈશ્વાનર ભગવાન્ જ છે એમ સિદ્ધ થયું.[2] ॥ ૮ ॥

હવે द्युभ्वाद्यायतनं स्वशब्दात् ઇત્યાદિ સપ્ત સૂત્રે કરીને તૃતીય પાદનું પ્રથમ દ્યુભ્વાદ્યધિકરણ, દ્વિતીય પાદમાં આધેયરૂપ ભગવાનનું પ્રતિપાદન થયું, અત્ર આધારરૂપ ભગવાનનું પ્રતિપાદન થાય છે, તેથી આધેય અને આધાર સર્વ બ્રહ્મ છે એમ ફલિત થશે. ‘ જેને વિષે દ્યૌ પૃથિવી અને અન્તરિક્ષ ’ ઇત્યાદિ શ્રુતિ અથર્વશાખાની મુણ્ડક ઉપનિષદ્ના દ્વિતીય મુણ્ડકમાં છે. ત્યાં દ્યાભૂ ઇત્યાદિનો આધાર બ્રહ્મ કે સાઙ્ખ્યમતોક્ત પ્રકૃતિ આ પ્રકારે સંશય, દ્યોભૂનો આધાર પ્રકૃતિ જ એ પ્રકારે પૂર્વપક્ષ, અને દ્યોભૂનો આધાર પરમાત્મા જ આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૧ ॥ હવે भूमा सम्प्रसादादध्युपदेशात् ઇત્યાદિ સૂત્રદ્વયે કરીને દ્વિતીય ભૂમાધિકરણ, ‘ જે ભૂમા તે સુખ ’ એ પ્રકારે આરંભાતી ‘ જ્યાં અન્યનું દર્શન નથી, જ્યાં અન્યનું શ્રવણ નથી, જ્યાં અન્યનું વિજ્ઞાન નથી તે ભૂમા ’ શ્રુતિ છાન્દોગ્યના નવમ પ્રપાઠકમાં છે, અત્ર ‘ ભૂમા ’ એ શબ્દે કરીને સુષુપ્તિરૂપ સુખબાહુલ્ય કે બ્રહ્મ જ આ પ્રકારે સંશય, સુખબાહુલ્ય એ પ્રકારે પૂર્વપક્ષ, અને ‘ ભૂમા ’ એ શબ્દનો અર્થ બ્રહ્મ જ આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૨ ॥ હવે अक्षरमम्बरान्तधृतेः ઇત્યાદિ સૂત્રત્રયે કરીને તૃતીય

**પ્રથમાધ્યાયનો તૃતીય પાદ.**

---

૧. અત્ર ‘ અભિવિદ્યમાને ’ અશુદ્ધ છે, ‘ અભિવિમાને ’ શુદ્ધ છે.

૨. આ પ્રકારે શ્રુતિપુરસ્સર અર્થસન્દેહ નિવાર્યો, મનોમયત્વાદિધર્મવાન્, હિરણ્યશ્મશ્રુત્વાદિધર્મવાન્, ભોક્તા, અલૌકિક ભોગમાં પણ દોષરહિત, પ્રકટ સચ્ચિદાનન્દસ્વરૂપ, અધિદૈવાદિત્રયનિયામક અક્ષરથી ઉત્કૃષ્ટ, અને સ્વતઃ જ સાકાર વિરુદ્ધધર્માશ્રય પદાર્થ ભગવાન્ જ, જીવ નહિ, તેથી સર્વાન્તર્યામી એક જ ભગવાન્ એમ સિદ્ધ થયું, અને આધેયરૂપ ભગવાનનો વિચાર આ ચરણમાં આ પ્રકારે સમાપ્ત થયો.

અક્ષરાધિકરણ, 'તેણે કહ્યું, ગાર્ગિ, આ તે અક્ષરને બ્રાહ્મણો અભિવદે છે' ઇત્યાદિ શ્રુતિ બૃહદારણ્યકના ગાર્ગી બ્રાહ્મણમાં છે, ત્યાં અક્ષરશબ્દે કરીને બ્રહ્મ કે પદાર્થાન્તર આ પ્રકારે સંશય, પદાર્થાન્તર એ પ્રકારે પૂર્વપક્ષ, અને 'અક્ષર' એ શબ્દનો અર્થ બ્રહ્મ જ આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૩ ॥ હવે ईक्षतिकर्मव्यपदेशात्सः એ પ્રકારે એક સૂત્રે કરીને ચતુર્થ ઈક્ષતિકર્માધિકરણ, 'સત્યકામ, આ પર અને અપર જે ૐકાર' ઇત્યાદિ ૐકારની ઉપાસનાના પ્રસંગમાં એકમાત્ર ૐકારની ઉપાસનાએ મનુષ્યલોકની પ્રાપ્તિનું દ્વિમાત્ર ૐકારની ઉપાસનાએ સોમલોકની પ્રાપ્તિનું ત્રિમાત્ર ૐકારની ઉપાસનાએ સૂર્યલોકની પ્રાપ્તિનું અને પુનરાગમનનું નિરૂપણ કરીને અર્ધચતુર્થમાત્રની ઉપાસનાએ કરીને 'પર પુરુષનું અભિધ્યાન કરવું' ઇત્યાદિ શ્રુતિ આથર્વણની પ્રશ્નોપનિષદ્‌ના પંચમ પ્રશ્નમાં છે, અત્ર ધ્યાનવિષય પરપુરુષ પરમાત્મા કે વિરાટ્‌પુરુષ કે બ્રહ્મા આ પ્રકારે સંશય, ધ્યાનવિષય વિરાટ અથવા બ્રહ્મા એ પ્રકારે પૂર્વપક્ષ, અને અભિધ્યાનવિષય પરમાત્મા જ આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૪ ॥ दहर उत्तरेभ्य ઇત્યાદિ અષ્ટ સૂત્રે કરીને પંચમ દહરાધિકરણ, 'આ બ્રહ્મપુરમાં જે આ દહર પુણ્ડરીક વેશ્મ એમાં અન્તર દહરાકાશ તેમાં જે અન્તર તેનું અન્વેષણ કરવું તેની વિજિજ્ઞાસા કરવી' ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યના દશમ પ્રપાઠકમાં છે, ત્યાં દહરશબ્દોક્ત અન્વેષ્ટવ્ય જીવ કે બ્રહ્મ આ પ્રકારે સંશય, જીવ જ દહર એ પ્રકારે પૂર્વપક્ષ, અને દહર પરમાત્મા આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૫ ॥. હવે अनुकृतेस्तस्य च ઇત્યાદિ સૂત્રદ્વયે કરીને ષષ્ઠ અનુકૃત્યધિકરણ, "નથી ત્યાં સૂર્ય ભાસતો નથી ચન્દ્રતારક નથી ભાસતી આ વિદ્યુત્ તો ક્યાંથી આ અગ્નિ? ભાસમાન તેને જ સર્વ અનુભાસે છે તેની ભાએ આ સર્વ વિભાસે છે" ઇત્યાદિ શ્રુતિ કઠવલ્લીમાં અને મુણ્ડકમાં છે, અત્ર વાક્યાર્થ તેજોવિશેષ કે બ્રહ્મ? આ પ્રકારે સંશય, તેજોવિશેષ એ પ્રકારે પૂર્વપક્ષ, અને વાક્યાર્થ બ્રહ્મ જ આ સિદ્ધાન્ત. તે આ પ્રકારે, 'જેમાં દ્યૌ' ઇત્યાદિ દહરવાક્યમાં સૂર્યાદિનો આધાર બ્રહ્મ છે એમ કહ્યું અને આ વાક્યમાં ત્યાં સૂર્યાદિના ભાસનો નિષેધ કરવામા આવે છે, અત્ર વાક્યાર્થ બ્રહ્મ હોય તો ત્યાં સૂર્યાદિના ભાસનો નિષેધ થઈ શકે નહિ, તેથી વાક્યાર્થ તેજોવિશેષ એમ પૂર્વપક્ષ પ્રાપ્ત થાય તો સિદ્ધાન્ત કથાય છે કે 'નથી ત્યાં સૂર્ય ભાસતો' ઇત્યાદિ વાક્યે કરીને સર્વથા જ સૂર્યાદિનો ભાસ ત્યાં નિષેધાતો નથી, પરન્તુ સૂર્યાદિનો પ્રકાશ પણ બ્રહ્મના પ્રકાશને જ અધીન છે એમ ઉપદેશાય છે. આ પ્રકારે સૂર્યાદિ સ્વયંપ્રકાશ નથી પરન્તું ભગવાનના જ પ્રકાશે કરીને તે તે સૂર્યાદિ પ્રકાશે છે' તેથી વાક્યાર્થ ભગવાન્ જ એમ સિદ્ધ થયું. ॥ ૬ ॥ હવે शब्दादेव प्रमितः ઇત્યાદિ સૂત્રદ્વયે કરીને સપ્તમ પ્રમિતાધિકરણ, 'અઙ્ગુષ્ઠમાત્ર પુરુષ મધ્ય આત્માને વિષે સ્થિતિ કરે છે ઇત્યાદિ શ્રુતિ કઠવલ્લી ઉપનિષદ્‌ની ચતુર્થ વલ્લીમાં છે, 'જેટલો આ આકાશ' છાન્દોગ્ય શ્રુતિમાં વ્યાપકત્વનું શ્રવણ થાય છે અને અત્ર તો અઙ્ગુષ્ઠમાત્રની પ્રતીતિ થાય છે તેથી વ્યાપકત્વ અને અઙ્ગુષ્ઠમાત્રત્વમાં વિરોધ હોવાથી 'અઙ્ગુષ્ઠમાત્ર' શબ્દે કરીને તેટલા પરિમાણે યુક્ત દેહવાન્ જીવ વાક્યાર્થ કે ભગવાન્ આ પ્રકારે સંશય, જીવ એ પ્રકારે પૂર્વપક્ષ, વિરુદ્ધધર્માશ્રય હોવાથી અઙ્ગુષ્ઠપરિમાણક મનુષ્યહૃદયસ્થ ભગવાન્ જ વાક્યાર્થ આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૭ ॥ तदुपर्यपि बादरायणः सम्भवात् ઇત્યાદિ અષ્ટ સૂત્રે કરીને અષ્ટમ દેવતાધિકરણ, બ્રહ્મવિદ્યામાં અને કર્મમાં મનુષ્યનો જ અધિકાર કે દેવાદિનો પણ આ

પ્રકારે સંશય, મનુષ્યનો જ એ પ્રકારે પૂર્વપક્ષ, દેવતાઓનો પણ જ્ઞાન અને કર્મમાં અધિકાર છે આ પ્રકારે સિદ્ધાન્ત, આ જ અધિકરણમાં शब्द इति चेन्नातःप्रभवात् प्रत्यक्षानुमानाभ्याम् સૂત્રના વ્યાખ્યાનમાં વૈદિક સર્વ જ પદાર્થ ભિન્ન આધિદૈવિક છે અને अत एव च नित्यत्वम् સૂત્રના વ્યાખ્યાનમાં વેદ નિત્ય છે એમ પ્રતિપાદન કર્યું છે ॥ ૮ ॥ હવે शुगस्य तदनादरश्रवणात्तदाद्रवणात् ઇત્યાદિ પંચ સૂત્રે કરીને નવમ અપશૂદ્રાધિકરણ, સંવર્ગવિદ્યાદિમાં જાતિશૂદ્રનો અધિકાર છે કે નથી આ પ્રકારે સંશય, છે એ પ્રકારે પૂર્વપક્ષ, અને નથી આ પ્રકારે સિદ્ધાન્ત, આ જ અધિકરણમાં श्रवणाध्ययनार्थप्रतिषेधात् स्मृतेश्च સૂત્રના વ્યાખ્યાનમાં[1] 'અને વેદના આ ઉપશ્રોતાના કર્ણનું જતુત્રપુએ પ્રપૂરણ' ઇત્યાદિ અને 'ઉદાહરણમાં જિહ્વાચ્છેદ અને ધારણમાં શરીરભેદ' ઇત્યાદિ ઉપન્યાસ કરીને શૂદ્રકૃત વેદશ્રવણ વેદાધ્યયન અને વેદાર્થજ્ઞાન એ ત્રણેનો નિષેધ[2] કર્યો છે. ॥ ૯ ॥ હવે कम्पनात् એ એક સૂત્રે કરીને દશમ કમ્પનાધિકરણ,

---

૧. આ સૂત્રનું ભાષ્ય અને તત્પ્રકાશ ઉભય નિર્મત્સર ભાવથી મનનીય છે. અત્ર શ્રીમદ્ભાષ્યકાર આજ્ઞા કરે છે કે શૂદ્રના અધિકારનું ચિન્તન તો દૂર રહ્યું, શૂદ્રકૃત વેદશ્રવણ વેદાધ્યયન અને વેદાર્થજ્ઞાન એ ત્રણે જ પ્રતિષિદ્ધ છે એટલું જ નહિ પણ શૂદ્રના સંનિધાનમાં અન્યનું-ત્રૈવર્ણિકનું-પણ વેદશ્રવણાદિ પ્રતિષિદ્ધ છે, તેથી શૂદ્રના સામીપ્યમાં ત્રૈવર્ણિકે પણ વેદાધ્યયનાદિ ન કરવું. યદ્યપિ હોમાદિ ક્રિયામાં શૂદ્રનો સમ્બન્ધ છે તથાપિ ત્યાં મન્ત્રનો ઉચ્ચાર જ નથી. વેદશ્રવણાદિમાં શૂદ્રનો અધિકાર શ્રુતિપ્રયુક્તિથી કદાચિત્ કલ્પવામાં આવે તો स्मृतेश्च સૂત્રવિભાગથી સૂત્રકાર તેનો પણ નિષેધ કરીને સ્પષ્ટ આજ્ઞા કરે છે કે 'વેદાર્થમાં શૂદ્રનો અધિકાર નથી, 'વેદાક્ષરના વિચારમાત્રથી તત્ક્ષણ શૂદ્રનો પાત થાય છે.' સ્માર્તપૌરાણિક જ્ઞાનાદિકમાં ક્વચિત્ શૂદ્રનો અધિકાર છે તે પણ કર્મજાતિ શૂદ્રનો તો નહિ જ પરન્તુ શાપાદિ કારણવિશેષે કરીને શૂદ્રયોનિને પ્રાપ્ત મહાન્ વિદુરાદિનો જ, તેથી વૈદિકમાં ક્વચિત્ પણ શૂદ્રનો અધિકાર નથી જ એ સિદ્ધાન્ત સ્થિર રહ્યો.

૨. શ્રીમદણુભાષ્યના પ્રકાશકાર શ્રીપુરુષોત્તમજી આ સર્વ ભાષ્યપઙ્ક્તિનું સ્વારસ્ય આસ્તિક્યપૂર્વક વિશદ કરતાં આજ્ઞા કરે છે કે श्रावयेच्चतुरो वेदान् ઇત્યાદિ પુરાણાન્તરથી अस्ति शूद्रस्य शुश्रूषा ઇત્યાદિ સ્મૃતિકૌમુદીથી सिद्धान्तश्रवणं प्राहु ઇત્યાદિ સ્કાન્દવાક્યથી અને શ્રીમદ્ભાગવતના પણ साधवे शुचये ब्रूयात् ઇત્યાદિ એકાદશસ્કન્ધીય વાક્યથી અને स्त्रीशूद्रद्विजबन्धूनाम् ઇત્યાદિ પ્રથમસ્કન્ધીય વાક્યથી કહી શકાય કે ભારતનું અને પુરાણનું તો શ્રવણ શૂદ્રાર્થ પણ નિસ્સન્દિગ્ધ જ વિહિત છે, અને પૂર્વોપન્યસ્ત વાક્યોએ નિસ્સન્દિગ્ધ-વિહિત શ્રવણથી બુદ્ધિમાન્ શૂદ્રને જ્ઞાન પણ થાય છે જ, પરંતુ તે તે વાક્યમાં વિહિત શ્રવણમાં અને તજ્જન્ય જ્ઞાનમાં ફલોન્મુખ અધિકાર તો પુષ્ટિપ્રવાહમર્યાદાગ્રંથમાં आमर्को भगवानेव शापं दापयति क्वचित् શ્લોકમાં ઉક્ત રીતિએ શાપાદિ કારણવિશેષે કરીને શૂદ્રયોનિને પ્રાપ્ત મહાન્ વિદુરાદિનો જ છે, કારણ કે તે શ્રવણથી અને જ્ઞાનથી તેઓની જ કૃતાર્થતા ત્યાં સ્મરાઈ છે. अत्रापि वेदनिन्दायामधर्मकरणात् तथा नरके न भवेत् पातः किन्तु हीनेषु जायते ઇત્યાદિમાં ઉક્ત પ્રકારે કર્મે જ કરીને જાતિશૂદ્ર હોય તો તેમનો તો તેવો ફલોન્મુખ અધિકાર જ નથી. કર્મે કરીને જાતિશૂદ્રાર્થ પુરાણાદિશ્રવણનો અને તજ્જન્ય જ્ઞાનનો જે નિષેધ કર્યો તેમાં જ જપ તપ તીર્થયાત્રા પ્રવ્રજ્યા મન્ત્રસાધન અને દેવતારાધનનો પણ નિષેધ સંપ્રદાય છે. વિદુરાદિની તો તીર્થયાત્રા પણ પ્રસિદ્ધ જ છે, અન્યને કર્મજાતિ-

'જે આ કાંઇ પ્રાણ સતે નિઃસૃત થઈને કમ્પે છે, મહાનને પણ જેથી ભય થાય તેવું વજ્ર ઉદ્યત છે, જે આ જાણે તે અમૃત થાય' ઇત્યાદિ શ્રુતિ કઠવલ્લીમાં છે, અત્ર પ્રાણની ઉપા-

---

શૂદ્રને અર્થે તો તે તે જપાદિ સર્વ જ નિષિદ્ધ છે, અને તેથી જ શ્રવણના અને જપાદિના કર્તા આધુનિક કર્મજાતિશૂદ્રમાં ઉપશમને સ્થાને કામક્રોધાદિ જ દૃશ્યમાન થાય છે. સમગ્ર જ ભારતનો અને પુરાણનો (શ્રીભાગવતનો) પાઠ કરવાનો અધિકાર સ્ત્રીશૂદ્રાદિને છે કે કેમ એ વિચાર પણ આ પ્રસંગમાં કરતાં પ્રશ્નકાર પૂર્વપક્ષ કરે છે કે भारतव्यपदेशेन ઇત્યાદિ પ્રથમસ્કન્ધીય વાક્યમાં અને विप्रोषीत्वाप्नुयात् प्रज्ञां ઇત્યાદિ દ્વાદશસ્કન્ધીય વાક્યમાં ધર્મદર્શનનું અને શ્રીભાગવતાધ્યયનનું બોધન છે, અને तस्माद्भारत सर्वात्मा ઇત્યાદિ દ્વિતીય-સ્કન્ધીય વાક્યમાં તો સર્વ જ અભયેચ્છુને અર્થે સર્વસાધારણ કીર્તનનું વિધાન છે, તેથી સમગ્ર જ ભારતનો અને સમગ્ર જ શ્રીભાગવતનો પાઠ સર્વ જ કરે. આ પ્રકારે પૂર્વપક્ષ કરીને શ્રીપુરુષોત્તમજી સિદ્ધાન્ત ઉપદેશે છે કે ભારતમાં અને શ્રીભાગવતમાં બ્રહ્મજ્ઞાનનો વિભાગ વર્જીને જ સ્ત્રીશૂદ્રાદિએ પાઠ કરવો અને શ્રવણ કરવું એટલું જ નહિ પરંતુ જ્યાં પ્રણવ આદિમાં હોય તેવો પ્રણવાદિમાન અને વૈદિકમન્ત્રયુક્ત ભાગ પણ વર્જવો જ, કારણ કે वेदः प्रणव एवाग्र ઇત્યાદિ અને स सर्ववेदोपनिषद्वेदबीजं सनातनम् ઇત્યાદિથી પ્રણવ વેદ છે એમ નિશ્ચય થાય છે, અને શ્રીમદ્ભાગવતમાં પણ નારાયણકવચાદિમાં ઔપનિષદ નારાયણાષ્ટાક્ષરનું પ્રત્યભિજ્ઞાન થાય છે. पठेच्च नियमं कृत्वा श्रीभागवतमादरात् એ પ્રકારની આજ્ઞા શ્રીમદ્વલ્લભાધીશ્વરે કરેલી છે તેથી પ્રણવાદિમાન વૈદિકમન્ત્રાદિયુક્ત અને બ્રહ્મજ્ઞાનનો વિભાગ ન વર્જતા સમગ્ર શ્રીમદ્ભાગવતનો પાઠ કરવો એમ માની નહિ લેતાં પ્રણવાદિમાન વૈદિકમન્ત્રયુક્ત અને બ્રહ્મજ્ઞાનનો વિભાગ વર્જીને અવશિષ્ટ જ શ્રીમદ્ભાગવતનો નિયમપૂર્વક પાઠ કરવાનો સ્ત્રીશૂદ્રને અધિકાર છે, અન્યથા यदौपनिषदं ज्ञानं श्रीभागवतमेव वा वर्णिनामेव तद्धि स्यात् स्त्रीशूद्राणां तु ततोऽन्यथा એ તૃતીયસ્કન્ધનિબન્ધના અને भागवतज्ञानमपि त्रैवर्णिकानामेव, उपासनाया. प्राधान्यात्, यदेव भगवता ब्रह्मणे प्रोच्यते, तत् त्रैवर्णिकानामेवेति ज्ञातव्यम् એ નિબન્ધપ્રકાશના વાક્યનો વિરોધ પ્રાપ્ત થાય. દામ્ભિક નાસ્તિક શઠ અશુશ્રૂષુ અભક્ત અને દુર્વિનીતનો તો અનધિકાર જ છે, તેથી તે તે સર્વ દોષથી રહિત બ્રહ્મણ્ય પ્રિય સાધુ અને શુચિ જ સ્ત્રીશૂદ્રાદિનો શ્રીભાગવતદ્વારા ભક્તિનો અધિકાર છે, તેથી એકાદશસ્કન્ધીય કર્મજ્ઞાનમિશ્ર બ્રહ્મવાદસંગ્રહના પાઠમાં પણ તેવા સ્ત્રીશૂદ્રોનો અધિકાર છે જ. અભયેચ્છાથી ભાગવતાર્થ-કીર્તનનો તો વિરોધ જ નથી, કારણ કે દ્વિતીયસ્કન્ધમાં ભગવાનને જ कीर्तितव्य કહ્યા છે, ત્યાં શ્રીભાગવતશબ્દ નથી, અને પ્રણવાદિમાન વૈદિકમન્ત્રયુક્ત બ્રહ્મવિદ્યાનો વિભાગ વર્જીને તો શ્રીમદ્ભાગવતના પણ કીર્તનમાં પૂર્વદોષરહિત બ્રહ્મણ્યાદિગુણયુક્ત સ્ત્રીશૂદ્રનો અધિકાર છે જ, એટલું જ નહિ પરન્તુ શ્રીપુરુષોત્તમસહસ્રનામના પાઠના ફલકથનમાં सहस्रं येस्तु पठितं कथितं स्यात्तु कामलम् મર્મ એમ જણાય છે કે **શ્રીપુરુષોત્તમસહસ્રનામના પાઠમાત્રથી સમગ્ર જ શ્રીમદ્ભાગવતનો પાઠ થઈ જાય છે,** અને જે ફલ સમગ્ર શ્રીમદ્ભાગવતના પાઠથી થાય છે તે સર્વ જ ફલ શ્રીમદ્વૈશ્વાનરાચાર્યપ્રકટિત શ્રીપુરુષોત્તમસહસ્રનામના પાઠમાત્રથી સિદ્ધ થઈ જાય છે. શ્રીમદ્ભાગવતપાઠવિષયક નિર્ણય શ્રીમદ્ભગવદ્ગીતાપાઠમાં પણ સમજવો, કારણ કે ત્યાં પ્રત્યધ્યાય સમાપ્તિમાં उपनिषत्सु ब्रह्मविद्यायां પદ સ્પષ્ટ છે,

જીવ કે બ્રહ્મવાક્ય આ પ્રકારે સંશય, પ્રાણ અથવા ઇન્દ્ર વાક્યાર્થ આ પ્રકારે પૂર્વપક્ષ, અને ભગવાન્ જ વાક્યાર્થ આ સિદ્ધાન્ત ॥૧૦॥ હવે ‘ જ્યોતિર્દર્શનાત્ ’ એ એક સૂત્રે કરીને એકાદશ જ્યોતિરધિકરણ, ‘ જે આ સમ્પ્રસાદ આ શરીરમાંથી ઉત્થીને પર જ્યોતિ અભિસમ્પાદીને નિજ રૂપે અભિનિષ્પન્ન થાય છે ’ ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યના દશમ પ્રપાઠકમાં છે, ત્યાં ‘ પર જ્યોતિ ’ મહાભૂત કે બ્રહ્મ આ પ્રકારે સંશય, મહાભૂત એ પ્રકારે પૂર્વપક્ષ, અને બ્રહ્મ જ આ પ્રકારે સિદ્ધાન્ત ॥૧૧॥ હવે आकाशोऽर्थान्तरत्वादिव्यपदेशात् એ એક સૂત્રે કરીને દ્વાદશ અર્થાન્તરત્વાધિકરણ, ‘ આકાશ નામરૂપનો નિર્વાહ કરનાર તે જેના મધ્યમાં તે બ્રહ્મ ’ ઇત્યાદિ શ્રુતિ છાન્દોગ્યની સમાપ્તિમાં છે, ત્યાં આકાશશબ્દે કરીને ભૂતાકાશ કે પરમાત્મા આ પ્રકારે સંશય, ભૂતાકાશ એ પ્રકારે પૂર્વપક્ષ અને પરમાત્મા જ આ પ્રકારે સિદ્ધાન્ત ॥૧૨॥ હવે सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन ઇત્યાદિ સૂત્રદ્વયે કરીને ત્રયોદશ સુષુપ્ત્યધિકરણ, ‘ યાજ્ઞવલ્ક્ય, કિંજ્યોતિ આ પુરુષ ’ ઇત્યાદિથી આરંભાતી ‘ અભય બ્રહ્મ થાય છે જે એમ જાણે ’ શ્રુતિ બૃહદારણ્યકના ષષ્ઠ પ્રપાઠકમાં જ્યોતિર્બ્રાહ્મણમાં છે, ત્યાં વાક્યાર્થ જીવ કે બ્રહ્મ આ પ્રકારે સંશય, જીવવાક્ય એ પ્રકારે પૂર્વપક્ષ, અને બ્રહ્મવાક્ય આ પ્રકારે સિદ્ધાન્ત, આ સૂત્રના વ્યાખ્યાનના ભાષ્યમાં[1] સર્વ જ વિષયવાક્યનું વિસ્તારપૂર્વક વ્યાખ્યાન છે. ॥ ૧૩ ॥

---

તેથી પ્રણવાદિમાન્ વૈદિકમંત્રાદિયુક્ત અને બ્રહ્મવિદ્યાનો વિભાગ વર્જીને અવશિષ્ટ જ શ્રીમદ્ભગવદ્ગીતાભાગવતનો પાઠ સ્વહિતાર્થ સ્ત્રીશૂદ્રોએ કરવો. **અન્યને શ્રવણ કરાવવાનો વા અધ્યાપન કરાવવાનો તો સ્ત્રીશૂદ્રોનો અધિકાર જ નથી, કારણ કે તેવો વિધિ જ નથી.** સ્ત્રીશૂદ્રાદિના જ હિતાર્થ અમુક વિભાગ વર્જીને શ્રીમદ્ભગવદ્ગીતાભાગવતના શ્રવણ-પઠનનો અધિકાર જેને ન રુચે તેમના પણ કલ્યાણાર્થ આ નિર્ણયનો ઉપસંહાર કરતાં શ્રીપુરુષોત્તમજી આજ્ઞા કરે છે “ પરન્તુ પૂર્વોક્ત પૂર્વપક્ષસ્થ વાક્યનો આશ્રય કરીને જે શૂદ્રો ‘ અમે પણ અધિકારી છીએ ’ એમ નિજ પાઠાધિકાર આપાદન કરે છે તેઓ માત્સર્યાદિ-દોષગ્રસ્ત છે, અને તેથી તેમનો તો શ્રીભાગવતોક્ત ધર્મમાં પણ અધિકાર નથી તો પાઠમાં તો અધિકાર જ ક્યાંથી ? કારણ કે શ્રીમદ્ભાગવતમાં પ્રોક્ત નિષ્કપટ પરમ ધર્મના અધિકારી તો નિર્મત્સર સત્પુરુષ છે. “ ये पुनरेतानि वाक्यान्याश्रित्य स्वस्यापि पाठाधिकारं शूद्रा आपादयन्ति तेषां मात्सर्यादिदोषग्रस्तत्वेन श्रीभागवतोक्तधर्मेष्वप्यनधिकारः “ धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सतां ”मितिवाक्यात्, किम्पुनः पाठे ? ”

[1] ઉપનિષદ્માં નિસ્સન્દિગ્ધ અને સન્દિગ્ધ એમ બે પ્રકારના વાક્ય છે. અન્ય ટીકાકારવત્ ઉપનિષદ્નાં નિસ્સન્દિગ્ધ પણ વાક્યની પૃથક્ ટીકા કરીને શ્રીમદ્વલ્લભાધીશ્વરે વૃથા કાલક્ષેપ કર્યો નથી. સન્દિગ્ધ ઉપનિષદ્વાક્યના અર્થનું સૂચન તો બ્રહ્મસૂત્રકારે જ કર્યું છે, તેથી બ્રહ્મસૂત્રના વ્યાખ્યાનપ્રસંગમાં જ શ્રીમદાચાર્યચરણે તે તે સન્દિગ્ધ વાક્યનું યથાર્થ ભાષ્ય કરીને સિદ્ધ કરી આપ્યું કે ઉપનિષદ્ગત સર્વસન્દેહનિવારક બ્રહ્મસૂત્રના યથાર્થ ભાષ્યના કર્તાને ઉપનિષદ્ની પૃથક્ ટીકા કરવાની લેશમાત્ર પણ આવશ્યકતા રહેતી નથી. આ પદ્ધતિથી આચાર્ય અને શિષ્ય ઉભયના અમૂલ્ય કાલનો મિથ્યા વ્યય ન થતાં પરિમિત જીવનમાં પણ ભગવત્સેવારસ અને ભગવત્કથારસ પાન કરવાનો પણ રમ્ય પ્રસગ

ફલનું દાન જો ન કરે તો સ્વપ્રાકટ્ય અને આપે પ્રકટ કરેલા શુદ્ધપુષ્ટિમાર્ગનું પ્રાકટ્ય અસાધારણ પ્રયોજનના અભાવે વ્યર્થ જ થાય, તેથી જ '**અદેયદાનદક્ષ**' નામની શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી છે. જે ફલનું દાન **સ્વયં ષડ્ગુણૈશ્વર્યસંપન્ન ભગવાન્ કરી શકતા નથી તે ફલનું દાન** શ્રીમહાપ્રભુજી કરે છે, એવું **અદેય**. પણ દાન કરવામાં શ્રીમહાપ્રભુજી દક્ષ—સમર્થ—છે. યદ્યપિ આમ છે તથાપિ ઇતર માર્ગના સાધને પ્રાપ્ય મુક્ત્યાદિ ફલનું દાન કરવામાં સામર્થ્ય નહિ હોય એમ આશંકાના નિરાસાર્થે અત્ર સમુચ્ચયાર્થ ચકાર મુકયો છે. સર્વાશક્ય ફલદાન કરવાનું જેનું સામર્થ્ય છે તેને ઇતરશક્ય ફલદાન કરવામાં શો પ્રયાસ હોય ? એમ પણ ચકારથી જણાવાય છે. તે મુક્તિનું દાન તો શ્રીમદાચાર્યચરણના કૃપાપાત્ર સેવકોની વાગવિનોદલીલામાત્રમાં સ્થિત છે. ગોરસ લઈને આભીરિકાને શ્રીપ્રભુદાસજીએ સ્વયં મુક્તિનું દાન કર્યું એ પ્રસંગમાં આ સિદ્ધાન્ત સ્ફુટતર છે.

લોકમાં મત્કથન ક્ષુદ્ર રસાયનાદિકનો પણ પ્રકાશ કરતા નથી અને શ્રીમદાચાર્યચરણે તો બ્રહ્માદિને પણ સુદુર્લભ સર્વસ્વનું ભક્તોને દાન કર્યું તેથી **અદેયનું** પણ દાન કરવામાં શ્રીમહાપ્રભુજી દક્ષ—પ્રવીણ—છે, ચકારથી દેયનું પણ દાન કરવામાં દક્ષ છે.

જીવો તો અયોગ્ય છે, ફલ તેમને અદેય છે, તથાપિ તેમને અદેય ફલનું દાન શ્રીમદાચાર્યચરણ કયા પ્રકારે કરે છે એમ શંકા થાય તેના સમાધાનાર્થ શ્રીમત્પ્રભુચરણ શ્રીમદાચાર્યચરણનું **અદેયદાનદક્ષશ્ચ** નામ ધરે છે. સર્વથા—સર્વ પ્રકારે—કોઇથી પણ જેનું દાન શક્ય નથી તેવા **અદેયનુ** અર્થાત્ સ્વતંત્રનું પણ દાન કરવામાં દક્ષ—અતિચતુર. અત્ર આ પ્રકારે ભાવ છે. અત્ર અદેય ફલ સાક્ષાત્સ્વરૂપસંબંધરૂપ છે, તે સ્વરૂપ તો મહારસ—નિધાન છે, તાદૃશ મહારસનિધાન સ્વરૂપનો સંબંધ સર્વાત્મભાવપ્રપત્તિએ જ થાય, અન્યથા નહિ જ, એતાદૃશી યોગ્યતા સંપાદન કરાવીને તે સ્વતંત્ર પદાર્થનું પણ દાન કરવામાં શ્રીમદાચાર્યચરણ અતિચતુર છે. તે ચાતુર્ય તો જેમ ભગવાનને વિષે સ્નેહાધિક્યથી આસક્તિથી ભક્તમા તત્તદ્ભાવવિશેષ પ્રકટ થાય છે તેમ સ્વતંત્ર પ્રભુમાં પણ શ્રીમદાચાર્યચરણાંગીકૃત જીવવિષે ) આસક્તિથી સ્નેહાધિક્યથી તત્સંગાભિલાષજનિત ભાવવિશેષ પ્રકટ થાય તેની કૃતિ એ જ છે. **દક્ષ**પદથી આ તો શ્રીમદાચાર્યચરણનું મહત્ અલૌકિક સામર્થ્ય શ્રીમત્પ્રભુચરણે દ્યોતિત કર્યું. એમ જણાવીને આમ હોવાથી એતાદૃશ ચાતુર્ય અન્યમાં નથી તેથી તેઓમાં તે દાન પણ અશક્ય છે એમ પણ આજ્ઞા આ નામથી કરી. અથવા, **અદેયદાનદક્ષ** એટલે **અદેય** દાનમાં અતિચતુર—પ્રવીણ—સાવધાન—પ્રમાદરહિત. જેમ સ્વાંતર્ગૂઢ નીવીનું સાવધાનતાથી રક્ષણ કરે છે તદતિરિક્ત અન્ય સર્વનું દાન કરે છે તેમ શ્રીમદાચાર્યચરણ સ્વોપભોગ્ય રહસ્યફલનું રક્ષણ કરે છે અને તદન્ય સર્વ ફલનું દાન કરે છે એમ ભાવ છે. તેથી સ્વોપભોગ્ય ફલનું દાન અન્યને નહિ થાય એમ જ કહેવું, કારણ કે તે ફલ તો શ્રીમદાચાર્યચરણને જ અર્થે છે, અન્યને અર્થે નથી. અન્યનું ધન બ્રાહ્મણને પણ અર્પવાનો અધિકાર ધર્મશાસ્ત્રમાં અન્યને નથી. આથી સ્વોપયુક્ત રહસ્યત્વે જ મુખ્ય ફલનું સ્થાપન કરે છે અને અન્ય ફલનું દાન કરે છે એમ કહેવાયું, આગલ પણ **कृपयैतत्कथाप्रदः निगूढहृदयः पुष्टिलीलाकर्ता रहःप्रियः सर्वाज्ञातलील अतिमोहनः** ઇત્યાદિ નામોથી એમ જ આજ્ઞા કરશે.

સર્વોત્કૃષ્ટ વસ્તુના દાને અન્યથા ભાવની આશંકા કરીને તેના સમાધાનાર્થ **અદેય-દાનદક્ષશ્ચ** નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે.

કોઇથી પણ જેનું દાન કરવું અશક્ય છે અથવા કોઇને પણ જેનું દાન કરવું અશક્ય છે અથવા વ્રજસ્ત્રીવ્યતિરિક્તને જે અદેય છે તે **અદેય દાન**, તેમાં **દક્ષ**—અતિચતુર—એમ અર્થ છે. દક્ષત્વોક્તિથી યથાયોગ્યતાએ દાન કરે છે એમ ફલિત થાય છે. અથવા **અદેય** ભગવાન, કારણ કે તે (ભગવાન) સર્વને દાન કરે છે, પણ તેમનું (ભગવાનનું) દાન કોઇ પણ કરી શકતું નથી, એવા ભગવાનનું પણ **શ્રીભાવ-પૂર્વક તત્તાપશાંતિથી દાન કરવામાં દક્ષ** અર્થાત્ ચતુર છે એમ ભાવ છે. અથવા અદેય જે ભગવાન તદર્થ તદ્રમણાર્થે તદ્યોગ્ય સ્વરૂપાત્મક જે **દાન** તેમાં **દક્ષ**. ભગવાન પણ જાણે નહિ તેમ ચાતુરીથી ભગવાનનું દાન કરે છે, અન્યથા સર્વેએ ભગવદ્રસમાં હાનિ થાય એમ દક્ષપદનો ભાવ છે. ચકારથી તદ્ભાવમાં પ્રતિબંધનો નાશ પણ આક્ષિપ્ત જ છે.

સંસારમાંથી ઉદ્ધારમાં દુઃખહાનિ કદાપિ થાય તથાપિ સુખપ્રાપ્તિ અપેક્ષિત હોવાથી તદ્દાનસામર્થ્ય શ્રીમદાચાર્યચરણનું છે એમ આ નામથી શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. લોભાત્મક અધરોષ્ઠમાં સ્થાપિત કોઇ પણ ઉપાયથી અપ્રાપ્ય જે **અદેય સુધા** તેનું પણ **દાન કરવામાં દક્ષ**. ભગવાને નિજ લોભમાં સુધાને સ્થાપિત કરી તેથી તેનું સ્વરૂપ જાણવાને કે તેનું દાન કરવાને **બ્રહ્માદિ પણ સમર્થ નથી**, દક્ષપદથી તદ્દાનસામર્થ્ય શ્રીમહાપ્રભુજી-માં જ છે એમ આજ્ઞા કરી. અદેયદાનોક્તિથી ભગવાન પણ એતદધીન (શ્રીમદાચાર્ય-ચરણને અધીન) થઇને દાસને તેનું દાન કરે છે એમ સૂચન કર્યું. **ચકાર** પૂર્વોક્ત સર્વના સમુચ્ચયાર્થ છે, તેથી દુઃખને દૂર કરીને લીલામાં પ્રવેશ કરાવીને પરમાનન્દનું દાન કરે છે એમ સમુચ્ચિત અર્થ છે.

**અદેયદાનદક્ષઃ** એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધના અષ્ટાદશાધ્યા-યાર્થનું બોધક છે. **અદેય** જે સ્વરૂપાનંદ તેના **દાનમાં દક્ષ**—સમર્થ. 'એવી[1] શરદે કરીને સ્વચ્છ જલમાં' અથવા 'એવું જલ છે જેમાં તે વનમાં' ઇત્યાદિ શ્લોકમાં તે પ્રસંગની આજ્ઞા કરી છે. પૂર્વ યત્કિંચિદનુભૂત સ્વરૂપાનંદનું વર્ણન શ્રીવ્રજસીમંતિનીઓએ સ્વસખીસમક્ષ[2] કરવાની ઇચ્છા કરી તથાપિ સ્મરવેગે આક્ષિપ્તચિત્ત તેમનામાં વર્ણન કરવાની શક્તિ રહી[3] નહિ ત્યારે ભગવાને [4]બર્હાપીડ શ્લોકોક્ત સ્વરૂપનું તેમને ચિત્તે સ્થાપન કર્યું તેથી

---

1. इत्थं शरत्स्वच्छजलम् । श्री. भा द. पू. १८, १.

2. तद् व्रजस्त्रिय आश्रुत्य वेणुगीतं स्मरोदयम् ।
   काश्चित् परोक्षं कृष्णस्य स्वसखीभ्योऽन्ववर्णयन् ॥ श्री. भा. द. पू. १८, ३.

3. तद्वर्णयितुमारब्धाः स्मरन्त्यः कृष्णचेष्टितम् ।
   नाशकन् स्मरवेगेन विक्षिप्तमनसो नृप ॥ " " " " ४.

4. बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं
   बिभ्रद्वासः कनककपिशं वैजयंतीं च मालाम् ।
   रन्ध्रान्वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै—
   र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः ॥ " " " " ५.

સ્વરૂપનું વર્ણન કરતાં કરતાં શ્રીગોપીજનને [1]અભિરમણ કર્યું. અથવા કેવલ ગોપિકોપભોગ્ય અન્યને અદેય સ્વરૂપાનંદનું દાન વેણુને કેમ કર્યું 'હે ગોપીઓ, આ વેણુએ શું પુણ્ય કર્યું' ઇત્યાદિ[2] શ્લોકમાં તે પ્રસંગની આજ્ઞા કરી છે. એમ અન્ય પણ સ્વરૂપાનંદ અદેય જ છે, જેમ[3] કે ૧. ગાયોનું ઈશ્વરચારિતત્વ ( ઈશ્વર ગાયો ચરાવે ) ૨. ગ્વાલોનું માલ્યત્વ ૩. વેણુનું સુધાપાતૃત્વ ૪. વૃંદાવનનું કીર્તિવિસ્તારકત્વ ૫. મૃગીનું પૂજકત્વ ૬. દેવીનું મુગ્ધત્વ ૭. ગાયોનું પ્રેમાશ્રયત્વ ૮. પક્ષીઓનું યનવાકૃત્વ ૯ નદીઓનું સ્મરપીડિતત્વ ૧૦. પ્રેમે મેઘનું આતપત્રત્વ ૧૧. પુલિંદીઓનું કુંકુમલેપે ત્યક્તાધિત્વ ૧૨. શ્રીગોવર્ધનનું સપરિકર ભગવત્પૂજકત્વ. ૧૩. ગતિમાનનું અસ્પંદન અને તરુઓનું પુલકત્વ. એમ અન્ય પણ હપ્યતત્વચાદિ અવાંતર અદેય પદાર્થો છે તેના દાનમાં–સમ્પાદન કરવામાં દક્ષ–ક્ષમ–સમર્થ. ચકાર અનુક્ત સર્વસમુચ્ચયાર્થ અને તન્મયતાબોધક છે.

---

## ॥ શ્રીસ્વામિનીપ્રાર્થના ॥

સામ્પ્રદાયિક સ્તોત્રના ચાર વિભાગ કલ્પવામાં આવે તો તેમાંથી શ્રીકૃષ્ણસ્તોત્રના અને શ્રીયમુનાસ્તોત્રના અનુવાદ પ્રતિ યથાતથા કાંઇક લક્ષ આપવાનો પ્રારંભ થયો કહી શકાય, તથાપિ શ્રીસ્વામિનીજીસ્તોત્રના અને શ્રીવલ્લભાદિસ્તોત્રના અનુવાદ પ્રતિ યોગ્ય લક્ષ અદ્યાવધિ અપાયું નથી, તેથી શ્રીસ્વામિનીજીના સ્તોત્રના અનુવાદનો પ્રારંભ અસ્થાને નહિ મનાય. શ્રીમત્પ્રભુચરણે શ્રીસ્વામિનીજીસ્તોત્રનાં પ્રાકટ્ય વિવિધ પ્રકારે કર્યાં છે, તેથી અત્ર પ્રથમ શ્રીમદ્વિઠ્ઠલેશ્વરવિરચિત સ્તોત્રનો અનુવાદ આરંભાશે. આ સ્તોત્રના અક્ષરાર્થમાં પણ કાંઇક આસ્વાદ પ્રાપ્ત થાય તો તે તે સ્તોત્રનાં રસભરિત સંસ્કૃત સાહિત્યની પણ પ્રસિદ્ધિનો પ્રસંગ ભગવત્કૃપાએ કરીને સમીપ પ્રાપ્ત થાય એમ સૌભાગ્યસ્પૃહણાથી અત્ર પ્રથમ **શ્રીસ્વામિનીપ્રાર્થનાનો** અક્ષરાર્થ આરંભાય છે.

સ્નાન અભ્યવહાર પાન ત્રિષવણ સન્ધ્યા જપ હોમ બ્રહ્મયજ્ઞ તર્પણ જેમ મર્યાદામાર્ગમાં મર્યાદાનુરૂપ પ્રસિદ્ધ છે તેમ પુષ્ટિમાર્ગમાં પુષ્ટિમાર્ગીય સ્નાનાદિ પણ ઇષ્ટસ્વરૂપ જ હોય છે એ આ સ્તોત્રનું સ્વારસ્ય છે. પુષ્ટિમાર્ગીય સેવાનો અધિકાર તો સુદૂર જ રહ્યો, તથાપિ પુષ્ટિમાર્ગીય સ્નાનના પણ અધિકારાર્થે શ્રીમત્પ્રભુચરણ શ્રીસ્વામિનીજીની કૃપાપ્રાર્થના કરે છે એ પુષ્ટિમાર્ગીય નિસ્સાધનતાની પરા કાષ્ઠા છે.

**श्रीराधे प्रियतमदृक्सङ्गमसञ्जातहास्यदुःखसलिलैः ।**
**भवदीयैः स्नानं मे भूयात् सततं न पाथोभिः ॥ १ ॥**

હે શ્રીસ્વામિનીજી, શ્રીપ્રિયતમના દક્સંગમે[4] કરીને સંજાત આપનાં હર્ષાશ્રુએ અને દુઃખાશ્રુએ કરીને, જલે કરીને નહિ, મને નિત્ય સ્નાન પ્રાપ્ત થાય ॥ ૧ ॥

---

૧. श्रुत्वा व्रजस्त्रियः सर्वा वर्णयन्त्योऽभिरेमिरे । શ્રી ભા. દ. પૂ. ૬.
૨. गोप्यः किमाचरदयं कुशलं स्म वेणुः । ,, ,, ,, ,, ૧૮–૯.
૩. શ્રી ભા. દ. પૂ. ૧૮મા અધ્યાયમાં વેણુગીતના શ્લોક ૮થી ૧૯ પર્યન્ત જુઓ.
૪. નેત્રમિલન.

भूयान् मेऽभ्यवहारस्तावकताम्बूलचर्वितेनैव ।
पानं करुणाकूतास्मितावलोकामृतेनैव ॥ २ ॥

આપનાં તામ્બૂલચર્વિતે કરીને જ મને અભ્યવહાર[1] આમ થાય, કરુણાકૂત સ્મિતાવલોકામૃતે કરીને જ મને પાન સિદ્ધ થાય ॥ ૨ ॥

त्रिषवणमिह भवदङ्घ्रिप्रणतिः सन्ध्या प्रकृष्टदैन्येन ।
जपस्तु तापक्लेशैर्विगाढभावेन कीर्तनं नाम्नाम् ॥ ३ ॥

આપના ચરણકમલમાં પ્રણિપાત અત્ર ત્રિષવણ થાય, પ્રકૃષ્ટ દૈન્યે કરીને સમ્યક્ ધ્યાન અત્ર સન્ધ્યા થાય, તાપક્લેશે વિગાઢ ભાવે નામનું સંકીર્તન તો જપ થાય ॥ ૩ ॥

अस्तङ्गच्छत्सूर्यांशुशुक्षणौ दिवसदुःखहोमोस्तु ।
त्वत्पृष्टप्रियवार्ताकथनञ्च ब्रह्मयज्ञोस्तु ॥ ४ ॥

અસ્ત થતા સૂર્યરૂપ અગ્નિને વિષે મારાં દિવસનાં દુઃખડાંનો હોમ થાય, અને આપે પૃષ્ટ પ્રિયસંબંધિની વાર્તાનું કથન બ્રહ્મયજ્ઞ થાય ॥ ૪ ॥

भवतीनां प्रियसङ्गमसञ्जातमनोमहोत्सवेक्षणतः ।
तर्पणमिह सर्वेन्द्रियतृप्तिर्भवतान् मनोरथाप्त्या मे ॥ ५ ॥

આપ સકલ શ્રીવ્રજસીમન્તિનીજીના પ્રિયસંગમે પ્રાદુર્ભૂત માનસ મહોત્સવનાં દર્શનથી મારા મનોરથની પ્રાપ્તિએ કરીને સર્વ ઇન્દ્રિયની તૃપ્તિ જ અત્ર તર્પણ થાય ॥ ૫ ॥

इत्थं जीवनमस्तु क्षणमपि भवदङ्घ्रिविप्रयोगे तु ।
मरणं भवतादेवम्भावे शरणं त्वमेव भव ॥ ६ ॥

આ પ્રકારે જીવન થાય, આપનાં ચરણકમલથી ક્ષણ પણ વિપ્રયોગમાં તો મરણ થાય, આ પ્રકારના ભાવમાં આપ જ શરણ થાઓ ॥ ૬ ॥

॥ इति श्रीमद्विट्ठलेश्वरविरचिता श्रीस्वामिनीप्रार्थना समाप्ता ॥

---

## ॥ श्रीराधाप्रार्थनाचतुःश्लोकी ॥

कृपयति यदि राधा बाधिताशेषबाधा
किमपरमवशिष्टं पुष्टिमर्यादयोर्मे ।
यदि वदति च किञ्चित् स्मेरहासोदितश्री
र्द्विजवरमणिपङ्क्त्या मुक्तिशुक्त्या तदा किम् ॥ १ ॥

નિવૃત્ત કરી છે સકલ બાધા[2] જેમણે એવાં શ્રીસ્વામિનીજી જો કૃપા કરે છે તો

---

[1] આહાર. [2] પ્રતિબન્ધ.

પુષ્ટિમાં[1] અને મર્યાદામાં[2] મારે અન્ય શું અવશિષ્ટ[3] રહ્યું ? અને સ્મેર[4] હાસે કરીને ઉદિત[5] છે શ્રી[6] જેમાં એવાં શ્રીસ્વામિનીજી દ્વિજવરરૂપ[7] મણિપંક્તિએ[8] કરીને જો કટાક્ષ વહે[9] છે ત્યારે તો મુક્તિરૂપ શુક્તિએ[10] શું ?

श्यामसुन्दर शिखण्डशेखर
स्मेरहास्य मुरलीमनोहर ।
राधिकारसिक मां कृपानिधे
स्वप्रियाचरणकिङ्करीं कुरु ॥ २ ॥

હા શ્યામસુન્દર[11], હા શિખણ્ડશેખર[12], હા સ્મેરહાસ્ય[13], હા મુરલીમનોહર[14], હા રાધિકારસિક[15], હા કૃપાનિધે[16], નિજ શ્રીપ્રિયાજીનાં ચરણની દાસી[17] મને કરો.

प्राणनाथ वृषभानुनन्दिनी–
श्रीमुखाब्जमुखलोलषट्पद ।
राधिकापदतले कृतास्थिति–
स्त्वां भजामि रसिकेन्द्रशेखर ॥ ३ ॥

હા પ્રાણનાથ, હા શ્રીવૃષભાનુજીનાં[18] નન્દિનીનાં (શ્રીસ્વામિનીજીના) શ્રીમુખકમલરસનાં લોલ[19] ષટ્પદ[20], હા રસિકેન્દ્રચૂડામણે, શ્રીસ્વામિનીજીના પદતલમાં કરી છે સ્થિતિ જેણે એવા આપને ભજું છું.

संविधाय दशने तृणं विभो
प्रार्थये व्रजमहेन्द्रनन्दन ।
अस्तु मोहन तवातिवल्लभा
जन्मजन्मनि मदीश्वरी प्रिया ॥ ४ ॥

હા વિભો,[21] હા વ્રજમહેન્દ્રનન્દન, હા મોહન, આપનાં અતિવલ્લભા[22] શ્રીપ્રિયાજી જન્મેજન્મ મારાં ઈશ્વરી થાઓ.

॥ इति श्रीविट्ठलेश्वरविरचिता श्रीराधाप्रार्थनाचतुःश्लोकी समाप्ता ॥

---

૧. નિરસાધન પ્રમેયમાર્ગમાં. ૨. સસાધન પ્રમાણમાર્ગમાં. ૩. પ્રાપ્તવ્ય. ૪. સુન્દર ૫. પ્રાદુર્ભૂત. ૬. શોભા, લક્ષ્મી, દશરસસમ્પત્તિ. ૭. દ્વિઃ જન્મે તે દ્વિજ, સુન્દરદશનરૂપ, ઉત્તમદન્તરૂપ. ૮. શ્રીસ્વામિજીની દન્તાવલિ મણિપંક્તિ છે. ૯. પ્રથમ કૃપાનું સંસૂચન કરીને આ પદથી કૃપાપૂર્વક સંભાષણનું સંસૂચન કર્યું. ૧૦. મુક્તિને શુક્તિ કહીને સંભાષણરસાસ્વાદથી ચતુર્વર્ગનું તુચ્છત્વ સૂચવીને તદપ્રાપ્તૌ વૃથા મોક્ષ પ્રભૃતિનું પણ સહૃદય સ્મરણ કરાવી લીધું. ૧૧. શ્યામ તથાપિ સુન્દર આ વિરુદ્ધધર્માશ્રય. ૧૨. શિખણ્ડ–મયૂરચન્દ્રિકા–છે શ્રીમસ્તકે જેમના એવા. ૧૩. સ્મેર હાસ્ય જેમનું એવા. ૧૪. મુરલીએ કરીને મનના હર્તા. ૧૫. શ્રીસ્વામિનીજીને વિષે રસિક. ૧૬. અત્રપર્યન્તના વિશેષણપદે ષડૈશ્વર્યસમાનતાનું સંસૂચન કર્યું. ૧૭. કારણ કે પુષ્ટિમાર્ગમાં દાસીત્વ જ પરમ ફલ છે. ૧૮. શ્રીવૃષભાનુજી શ્રીસ્વામિનીજીના જનક થાય. ૧૯. તરલ. ૨૦. ભ્રમરના ષટ્ પદ હોય છે. ૨૧ સમર્થ ૨૨ શ્રીસ્વામિનીજીનો શ્રીવલ્લભાવતાર ધ્વનિત કર્યો.

# ॥ भक्तिमार्गे पुष्टिमार्गत्वनिश्चयः ॥

पुष्टिमार्गः फलं यत्र स्वयं साधनतां व्रजेत् ।
साक्षात्परोक्षभेदेन स द्विधा विनिरूपितः ॥ १ ॥

જ્યાં ફલ સ્વયં સાધનતાને પ્રાપ્ત થાય તે પુષ્ટિમાર્ગ. સાક્ષાત્ ( પ્રત્યક્ષ ) અને પરોક્ષ એમ બે ભેદે કરીને તે ( પુષ્ટિમાર્ગ ) બે પ્રકારે નિરૂપિત છે. ॥ ૧ ॥

आविर्भावदशायां हि साक्षात्त्वेन निगद्यते ।
अन्यथा तु परोक्षत्वात् तथैव विनिरूप्यते ॥ २ ॥
मानातिरिक्तमार्गत्वमेव तत्र व्यवस्थितिः ।

પ્રાકટ્યદશામાં ફલ સાક્ષાત્ જ સાધન થાય છે, તેથી સાક્ષાત્ પુષ્ટિમાર્ગ કથાય છે અન્તર્ધાનદશામાં તો ફલ પરોક્ષ પ્રકારે સાધન થાય છે, તેથી પરોક્ષ પુષ્ટિમાર્ગ કથાય છે. પ્રમાણમાર્ગથી પુષ્ટિમાર્ગની આ વ્યતિરિક્તતા જ અત્ર વ્યવસ્થા છે.

तत्रायं संशयः कृष्णः फलं साक्षात्कृतः स्वयम् ॥ ३ ॥
यायात् साधनतां नूनं रसलीलासु सर्वशः ।
परोक्षे भक्तिमार्गे हि कथं साधनता हरेः ॥ ४ ॥
अनाविर्भूतरूपत्वाद्दर्शनस्याप्यभावतः ।
तदभावे कथं तस्य पुष्टिमार्गत्वमुच्यते ॥ ५ ॥
अन्यथा साधनैः सिद्धो मर्यादैव तथा भवेत् ।

ત્યાં આ સંશય થાય છે. સાક્ષાત્કૃત સ્વયં કૃષ્ણ ફલ છે, રસાત્મક લીલામાં તે (ફલ) સર્વશઃ સાધનતાને પ્રાપ્ત થઈ શકે, પરન્તુ પરોક્ષ ભક્તિમાર્ગમાં હરિની સાધનતા કયે પ્રકારે ? પરોક્ષદશામાં તો પ્રભુનું સ્વરૂપ જ પ્રાદુર્ભૂત નથી, પ્રભુનું દર્શન પણ થઈ શકતું નથી, તેથી પરોક્ષ દશામાં હરિ સાધનતાને પ્રાપ્ત થતા જ નથી, ત્યારે પછી તેને પરોક્ષ પુષ્ટિમાર્ગ કયે પ્રકારે કહી શકાય ? અન્ય પ્રકારે તો સાધનથી જ ફલરૂપ કૃષ્ણની સિદ્ધિ થાય છે, તેથી મર્યાદા જ થઈ જશે.

सिद्धान्तस्तु हरिः साक्षाद्रसात्मा श्रुतिसम्मतः ॥ ६ ॥
सोपि शृङ्गार एवास्ति स चापि द्विविधो मतः ।

સિદ્ધાન્ત તો આ પ્રકારે. હરિ શ્રુતિસમ્મત સાક્ષાદ્રસાત્મક છે, તે રસ પણ માત્ર શૃંગારરસ જ છે, અને તે શૃંગારરસ પણ ( સંયોગવિપ્રયોગભેદે ) દ્વિવિધ છે.

एवं सति हरेर्भक्तिमार्गे पुष्ट्यभिधे मतः ॥ ७ ॥
वियोगः साधनं यस्मात् स्वरूपात्मको यतः ।
तस्य साधनतायां हि स्वरूपं साधनं मतम् ॥ ८ ॥

આ પ્રકારે હરિના પુષ્ટ્યબ્ધિ ભક્તિમાર્ગમાં વિપ્રયોગ શૃંગારરસને સાધન માનેલો છે, કારણ કે વિપ્રયોગશૃંગારરસ સ્વરૂપાત્મક છે. વિપ્રયોગશૃંગારરસ સાધન છે, અને સ્વરૂપાત્મક જ વિપ્રયોગશૃંગારરસ છે, તેથી ભગવત્સ્વરૂપ જ પુષ્ટિમાર્ગમાં સાધન છે એમ સિદ્ધ થઈ રહે છે.

**अतोत्र पुष्टिमार्गत्वं निःप्रत्यूहं विभाव्यताम् ॥ ९ ॥**

તેથી ભક્તિમાર્ગમાં સાક્ષાત્ અને પરોક્ષ ઉભયે અવસ્થામાં નિઃપ્રત્યૂહ પુષ્ટિમાર્ગની વિભાવના કરો.

**इति श्रीहरिदासविरचितो भक्तिमार्गे पुष्टिमार्गत्वनिश्चयः समाप्तः ॥**

---

# निस्साधनतानी यथार्थ विभावना.

નિસ્સાધનતા પ્રાકૃત તામસોત્થ પ્રમાદ નથી, પરન્તુ અપ્રાકૃત રસાત્મક પુષ્ટિમાર્ગનો ભાવવિશેષ છે. આ નિસ્સાધનતારૂપ નિધિનું સ્વરૂપ યથાપ્રસંગ શ્રીમદાચાર્યચરણે શ્રીમત્-પ્રભુચરણે અને શ્રીમદ્ગોકુલેશ્વરે નિજ ગ્રન્થોમાં વિશદ કર્યું છે, તથાપિ શ્રીહરિરાયજીએ ૩૭મા શિક્ષાપત્રમાં સ્વરૂપાત્મક નિસ્સાધનતા એવી તો સરલ રસભર ભાષામાં આલેખી છે કે વજ્રરૂપ હૃદયમાં પણ કાંઇક તો આર્દ્રતા પ્રકટ થયા વિના રહે જ નહિ. પુષ્ટિભક્તિ-સુધાના પાતા પ્રાયઃ પ્રભુકૃપૈકભાજન છે, તેથી તેમને તો નિમ્ન મૂલગ્રન્થની અને તદનુવાદની વિભાવનામાં ભગવદનુગ્રહથી પ્રમોદ જ પ્રાપ્ત થશે.

**न शुद्धभावो नैवास्ति सर्वभावो न दीनता ।**
**नाज्ञापरत्वं विश्वासो न चास्ति परमादरः ॥ १ ॥**

નહિ શુદ્ધ ભાવ, નહિ સર્વભાવ (સર્વાત્મભાવ), નહિ દીનતા,
નહિ આજ્ઞાપરતા, નહિ વિશ્વાસ, અને નહિ પરમ આદર ॥ ૧ ॥

**न सत्संगो नैव सेवा न निवेदनसंस्मृतिः ।**
**नाश्रयो न विवेको हि धैर्यं न शरणास्थितिः ॥ २ ॥**

નહિ સત્સંગ, નહિ સેવા, નહિ સંસ્મૃતિ નિવેદનની,
નહિ આશ્રય, નહિ વિવેક, નહિ ધૈર્ય, નહિ શરણ વિષે સ્થૈર્ય ॥ ૨ ॥

**न माहात्म्यपरिस्फूर्तिः स्नेहस्तु न हि कुत्रचित् ।**
**आसक्तिर्व्यसनादीनां कथापि खलु दुर्लभा ॥ ३ ॥**

નહિ માહાત્મ્યની પરિસ્ફૂર્તિ, સ્નેહ તો નહિ કુત્રચિત્
આસક્તિવ્યસનાદિકો તો, ખરે કથા પણ દુર્લભ ॥ ૩ ॥

**भक्तिमार्गप्रवेशो न धर्ममार्गे न च स्थितिः ।**
**देशादिशुद्धभावो न कालदोषान्न वैदिकम् ॥ ४ ॥**

નહિ ભક્તિમાર્ગમાં પ્રવેશ, અને નહિ ધર્મમાર્ગમાં સ્થિતિ,
નહિ દેશાદિની શુદ્ધતા, નહિ કાલદોષથી વૈદિક ॥ ૪ ॥

न च व्याहृतिराहित्यं व्याहृतौ न हरौ मनः ।
न त्यागश्चापि सेवार्थं स्वतन्त्रस्य तु का कथा ॥ ५ ॥

નહિ અવ્યાવૃત્તિ, નહિ વ્યાવૃત્તિમાં હરિવિષે ચિત્ત,
નહિ સેવાર્થ પણ ત્યાગ, સ્વતન્ત્રની (વિરહાનુભવૈકાર્થ ત્યાગની) તો કથા જ શી ?

न कृष्णविरहस्फूर्तिः संयमो न च वाग्दृशोः ।
नौदासीन्यमभक्तेषु नानासक्तिर्गृहादिषु ॥ ६ ॥

નહિ સ્ફૂર્તિ કૃષ્ણના વિરહની, નહિ સંયમ નેત્રવાણીનો,
નહિ ઔદાસીન્ય અભક્તમાં, નહિ અનાસક્તિ ગૃહાદિમાં ॥ ૬ ॥

नाहङ्काररराहित्यं न स्वधर्मपरिग्रहः ।
नान्यधर्मनिवृत्तिश्च किं करिष्यति मत्प्रभुः ॥ ७ ॥
मयि दोषनिधाने तु सर्वसद्गुणवर्जिते ।
निस्साधनत्वमेवं हि स्वस्य नित्यं विभावयेत् ॥ ८ ॥

નહિ અનહંકારાદિ, નહિ પરિગ્રહ સ્વધર્મનો,
નહિ પરધર્મનિવૃત્તિ, પ્રભુ મારા શું કરશે ॥ ૭ ॥
નિધાન સર્વ દોષનું, વર્જીત હું સર્વ સદ્ગુણે,
એમ નિસ્સાધનતા જીવે નિજ નિત્ય વિભાવવી ॥ ૮ ॥

---

## श्रीवल्लभजी.

સંપ્રદાયમાં મહાનુભાવી વિદ્વાન્ ગોસ્વામી મહારાજો થયા છે તેમાં શ્રીવલ્લભજી સુપ્રસિદ્ધ છે. શ્રીવલ્લભજીના નામથી સંપ્રદાયમાં ઘણા ગ્રન્થો છે. ગીતા ઉપરની तत्त्वदीपिका टीका, શ્રીસુબોધિની ઉપરનો લેખ, ષોડશ ગ્રન્થોમાં सेवाफल, निरोधलक्षण, संन्यासनिर्णय, नवरत्न, ઇત્યાદિ ઉપરના લેખો એઓશ્રીના નામથી પ્રસિદ્ધ છે. सेवाफलના ઉપોદ્ઘાતમાં આ શ્રીવલ્લભજી ક્યા એ સંબંધમાં મારે વિચાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. મારા માન્યોએ આ સંબંધમાં જે કહ્યું હતું તે ઉપરથી હું પણ પ્રથમ તો એમ જ માનતો કે આ શ્રીવલ્લભજી શ્રીપુરૂષોત્તમજીથી પ્રાચીન છે, અને તેઓ શ્રીરઘુનાથજીના વંશ્ય છે. શ્રીરઘુનાથજીના વંશ્યોમાં શ્રીપુરુષોત્તમજીથી પ્રાચીન માત્ર એક જ શ્રીવલ્લભજી થયલા અને તે શ્રીગુસાંઇજીના પંચમ પુત્ર શ્રીરઘુનાથજીના લાલજી શ્રીદેવકીનન્દનજીના લાલજી હતા, અર્થાત્ શ્રીદેવકીનન્દનાત્મજ શ્રીવલ્લભજી તે જ આ સર્વ ગ્રન્થોના નિર્માતા હતા એમ મને પણ પ્રથમ લાગતું હતું, પરન્તુ જામનગરમંદિરમાં દશમપૂર્વાર્ધ અને ઉત્તરાર્ધનાં श्रीसुबोधिनीजी ઉપરના લેખમાં સર્વત્ર શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભની ઇતિશ્રી છે એમ તન્મંદિરસંગ્રહસ્થ પુસ્તકોની સૂચિ જોતાં માલૂમ પડ્યું. પંડિત ગટ્ટૂલાલના સંગ્રહમાં પણ દશમસુબોધિનીલેખની કોઇ કોઇ પ્રતિ ઉપર પણ શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભની ઇતિશ્રીનું દર્શન થયું, તેમ જ મારી કને

સેવાફલ, નિરોધલક્ષણ, સંન્યાસનિર્ણય, તથા નવરત્નની ટિપ્પણી વિગેરે ગ્રન્થો બિરાજે છે તે ઉપર પણ શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભની ઇતિશ્રીનું દર્શન થયું, આ ઉપરથી શ્રીદેવકીનન્દનાત્મજ શ્રીવલ્લભનું આ ગ્રન્થોનું કર્તૃત્વ આ સર્વ ઇતિશ્રીઓથી વિરુદ્ધ થઈને સ્વીકારવું મને ઇષ્ટ લાગ્યું નહિ. આ કારણથી શ્રીપુરુષોત્તમજીથી પ્રાચીન શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભ ક્યા થયા એ સંબંધમાં મેં મહારાજોના વંશવૃક્ષમાં જોયું, તો શ્રીવિઠ્ઠલેશાત્મજ બે શ્રીવલ્લભનાં નામ માલુમ પડ્યાં. એક તો શ્રીગુસાંઇજીના ચતુર્થ લાલજી શ્રીવલ્લભ વા શ્રીગોકુલનાથજી, અને બીજા શ્રીગિરિધરજીથી ત્રીજી પેઢીએ શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભ. શ્રીગોકુલનાથજીના સંબંધમાં પ્રશ્ન નહિ હોવાથી, અને વંશવૃક્ષમાં દ્વિતીય શ્રીવલ્લભજીને પણ કાકાશ્રીવલ્લભજી જ કહેલા હોવાથી, શ્રીસુબોધિનીલેખકારની પ્રસિદ્ધિ પણ કાકા શ્રીવલ્લભજી તરીકે હોવાથી, સેવાફલના ઉપોદ્ઘાતમાં મેં જણાવ્યું કે શ્રીપુરુષોત્તમજીથી પ્રાચીન કોઇ પણ શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભ શ્રીરઘુનાથજીના વંશમાં થયલા નહિ હોવાથી, શ્રીરઘુનાથજીના વંશ્યનું શ્રીસુબોધિનીલેખનું કર્તૃત્વ સંભવતું નથી, અને શ્રીગિરિધરજીના વંશ્ય શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભ ઉપર લખેલા સર્વ ગ્રન્થોના નિર્માતા છે.

પરન્તુ મને એનાથી સંતોષ થયો ન હતો. શ્રીપુરુષોત્તમજી પોતાના પ્રાચીન પ્રાયઃ સર્વ ગોસ્વામીઓનો ઉપન્યાસ કરે અને ષોડશ ગ્રન્થાદિની ટીકામાં આવા પ્રસિદ્ધ શ્રીવલ્લભજીનો ન કરે એ કાંઇક અસ્વાભાવિક લાગતું તેથી ક્વચિત્ સંદેહ થયો કે શ્રીવલ્લભજી શ્રીપુરુષોત્તમજીથી અર્વાચીન તો ન હોય. આ સમયમાં નિરોધલક્ષણ અમે મુદ્રિત કર્યું. નિરોધલક્ષણની શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભની ટીકાનો સંગ્રહ એમાં કર્યો હોવાથી, એઓશ્રીનો પરિચય કરાવવો જોઇએ એ વિચારમાં હતો તેટલામાં એક હસ્તલિખિત પુસ્તક નવરત્નટિપ્પણીનું મારા હાથમાં આવ્યું. એના ઉપર 'શ્રીવિઠ્ઠલરાયાત્મજ શ્રીવલ્લભકૃતા નવરત્નટિપ્પણી' એમ લખેલું હતું. એ પ્રતિ ઉપર બીજું પણ લખેલું માલમ પડ્યું. 'श्रीद्वारकेश्रात्मजश्रीगिरिधराणाम्, संवत् १८३२ पौषशुक्ले लिखितम्.' બીજું એના ઉપર 'अस्मत्पितृव्यचरणानां लेख' એમ પણ લખેલું હતું. વંશવૃક્ષ જોતાં આ વિઠ્ઠલરાયાત્મજ શ્રીવલ્લભ શ્રીરઘુનાથજીના વંશ્ય માલૂમ પડ્યા. પરન્તુ તેઓશ્રી શ્રીપુરુષોત્તમજીથી અર્વાચીન માલૂમ પડ્યા. એઓશ્રીનો પ્રાદુર્ભાવ ૧૭૨૧. ભાષાસામ્યથી ષોડશ ગ્રન્થમાં શ્રીસેવાફલ, નિરોધલક્ષણ, સંન્યાસનિર્ણય અને નવરત્નટિપ્પણી એ સર્વના કર્તા એમને સ્વીકારવા જોઇએ એમ મને હવે લાગે છે. પરન્તુ શ્રીસુબોધિનીલેખના પણ કર્તા એ જ શ્રીવલ્લભજી કે અન્ય એ સંદેહ રહ્યો. તત્સંબંધમાં પણ એ જ શ્રીવલ્લભજીને કર્તા માનવા જોઇએ એમ મને નિર્ભયરામભટ્ટના ૧૮૩૪ સંવત્માં લખેલા 'कल्पपादपम्' હસ્તલિખિત ગ્રન્થ ઉપરથી લાગે છે. શ્રીરઘુનાથજીના વંશ્યોનું વર્ણન કરતી વખતે નિર્ભયરામ આ જ શ્રીવલ્લભજીને શ્રીસુબોધિનીના વ્યાખ્યાતા આ પ્રકારે જણાવે છે.

श्रीमतो विठ्ठलेशस्य पुत्रौ द्वौ संबभूवतुः ।
श्रीमद्गिरिधरो ज्येष्ठो द्वितीयो वल्लभाभिधः ।
व्याख्याता यः सुबोधिन्याः सोयं श्रीवल्लभाभिधः ॥

નિર્ભયરામનો 'કલ્પપાદપ' ગ્રન્થ બે દિવસજ ઉપર પ્રભુકૃપાથી ખંભાતનિવાસી

ભદ્રશંકર તરફથી મળ્યો. યદ્યપિ આ પ્રકારે આ સર્વ ગ્રન્થોનાં કર્તા શ્રીરઘુનાથવંશ્ય શ્રી-વિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભજી નિશ્ચિત થાય છે, છતાં આ શ્રીવલ્લભજીની પ્રસિદ્ધિ શ્રીવિઠ્ઠલરાયાત્મજ શ્રીવલ્લભ હોવાથી, અને પુરુષોત્તમજી એમનો ઉપન્યાસ કરે છે કે એ શ્રીવલ્લભજી શ્રીપુરુ-ષોત્તમજીનો ઉપન્યાસ કરે છે કે કેમ તે નિર્ણય કરવાની સાધનસામગ્રી તેમ અવકાશ હાલ મને નથી, તેથી યદ્યપિ સર્વાંશે નિસંદિગ્ધ રીતે તો નહિ પરન્તુ સામાન્ય રીતે ઉપ-ર્યુક્ત નિર્ભયરામાદિના ઉપન્યાસથી, શ્રીરઘુનાથજીના વંશમાં ૧૭૨૯ માં પ્રાદુર્ભાવ પામેલા શ્રીવિઠ્ઠલરાયાત્મજ શ્રીવલ્લભજીને આ સર્વ ગ્રન્થોના નિર્માતા માનવા એ અયુક્ત નથી લાગતું.

આમ સંદેહાત્મક જે મત આપવાનું અન્ય પણ કારણ છે. સંપ્રદાયકલ્પદ્રુમનામક એક ગ્રંથ શ્રીહરિરાયજીના શિષ્ય વિઠ્ઠલનાથભટ્ટના નામે ચઢાવેલો પ્રસિદ્ધ થયેલો મેં જોયો છે, યદ્યપિ ઉક્ત ગ્રન્થ મને આધુનિક વિષ્ણુસ્વામીની પરંપરા સંપ્રદાય ઉપર આરોપવાને કોઇએ બનાવી દીધો છે એમ એની આન્તર સામગ્રીનું જ ઉપરથી ઉપરથી પણ દર્શન કરતાં સ્પષ્ટ પ્રતીત થાય છે, છતાં એ ગ્રન્થમાં શ્રીરઘુનાથજીના વંશ્ય શ્રીદેવકીનન્દનાત્મજ શ્રીવલ્લભને શ્રીસુબોધિનીલેખના પણ કર્તા કહ્યા છે, તેથી નિર્ભયરામનું મત ખરૂં કે આ બનાવટી ગ્રન્થના પ્રયોજકનું મત ખરૂં એ પણ નિસંદિગ્ધ રીતે નિર્ણય કરવાનું સબલ સાધન મારી કને નથી, યદ્યપિ કહેવું જોઇએ કે મને નિર્ભયરામનું મત એકંદરે સ્વીકારવું હાલ પ્રાપ્ય સામગ્રીના આધારે સર્વથા અયુક્ત તો નથી જ લાગતું, અને તેને આધારે હું શ્રીરઘુનાથ-જીના વંશ્ય શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભને સેવાફલ વિવૃતિ, નિરોધ લક્ષણ ટીકા, સંન્યાસ નિર્ણય ટીકા, નવરત્નટિપ્પણી, અને દશમશ્રીસુબોધિનીલેખના પણ કર્તા માનું છું. પરન્તુ ગીતાતત્ત્વદીપિકાના પણ કર્તા એ જ છે એમ માનવું નિ:સંદિગ્ધ નથી લાગતું, કારણ કે પ્રાપ્ય પ્રાચીન પ્રતિઓમાં કોઇ પણ સ્થલે શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભની ઇતિશ્રી નથી, એટલું જ નહિ પણ નિર્ભયરામ એઓશ્રીને ગીતાના પણ ટીકાકાર સ્પષ્ટ કહેતા નથી અને સંપ્રદાય-કલ્પદ્રુમમાં ગીતાતત્ત્વદીપિકાકાર શ્રીદેવકીનન્દનાત્મજ શ્રીવલ્લભને કહેલા છે. ગીતાતત્ત્વ-દીપિકામાં પત્ર ૧૦૨ ના એક વિભાગનું દર્શન આવરણભંગમાં પણ થાય છે, પરન્તુ શ્રીપુરુષોત્તમજી નામનિર્દેશ વિના જ તેનો ઉપન્યાસ કરે છે એ અસ્વાભાવિક લાગે છે, તેથી કદાચિત્ ગીતાતત્ત્વદીપિકાકાર અને શ્રીપુરુષોત્તમજી સમાન રીતે શ્રીમહાપ્રભુજીના શ્રીસુબોધિનીજીના જ કોઇ વિભાગનો ક્યાં તો ઉપન્યાસ કરે છે, ક્યાં તો શ્રીવલ્લભજી નામનિર્દેશ વિના શ્રીપુરુષોત્તમજીનો ઉપન્યાસ કરે છે, અને જો એમ જ હોય તો તો ગીતાતત્ત્વદીપિકાકાર પણ શ્રીદેવકીનન્દનાત્મજ શ્રીવલ્લભજી નથી અને તેના કર્તા પણ શ્રીરઘુનાથ-વંશ્ય શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભ હોય એમ માનવું પડે છે, તાત્પર્ય કે પ્રાપ્ય સાધનસામગ્રીને આધારે સેવાફલવિવરણાદિ ગ્રન્થોના નિર્માતા શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભને શ્રીરઘુનાથવંશ્ય માનવા જોઇએ એમ મારૂં મત છે. આ સંબંધમાં સંદિગ્ધતા થવાનું એક અન્ય કારણ પણ મળ્યું છે. જામનગરમાં સેવાફલ ઉપર શ્રીવ્રજનાથજીના નામની ટીકા છે, એ ટીકા મેલવવાને શ્રીઅનિરુદ્ધજીને અમે બે ત્રણ પત્ર લખ્યા, સેવાફલનું પુસ્તક ભેટ મોકલ્યું, પરન્તુ તેનો સ્વીકાર કરવાનો અનુગ્રહ કરવાની ઉક્ત ગોસ્વામીશ્રીને વિવેકયુક્ત ઇચ્છા ન-થઇ. એ ટીકાનો આરંભ અને અન્ત આ પ્રકારે છે.

आरंभः—प्रसीदन्तु प्रोक्तसेवासिद्धिफलत्रयाः ।
बाधकत्रयवक्तारः ततो विवृततद्द्वयाः ॥ १ ॥

अन्तः—किन्तु 'सात्त्विका भगवद्भक्ता' इत्युक्तानां तादृशामेव बोधना-मेवास्मत्प्रवृत्तिरितिभावः ।

इति श्रीवल्लभनन्दनचरणैकतानगोस्वामिश्रीरघुनाथजीसुतश्रीव्रजनाथजी विरचित सेवाफलविवृतिप्रकाशः ।

આ આરંભનું મંગલાચરણ શ્રીવલ્લભજીના 'नुमः शयित गोपीदालीलाब्धि हृदयान् प्रभून् ' ઇત્યાદિ મંગલાચરણોની પદ્ધતિને અત્યન્ત મલતું આવે છે, અને એનો અંત અગે પ્રસિદ્ધ કરેલી સેવાફલની શ્રીવલ્લભજીની ટીકાની માથે સરખો છે, તેથી જો આ શ્રીવ્રજનાથજીની સેવાફલટીકા શ્રીવલ્લભજીની ટીકાના ઉપર ટીકા ન હોય, અને તે જ ટીકા હોય જે આરંભ અને અન્ત જોતાં અયુક્ત નથી લાગતું, તો ઇતિશ્રીઓ ઉપરથી જ ગ્રન્થકર્તા માનવું એ સર્વથા યુક્ત જ છે એમ કહી શકાય નહિ. આ કારણથી નિર્ભયરામભટ્ટે જે માત્ર ઇતિશ્રીઉપરથી જ શ્રીરઘુનાથવંશ્ય શ્રીવિઠ્ઠલેશાત્મજ શ્રીવલ્લભને શ્રીસુબોધિનીના વ્યાખ્યાતા કહ્યા હોય તો તે મત પણ સર્વાંશે પ્રમાણભૂત ન જ કહેવાય, પરન્તુ જો એમણે કાંઇપણ પરંપરાપ્રાપ્ત સામગ્રીથી એ વાત જણાવી હોય તો જ એમનું મત યુક્ત મનાય, પરન્તુ નિર્ભયરામભટ્ટે કલ્પપાદપ ગ્રન્થ કેવી રીતે યોજ્યો તે જ્યાં સુધી નિર્ણીત ન થાય ત્યાં સુધી આ વિષયમાં અન્તિમ નિર્ણય આપવાનું શક્ય નથી. નિર્ભયરામનો ગ્રન્થ ૧૮૩૪માં થયેલો છે, શ્રીવલ્લભજીનો પ્રાદુર્ભાવ ૧૭૨૯ છે, અર્થાત્ નિર્ભયરામ શ્રીવલ્લભજીના સમકાલીન ટિપ્પણીનું મારા રે છે, અને તેથી અન્યના સંદિગ્ધ મત સ્વીકારવા કરતાં, અન્ય સબલ ટિપ્પણી ' એમ લખીં હું એ ભટ્ટનું મત હવે સ્વીકારૂં છું, અને તેને આધારે શ્રીરઘુનાથ-શ્રાત્મજશ્રીગિરિધરાणाम्, જ શ્રીવલ્લભને सेवाफलविवृति, निरोधलक्षणविवृति, संन्यासनिर्णयविवृति, व्यचरणानां लेखः ' એમ सुबोधिनी લેખના પણ કર્તા કહું છું.

શ્રીરઘુનાથજીના વંશ્ય મા
પડયા. એઓશ્રીનો પ્રાદુર્ભા
લક્ષણ, સંન્યાસનિર્ણય અને ન્ય
એમ મને હવે લાગે છે. પરન્તુ શ્રીસુબોધિનીલે
એ સંદેહ રહ્યો. તત્સંબંધમાં પણ એ જ શ્રીવલ્લભજી
નિર્ભયરામભટ્ટના ૧૮૩૪ સંવતમાં લખેલા ' कल्पपादप
છે. શ્રીરઘુનાથજીના વંશ્યોનું વર્ણન કરતી વખતે (
શ્રીસુબોધિનીના વ્યાખ્યાતા આ પ્રકારે જણાવે છે.

श्रीमतो विठ्ठलेशस्य पुत्रौ द्वौ संबभ
श्रीमद्गिरिधरो ज्येष्ठो द्वितीयो वा
व्याख्याता यः सुबोधिन्याः सोऽ

નિર્ભયરામનો ' કલ્પપાદપ ' ગ્રન્થ બે દિ

કરીને ધર્મ ચતુર્વર્ગને પણ સિદ્ધ કરે છે, ગોચારણરૂપ ધર્મ કરતાં કરતાં મધુપતિએ વેણુકૂજન કર્યું, તેથી સાક્ષાત્ અને પરમ્પરાથી ચતુર્વર્ગસાધક ભગવત્સમ્બન્ધી ગોચારણરૂપ ધર્મે જ લોકના અને રસના પરસ્પર સકલ વિરોધનો પરિહાર કરી લઈને ધર્માદિ મોક્ષાન્ત ચતુર્વર્ગનું સમ્પાદન કરી દીધું. ગોચારણરૂપ ધર્મમાં પશુપાલ ગોપનો અને બલદેવનો પણ સદ્ભાવ સાર્થક છે. ગોચારણાદિ ક્રિયામાં અન્તરંગ કાર્યાર્થે ગોપનો ઉપયોગ છે, અને પ્રતિબન્ધક આસુરસમ્પત્તિની નિવૃત્તિપૂર્વક સ્વચ્છન્દ લીલાપ્રસંગમાં ભક્તરક્ષામાં બલદેવનો વિનિયોગ છે. ભગવત્ક્રિયાશક્તિરૂપ પશુપાલના અને ભગવજ્જ્ઞાનશક્તિરૂપ બલદેવના સદ્ભાવથી મધુપતિનું यः सर्वज्ञः सर्वशक्तिः શ્રુતિએ ઉક્ત સર્વશક્તિમત્ત્વ પણ સ્પષ્ટ કર્યું, અન્યથા સધર્મક સર્વશક્તિમાન્ સરસ શૃંગારરસાત્મા મધુપતિના નિર્ધર્મકત્વના અને અકર્તૃત્વાદિના વિવર્તથી તો રસનિષ્પત્તિમાં વિપ્લવ થાય. સરોવરના સરિતના અને ગિરિના નૈકટ્યમાં વસતી ત્રિવિધ દેવતાના—શ્રીવનસુન્દરીસમાજના—ઉદ્બોધનાર્થ મધુપતિએ વેણુકૂજન કર્યું વેણુનાદ કર્યો. ઉદ્બોધકનું અભીષ્ટ જે કાર્ય તે કાર્યપરત્વે તે તે દેવતાનું સ્થાપન તે જ તેમનું ઉદ્બોધન. દેવતાનો ઉદ્બોધ થાય તથાપિ સરસત્વરૂપ સામગ્રીનો જ નાયકમાં અભાવ હોય તો ઉદ્બુદ્ધ પણ દેવતાની રતિ સિદ્ધ ન થાય આ અનુપપત્તિના પરિહારાર્થ ભગવાનને સરસ શૃંગારાત્મા મધુપતિ કહ્યા. કુસુમિત જે વનરાજી[1] તેમણે કરીને જે મત્ત ભ્રમર અને વિહંગમ તેમના જે અવાન્તર જાતિભેદ તેમણે સેવ્યાં છે સરોવર સરિત્ અને ગિરિ જ્યાં એવા વનને, અથવા તેમણે સેવેલાં સરોવરને સરિતને અને ગિરિને[2] જ, તે તે સ્થલે તે તે પ્રકારે લીલાકરણાર્થ અવગાહીને સરોવરસ્થ સરિતાસ્થ અને પર્વતસ્થ એમ ત્રિવિધ શ્રીવનસુંદરીના ઉદ્બોધનાર્થે કેવલ શૃંગારરસાર્થ જ વેણુકૂજન કર્યું. આ સર્વ નિરૂપણ વિભાવાદિનું[3] થયું. મધુપતિના કૂજને કરીને પ્રેમાત્મક રત્યાત્મક શૃંગારરસનો પ્રાદુર્ભાવ સર્વથા ઉપપન્ન જ છે. કેવલ અને ધર્મસહિત એમ દ્વિવિધ શૃંગારરસમાં પણ અત્ર કેવલ[4] શૃંગારરસની જ નિષ્પત્તિનું કથન કર્યું, ધર્મસહિત શૃંગારરસની નિષ્પત્તિ તો बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं અથવા अक्षण्वतां फलमिदं न परं विदामः જ શ્લોકમાં વિશદ કથાશે.

આ પ્રકારે પ્રથમ શ્લોકમાં ભગવત્કૃત વૃન્દાવનપ્રવેશનું અને દ્વિતીય શ્લોકમાં ભગવત્કૃત દેવતોદ્બોધનનું કથન કરીને શ્રીશુક તૃતીય શ્લોકમાં શ્રીવ્રજસુન્દરીકૃત ભગવદ્ગુણગાનનો વર્ણનારમ્ભ કરે છે. શ્રીવનસુન્દરીસહ ભગવત્કૃત રમણાવસરમાં શ્રીવ્રજસુન્દરીનો પણ કામ ઉદ્બુદ્ધ થઈ ગયો, શ્રીવ્રજભક્તની પણ આસક્તિ પ્રકટ થઈ. પ્રભુએ વેણુકૂજનદ્વારા શ્રીવનસુન્દરીના શૃંગારરસનું મુખ્ય અને શ્રીવ્રજસુન્દરીના શૃંગારરસનું પ્રાસંગિક ઉદ્બોધન કર્યું. ભગવત્કૃત વેણુકૂજન કામિનીના કામનું ઉદ્બોધક છે, તેથી પ્રસંગવશાત્ કૂજનદ્વારા શ્રીવ્રજસુન્દરીની પણ ઉત્કણ્ઠા પ્રકટ થઈ. શબ્દથી ઉદ્બુદ્ધ કામને લીધે શ્રીવ્રજસુન્દરીએ

---

૧ શ્રીસુબોધિનીજીમાં कुसुमिता ये वनराजयः એમ પુલ્લિંગવાચક ये કથીને तासि. એમ સ્ત્રીલિંગનિર્દેશથી વનસ્થ વૃક્ષાદિનું સ્ત્રીત્વ અને ચિદ્રૂપત્વ પણ જણાવ્યું છે.

૨. આ પક્ષમાં સમાહારદ્વન્દ્વથી એકવદ્ભાવ જાણવો.

૩. આ પારિભાષિક શબ્દનું સ્પષ્ટીકરણ અષ્ટમ શ્લોકમાં થશે.

૪. વિપ્રયોગશૃંગારરસ તે જ કેવલ શૃંગારરસ, જે નાટ્યમાં પ્રસિદ્ધ છે, ધર્મસહિત સર્વસામગ્રીયુક્ત સંયોગશૃંગારરસ સંભોગસ્થલમાં અનુભવાય છે.

પણ નિજ હૃદયમાં વિરાજમાન ભગવાનના વર્ણનદ્વારા શબ્દથી જ બહિરુદ્બોધનાર્થ સ્વ-સમાનશીલવ્યસન નિજસખીજનસમક્ષ ભગવદ્ગુણની વર્ણનાનો આરમ્ભ કર્યો એ પ્રસંગ શ્રીશુક તૃતીય શ્લોકે કરીને કથે છે.

> तद् व्रजस्त्रिय आश्रुत्य वेणुगीतं स्मरोदयम्।
> काश्चित् परोक्षं कृष्णस्य स्वसखीभ्योन्ववर्णयन् ॥ ३ ॥

**अक्षरार्थ**—વ્રજસ્ત્રીઓએ તે સ્મરોદ્દીપક કૂજનનું અને વેણુગીતનું સમન્તાત્ શ્રવણ કર્યા પછી કોઈકે કૃષ્ણના પરોક્ષમાં સ્વસખીજનપ્રતિ અનુવર્ણન કર્યું.

**व्याख्यान**—પ્રભુએ વૃન્દાવનમાં પ્રવેશ કરીને પ્રથમ વેણુકૂજન કર્યું તદનન્તર વેણુદ્વારા લીલાવિશિષ્ટ સ્વરૂપનું સ્પષ્ટાર્થક રસનિરૂપક ગાન કર્યું. તે વૃન્દાવનીય આધિદૈવિક વેણુકૂજ-નનું અને તદનન્તર વેણુગીતનું પણ આશ્રવણ—સમન્તતઃ શ્રવણ—શ્રીગોપીજને કર્યું. વેણુનાદ આધિદૈવિક ન હોય તો વેણુનાદનું આશ્રવણ કેવલ વ્રજસ્થિત શ્રીગોપીજન જ કેમ કરે ? વેણુનાદનું આશ્રવણ કેવલ વ્રજસ્થ શ્રીગોપીજન જ કરી શક્યાં, ઇતર નહિ, તેથી વેણુનાદ આધિદૈવિક છે એમ સિદ્ધ થઈ રહે છે. ભગવાન્ જે જે કાર્ય કરે છે તે તે કાર્ય સપ્રયો-જનક કરે છે, જીવવત્ વ્યર્થ નિષ્પ્રયોજનક પણ કાર્ય ભગવાન્ કરતા નથી. રમણાર્થે ભાવનું ઉદ્દીપન જ કૂજનનું પ્રયોજન છે. એમ હોવાથી જેમના પ્રતિ ભગવાનની રમણેચ્છા જ નથી તેઓ પણ શ્રવણ કરી લે તો તે ભગવત્કારિત શ્રવણ વ્યર્થ નિષ્પ્રયોજનક થઈ જાય તેથી જીવવત્ તેવું વ્યર્થ નિષ્પ્રયોજનક શ્રવણ ભગવાન્ કરાવતા જ નથી એ સિદ્ધાન્તનો જ અંગીકાર કરવો. 'શ્રવણ તો સર્વે જ કર્યું પરન્તુ રત્યાત્મક સ્થાયિભાવ વ્રજસ્થ શ્રીગોપીજનને વિષે હોવાથી તેમના જ—અન્યના નહિ—ભાવનું ઉદ્દીપન થયું' એ દીપવત્ મતનો નિરાસ તો પૂર્વોક્ત સિદ્ધાન્તથી જ થઈ ગયો, કારણ કે સર્વજ્ઞ હોવાથી ભગવાનને વિષે જીવવત્ તેવી વ્યર્થ નિષ્પ્રયોજનક કૃતિ જ સંભવતી નથી એટલું જ નહિ પરન્તુ વેણુનાદ શબ્દનાદમાત્ર જ નથી, વેણુનાદ સુધાસવલિત છે, વેણુનાદમાં સુધાની નિષ્ઠા છે, વેણુનાદનિષ્ઠ સુધા નિજ પ્રવેશમાત્રથી જ ભગવદીયત્વસમ્પાદન કરે છે એ ભગવદીયત્વસમ્પાદનરૂપ સ્વભાવની હાનિનો પ્રસંગ પ્રાપ્ત થઈ જાય, અર્થાત્ 'શ્રવણ તો સર્વેએ જ કર્યું પરન્તુ જેમને વિષે રત્યાત્મક સ્થાયિભાવ છે તેમના જ ભાવનું ઉદ્દીપન થયું' આ પ્રકારના નિષ્પ્રયોજનક જીવતુલ્યતાપાદક પક્ષનો પરિત્યાગ કરીને નિજ પ્રવેશમાત્રથી જ વેણુનાદનિષ્ઠ સુધાનો ભગવદીયત્વસમ્પાદનરૂપ સ્વભાવ લક્ષમાં રાખીને સપ્રયોજનક ભગવદુત્કર્ષસમ્પાદક સિદ્ધાન્તનો જ આદર કરવો. જે સ્વામિનીભાવવાન્ ભક્તોને દૂરતઃ પણ શ્રવણ કરાવવાની નિજેચ્છા છે તેમને જ વિષે સપ્રયોજનક વેણુકૂજનના આશ્રવણની સિદ્ધિ સ્થાપી; અને જેમણે આ-શ્રવણ કર્યું તે સર્વના જ ભાવનું રમણાર્થ ઉદ્દીપન પણ થયું જ, કારણ કે ભાવોદ્દીપન તો કૂજનનો સ્વભાવ જ છે. ઇત્યુક્તિઃ. ભગવત્કૃતિનો આ પ્રકારનો સનાતન ઉત્કર્ષ વેણુકૂજનનું આધિદૈવિકત્વ પ્રસિદ્ધ કરે છે. વેણુકૂજનના આશ્રવણાદિના ભગવદ્વિચારિત અધિકારી સુદૂરતઃ પણ વેણુનાદનું શ્રવણાદિ કરી શકે અને તેના અનધિકારી તો નિતાન્ત સામીપ્યમાં પણ શ્રવણાદિ ન જ કરી શકે એ વૈલક્ષણ્ય સપ્રયોજનક ફલસમર્પક આધિદૈવિકતામાં સર્વથા સપ્રમાણ હોવાથી તેનું નિત્ય પણ ધન્યવાદાર્હ છે. ભગવત્કૃત વેણુકૂજનથી સર્વ લીલોપયોગિની

દેવતાનો ઉદ્‌બોધ થયો તેમ સ્મરનો પણ થયો, કારણ કે સ્મર પણ લીલોપયોગિની દેવતા છે. ઉદય ઉદ્‌બોધ ઉત્થાન એ સર્વ પદનો અર્થ સ્વસ્વસેવાસમય અવધારીને સેવાર્થે સાવધાનતા. સ્વસ્વસેવાસમય પ્રાપ્ત થઈ ગયો એમ અવધારીને લીલોપયોગિની શ્રીવ્રજસીમન્તિનીપ્રભૃતિ સર્વ સાવધાન થઈ ગયાં તેમ લીલાસામગ્રીમધ્યપાતી સ્મર પણ તત્રત્ય ભક્તસમાજના માનાપનોદનાદિકાર્યાર્થે તે સમાજની માનસ ઉત્કણ્ઠાનું સમ્પાદન કરીને નિજ સેવાસમયમાં સાવધાન થઈ ગયો. નાદ ઉદ્દીપનવિભાવ છે, તેથી નાદથી સ્મરનો ઉદય યુક્ત છે. વેણુનાદશ્રવણકર્ત્રી શ્રીવ્રજસીમન્તિનીમાં પણ કોઇક તો સ્મરથી મૂર્છિત થઈ ગયાં પરન્તુ ભગવદ્‌ગીતશ્રવણાનન્તર કૃપાથી કોઇકને અન્તઃસ્થિત ભગવાનનો આન્તર સમાગમ પ્રાપ્ત થયો. જેમને મૂર્છા પ્રાપ્ત થઈ ગઈ તેમને તો તત્ત્વાનવધારણરૂપ અજ્ઞાન[1] જ રહ્યું, અને તેથી તેમનાથી ભગવદ્‌ગુણવર્ણન ન થઈ શક્યું, પરન્તુ કૃપાવિશેષથી જેમને પ્રભુનો આન્તર સંગ પ્રાપ્ત થઈ ગયો તેમણે તાદૃશ સંગ પ્રાપ્ત કરીને કૃષ્ણના પરોક્ષમાં વિદ્યમાન સમાનશીલવ્યસન નિજસખીજનસમક્ષ અનુવર્ણન ભગવત્કૂજનાનન્તર જ વર્ણન કર્યું. આ પ્રકારે વેણુગીતશ્રોત્રીઓમાં પણ મૂર્છિતા અને અનુવર્ણયિત્રી એમ બે રસપોષક ભેદ છે. વેણુકૂજનશ્રવણાનન્તર મૂર્છા જ ન થતાં આન્તર ભગવત્સંગ પ્રાપ્ત થાય અને તાદૃશ ભગવત્સમાગમ પ્રાપ્ત કરીને કૃષ્ણના પરોક્ષમાં નિજ સમાનશીલવ્યસન સખીજનસમક્ષ ભગવદુદ્‌બોધાર્થ અનુવર્ણન કરવું એ કૃપાવિશેષનું કાર્ય છે, સર્વ જ શ્રોત્રીએ અનુવર્ણનનો આરમ્ભ ન કર્યો, પરન્તુ શ્રોત્રીમાં પણ વિશિષ્ટકૃપાપાત્ર વ્રજસીમન્તિનીએ જ अक्षण्वतां फलमिदं न परं विदामः ઇત્યાદિ ત્રયોદશ શ્લોકે કરીને અનુવર્ણનનો ઉપક્રમ કર્યો.

આ પ્રકારે તૃતીય શ્લોકમાં સ્મરોદ્દીપક વેણુગીતનું વ્રજસ્ત્રીકૃત આશ્રવણ અને વ્રજસ્ત્રીમાં પણ કોઇકનો વર્ણનારમ્ભ કથીને તેમનો પણ પુનઃ કામોદ્‌બોધ થયો તેથી વિશેષતઃ વર્ણનની શક્તિ ન રહી. મૂર્છિત વ્રજસ્ત્રીને તો પ્રથમથી જ અશક્તિ હતી પરન્તુ કૃપાવિશેષતઃ જેમને મૂર્છા ન થતાં આન્તર ભગવત્સંગ પ્રાપ્ત થયો હતો અને તાદૃશ સંગ પ્રાપ્ત કરીને જેમણે અનુવર્ણનનો આરમ્ભ કર્યો તેમને પણ ભગવલ્લીલાના સ્મરણથી પુનઃ કામનો ઉદ્‌બોધ થયો, ભગવાનના વેણુકૂજનથી અને વેણુગીતથી કામનો પ્રથમ ઉદ્‌બોધ તો આરમ્ભમાં જ થયો હતો તેમાં પણ કૃષ્ણલીલાની સ્મૃતિથી પુનઃ વિશેષતઃ કામનો ઉદ્‌બોધ થયો અને તેથી તેમની પણ વિશેષતઃ વર્ણનની શક્તિ ન રહી એ પ્રસંગ શ્રીશુક ચતુર્થ શ્લોકમાં કહે છે.

तद् वर्णयितुमारब्धाः स्मरन्त्यः कृष्णचेष्टितम् ।
नाशकन् स्मरवेगेन विक्षिप्तमनसो नृप ॥ ४ ॥

अक्षरार्थ—તેનું વર્ણન કરવાનો આરમ્ભ કર્યો, હે નૃપ, કૃષ્ણની લીલાને સ્મરતાં સ્મરવેગે તેમનાં મન વિક્ષિપ્ત થઈ ગયાં, વર્ણન ન કરી શક્યાં.

व्याख्यान—તે સ્વાનુભૂત ભગવત્સ્વરૂપનું અથવા વેણુગીત ભગવત્સ્વરૂપનું વર્ણન—કાર્યતઃ કારણતઃ ફલતઃ અને સ્વરૂપતઃ એમ ચતુર્ધા નિરૂપણ—કરવાનો આરમ્ભ કર્યો. ત્યાં મધ્યમાં વર્ણનાર્થ કૃષ્ણની લીલાનું સ્મરણ કર્યું, તે સ્મરણથી સ્મરનું ઉદ્દીપન થયું, સ્મર-

1. મૂર્છા રસાન્તઃપાતી વ્યભિચારી ભાવ છે, તેથી રસમધ્યપાતિ મૂર્છાજન્ય તત્ત્વાનવધારણરૂપ અજ્ઞાન પણ સરસ છે.

ણોદ્દીપ્ત સ્મરથી ચિત્તચાંચલ્યરૂપ વેગ પ્રકટ થયો, અને તે વગથી વર્ણનકર્ત્રીનાં મન વિક્ષિપ્ત થઈ ગયાં. શ્રીવ્રજસીમન્તિનીજીએ લીલામાં અનુભૂત ભગવત્સ્વરૂપનું અથવા શ્રીવ્રજસુન્દરી-સહ લીલાકર્તૃ વેણુને વિષે ગીત ભગવત્સ્વરૂપનું અથવા વેણુગીતાત્મક જ ભગવત્સ્વરૂપનું વર્ણન—આશ્લેષાદિરૂપ કાર્યતઃ ભગવદ્ભાવોદ્બોધરૂપ કારણતઃ સ્વરૂપાનન્દસ્થાપનરૂપ ફલતઃ અને વિવૃતાંગત્વાદિ સ્વરૂપતઃ એ પ્રકારે ચતુર્ધા નિરૂપણ—કરવાનો ઉપક્રમ કર્યો ત્યાં મધ્યમાં વર્ણનાર્થ કૃષ્ણની લીલાનું સ્મરણ કર્યું, તે સ્મરણરૂપ વ્યાપારથી જ સ્મૃતિનું અથવા સ્મરનું જ ઉદ્દીપન થયું. સ્મરણરૂપ વ્યાપારે કરીને ઉદ્દીપ્ત સ્મૃતિથી વા સ્મરથી ચિત્તચાંચલ્યરૂપ વેગ પ્રકટ થયો, અને તે વેગથી વર્ણનકર્ત્રી શ્રીવ્રજસીમન્તિણીનાં મન વિક્ષિપ્ત થઈ ગયાં.

અથવા अक्षण्वतां फलमिदं न परं विदाम ઇત્યાદિ ત્રયોદશ શ્લોકે કરીને શ્રીવ્રજ-સુન્દરીએ વર્ણન કર્યું એમ શ્રીશુકે તૃતીય શ્લોકની સમાપ્તિમાં કથન કર્યું, પરન્તુ તે તે શ્રીવ્રજસુન્દરીએ કયે પ્રકારે વર્ણન કર્યું એમ તદનન્તર વર્ણનપ્રકારની જીજ્ઞાસા થતાં શ્રી-શુકે આ ચતુર્થ શ્લોકનું કથન કરીને આરમ્ભદશામાં સ્મરવેગકૃત પ્રતિબન્ધનું નિરૂપણ કર્યું. સ્મરવેગકૃત પ્રતિબન્ધની નિવૃત્તિ કરવાનું સામર્થ્ય નિતાન્તનિસ્સાધન શ્રીવ્રજસુન્દ-રીમાં નથી, તેથી बर्हापीडं नटवरवपुः कर्णयोःकर्णिकारं ઇત્યાદિ પંચમશ્લોકોક્ત ગુણલીલા-વિશિષ્ટ સ્વરૂપબલે તે પ્રતિબન્ધ નિવૃત્ત કરીને પ્રભુએ વેણુરવસુધાદ્વારા ભગવદ્ગુણનું વર્ણન કરવાની શક્તિનું શ્રીવ્રજસીમન્તિનીને દાન કર્યું. પંચમશ્લોકોક્ત बर्हापीडंપદાર્થ-ભૂત ઉદ્બુદ્ધશૃંગારરસસ્વરૂપનું, नटवरवपुःપદાર્થરૂપ વિપ્રયોગશૃંગારરસાત્મ અને સંયોગ—શૃંગારરસાત્મ દલદ્વયનું, कर्णयोःकर्णिकारंપદાર્થાત્મક શૃંગારરસમધ્યપાતી ઉચ્છલિતભાવનું, वासः कनककपिशंપદતરત્ર શૃંગારરસના ગોપ્યભાવનું, वैजयन्तीं च मालाम्પદવાચ્ય શૃંગારરસો-પયોગિ યાવદ્રસસમ્બન્ધિ યશનું અને रन्ध्रान् वेणोरधरसुधया पूरयन्પદસ્વારસ્યભૂત પરમ-નિગૂઢ પુષ્ટિમાર્ગીયૈકતત્ત્વસ્ત્રીભાવયુક્તભક્તૈકવરાય સ્ત્રીયૈકભોગ્ય શુદ્ધપુષ્ટિમાર્ગીય સ્વરૂપનું દાન કર્યું ત્યારે શ્રીવ્રજસીમન્તિનીમાં શ્રોત્રદ્વારા નાદનો પ્રવેશ થયો અને નાદનિષ્ઠ સુધાના સમ્બન્ધમાત્રથી તેમના દેહમાં ઇન્દ્રિયમાં પ્રાણમાં અંતઃકરણમાં અને જીવમાં પણ પૂર્વોક્ત શુદ્ધપુષ્ટિમાર્ગીય રસાત્મક સ્વરૂપનો પરિપૂર્ણ પ્રાદુર્ભાવ થયો એમ કથીને શ્રીશુકે પંચમ શ્લોકમાં પ્રતિબન્ધનિવૃત્ત્યર્થ અલૌકિકસામર્થ્યદાનનું પ્રતિપાદન કર્યું. પંચમ શ્લોકમાં वृन्दारण्यं प्राविशत् પદે કરીને શ્રીશુકે પ્રભુના વૃન્દાવનપ્રવેશનું કથન કર્યું ત્યાં પણ વૃન્દાવનપદથી શ્રીવ્રજસીમન્તિનીજીનાં હૃદયનો જ બોધ થઈ રહે છે, કારણ કે એમનાં હૃદય વૃન્દાવનૈકસ્વરૂપ છે અને वृन्दावनं सखि भुवो वितनोति कीर्तिं શ્લોકના વ્યાખ્યાનમાં વૃન્દા-વનનું યથાર્થ સ્વરૂપ વિશેષતઃ પણ આલેખાશે. આ પ્રકારે સુધાસંવલિત વેણુનાદદ્વારા શુદ્ધ-પુષ્ટિમાર્ગીય રસાત્મક ભગવત્સ્વરૂપનો પ્રવેશ નિતાન્તનિસ્સાધન શ્રીવ્રજસીમન્તિનીજીના હૃદયમાં થયો તદનન્તર તે વેણુનાદનિષ્ઠ સુધાના પ્રતિક્ષણ વર્ધમાન અતિરેકથી ગલનરૂપ ઉદ્ગારરૂપ વર્ણન થયું. इति वेणुरवं राजन् શ્લોકમાં શ્રીશુકે આ સર્વ પ્રકારનું કથન કર્યું. આ પ્રકારના સમન્વયથી સિદ્ધ થઈ રહે છે કે स्वसख्योऽन्ववर्णयन्માં જે અનુવર્ણન કર્યું તે અનુવર્ણન-ના પ્રકારની જીજ્ઞાસા થતાં આ ચતુર્થ तद्वर्णयितुमारब्धाः શ્લોકમાં વર્ણનારમ્ભમાં પ્રતિબ-ન્ધનું કથન કરીને પંચમ बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं શ્લોકમાં નિતાન્તનિઃસાધન

**अर्थैकत्वादेकं वाक्यं साकाङ्क्षं चेद्विभागे स्यात् ॥ ४६ ॥**

पूर्वैश्चतुर्भिरधिकरणैर्मन्त्रत्रैविध्यं स्थितं यो विशेषोऽकथितोऽवशिष्यते तदर्थमधिकरणारम्भ इत्याहुः **संक्षिप्तेत्यादि**, **ज्ञायत** इति मन्त्रेयत्ता ज्ञायते, **पूर्वोत्तरानुषङ्गयुक्तेष्विति अनुषङ्गो** नाम एकवाक्यशेषतया सन्निहितस्य पदादेर्वाक्यान्तरशेषतया योजनं पूर्वं वा पश्चाद्वा तादृशपदान्तरादियुक्तेषु, सूत्रस्य प्रथमं दलं व्याकुर्वन्ति **एकार्थेत्यादि**, तत्र 'अर्थोऽभिधेयरैवस्तुप्रयोजननिवृत्तिष्वि'ति कोशेनार्थशब्दस्य पञ्चसु शक्तत्वेऽपि रैवस्तुनिवृत्तीनामत्र प्रसङ्गाभावात् प्रयोजनमभिधेयं चावशिष्यते तयोः किमिह विवक्षितमित्याकाङ्क्षायामभिधेयमत्र विवक्षितमित्याशयेनाहुः **अर्थश्चेत्यादि**, **निराकाङ्क्ष** इति अधिकाकाङ्क्षारहितः, **उत्थित** इति बोधित, तथाच पदपूरिताकाङ्क्षातोऽधिकाकाङ्क्षारहितं यदेकमभिधेयं सोऽर्थ इति तस्य मुख्यार्थस्य प्रतिपादको यावान् पदसमुदायस्तदेकं वाक्यमित्यर्थः, एवं सूत्रांशं व्याख्यायार्थस्यैक्यं वक्तुमाहुः **तत्रेत्यादि**, **अनुषङ्गा** इति अनुषङ्गयुक्ता मन्त्राः, **आकाङ्क्षाभावेऽपीति** आकाङ्क्षायाः सत्त्वेऽपि, उदाहरणं तु'**देवस्य त्वा** सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यामग्नये जुष्टं निर्वपामी'ति, अत्र निर्वापक्रिया प्रतिपाद्या मुख्यतयातोऽस्य पदसमुदायस्य क्रियापर्यन्तमेकत्वैव **पश्चात्** सा **क्रिया सर्वैःपदैः** कारकभूतैः सम्बध्यत इति **न भेदिका**, भेदोदाहरणमाहु **सजूरित्यादि**, पाठस्तु '**सजूर्ऋतुभिः**सजूर्विधाभि सजूर्वसुभिः सजू रुद्रैः सजूरादित्यैः सजूर्विश्वैर्देवैः सजूर्देवैः सजूर्देवैर्वयोनाधै'रिति, एतेषु वसुरुद्रादित्यविश्वेदेवादेवताश्चेतिपञ्च प्रधानार्थभूता इति तत्प्रतिपादकत्वात् **पञ्च मन्त्राः**, पञ्चानां विनियोग इष्टकोपधाने कल्पसूत्रादवगम्यते, तत्र क्रिया न प्रधानं तस्यास्तथात्वे ऐकमन्त्र्यापत्ते ***अतो य एव प्राधान्यमवलम्बते* स एवार्थशब्दवाच्य** इति, एवं द्विविधोदाहरणमुक्त्वानुषङ्गभेदोदाहरणमाहु· **केचनेत्यादि**, '**आददे**'इतिमन्त्र· अभ्र्यादाने विनियुक्तः, तस्मिन् 'देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्या'मित्यादिभागेऽनुषङ्ग·, '**संहित**' इत्यादिषु राष्ट्रभृन्मन्त्रेष्वन्ते, सजूरित्यादिषु 'सजूर्ऋतुभिः सजूर्विधाभि'रितिपूर्वभागेऽनुषङ्ग· 'सजूर्देवैर्वयोनाधै'रित्यन्तेऽनुषङ्ग **इत्युभयत्र**, तथाचानुषङ्गयुक्तेषु ब्राह्मणादेरनिर्णायकत्वादयमेकवाक्यत्वज्ञानोपाय इत्यर्थः, उत्तरदलमवतारयन्ति **नन्वित्यादि**, ननु यत्रानुषङ्गो नास्ति मुख्यार्थस्यास्फुटत्वाद्**एकार्थतापि सन्दिग्धा** यथा '**इषे त्वे**'तिमन्त्रे तत्रैकवाक्यत्वज्ञानस्य क उपायः ? नच क्रियामध्याहृत्य तस्या मुख्यत्वं कल्पयित्वैकवाक्यत्वमर्थैक्यात् सम्पादनीयमिति युक्त, **क्रिया स्वार्थिका** या काचिदायातीत्यनियतत्वात् तस्याः प्राधान्यमयुक्तत्वात्, नापि ब्राह्मणेन निश्चयः, 'इषे त्वोर्जे त्वेत्याह इषमेवोर्जं यजमाने दधाती'ति **सन्दिग्धं**, **अतः** सन्दिग्धत्वादेव **कल्पसूत्र आपस्तम्बेन** प्रत्येकसमुदायभेदेन द्वेधा **विनियोग उक्तः** 'इषे त्वोर्जे त्वेति शाखामाच्छिनत्त्यपि वेषे त्वेत्याच्छिनत्त्यूर्जे त्वेति संनामयत्यनुमार्ष्टि वे'ति, संनामनम्नृजूकरणं, अनुमार्जनमानुलोम्येन संलग्नधूल्याद्यपनयनं, न च बौधायनेन समुदायपक्ष एव गृहीत इति क्वापिद्वयैकमत्यस्य ब्राह्मणस्य च सामञ्जस्या'**दुत्तरस्यादिने**'**त्यायेनैक एव मन्त्रोऽस्त्विति** युक्तं, **तथा सति कल्पसूत्र आपस्तम्बेन** '**इषेत्वोपवीरसी**'त्यत्र विनियोगान्तरं यदुक्तं 'इषे त्वेति बर्हिषी उपादत्ते उपवीरसीति प्लक्षशाखा बर्हिभ्यां प्लक्षशाखया च प्रत्यक्षं पशुमुपाकरोती'ति, तत्र '**ऊर्जे त्वे**'त्यस्याच्छेदमन्त्रस्यैकत्वाद्धृतस्ताद्दृशे स्थले पूर्वोक्तरीत्या निर्णयाभावात् का गतिरित्याकाङ्क्षायां तत्रापि निर्णयार्थं **नियामकमाहेत्यर्थः**, व्याकुर्वन्ति **एकदेशेत्यादि**, पूर्वस्योत्तरस्य **वैकदेशस्य** विभज्य **कथने यत्र पूर्वस्योत्तरसाकाङ्क्षता** उत्तरस्य पूर्वसाकाङ्क्षता वा तत्रोभयं मिलित्वैकं वाक्यं तदभावे **तूभयं भिन्नं** प्रकृते तु न साकाङ्क्षत्वेति 'इषे त्वे'त्येकं 'ऊर्जे त्वे'त्यपरमितिवाक्य**द्वयमेव**त्यर्थ·, अधिकरणमालाया

तु एकार्थप्रतिपादकत्वे सति विभागे साकाङ्क्षं वाक्यमेकवाक्यमित्युक्तं, आद्यदलोक्तौ 'भगो वां विभजतु पूषा वां विभज'त्विति मन्त्रद्वयेतिव्याप्तिः, उभयोस्तात्पर्यविषयस्य द्रव्यविभागरूपस्यार्थस्यैकत्वात्, द्वितीयमात्रोक्तौ 'स्योनन्ते सदनं कृणोमि घृतस्य धारया सुषेवं कल्पयामि तस्मिन् सीदामृते प्रतितिष्ठ व्रीहीणां मेधः सुमनस्यमान' इतिमन्त्रद्वयेतिव्याप्तिः, पूर्वमन्त्रे 'त'इतिपदेन 'व्रीहीणां मेध' इत्याकाङ्क्ष्यते द्वितीये च 'तस्मि'न्नित्यनेन 'सदन'माकाङ्क्ष्यत इति परस्पराकाङ्क्षाया सत्त्वात्, वस्तुतस्तु नेदं लक्षणं किन्तु नियामकमात्रकथनं, नच 'भगो वामि'त्यादावेकमन्त्रापत्तिः, वक्ष्यमाणायाः समनायाः भेदिकायाः सत्त्वात्, नापि 'स्योनन्त' इत्यत्र तदापत्तिः, 'उत्तरस्यादिने'तिन्यायेन विनियोगविधिनैव भेदसिद्धेरिति ॥ ४६ ॥ १३ ॥

**समेषु वाक्यभेदः स्यात् ॥ ४७ ॥**

एकार्थप्रतिपादके विभज्यमानपदसाकाङ्क्षं वा यावत् पदजातं तावदेकं वाक्यमिति वाक्यपरिमाणज्ञानप्रकार उक्त तेन 'देवस्य त्वे'त्यादेः प्रमाणं ज्ञातुं शक्यं क्रियादेवतादिरूपैकार्थप्रतिपादकस्य पदस्य सत्त्वात्, यत्र पुनर्वाचनिकं विनियोगैक्यं परस्परनिराकाङ्क्षता च यथा'पृथिवी'त्यादिमन्त्रेषु तत्र परिमाणज्ञानार्थमधिकरणारम्भ इत्याशयेनाहु· **पृथिवीत्यादि**, सन्देहबीजमाहु· **अग्नेत्यादि**, **केशिनी दीक्षामिति** देवेषु त्रयः केशिन अग्निर्वायुरादित्यश्चेति शाखान्तरे सिद्धं तत्सम्बन्धित्वादेते मन्त्राः केशिनी· दीक्षेत्युच्यन्ते तामित्यर्थः,सन्देहाकारमाहुः **किमित्यादि**, तथाच विनियोगैक्येनैकार्थप्रतिपादकत्वादेतस्य कस्याप्यजपे मन्त्रपूर्यभावेन साकाङ्क्षत्वाच्च **एक** उत तत्तद्देवताप्राधान्यप्रकाशाद्**नेकः** ! द्वितीयपक्षे सन्देहान्तरमाहु'**दीक्षयामी**'त्यादि, 'दीक्षयामी'त्यन्तं वाक्यचतुष्टयं चेदेको मन्त्रः स्यात् तदा 'तया त्वा दीक्षया दीक्षयामी'तिचतुर्थवाक्य**मनुषङ्गः** स्यात् तस्यार्थबलेन सर्वत्र योजयितुं शक्यत्वात्, नचेष्टापत्ति, **तथाच प्रतिमन्त्रं नावर्तेत**, अयं तु 'देवस्य त्वे'तिवदादौ 'स माव'त्वितिवदन्ते 'सजूरि'तिवच्चाद्यन्तयो , अतोयं नानुषङ्गः किन्तु मन्त्रान्तरं, तथाच प्रतिवाक्यमेकैकपदार्थप्रतिपादनात् प्रतिवाक्यं मन्त्र इति पूर्वपक्षे **प्राप्त** इत्यर्थ , अत्र समादधते **उच्यत** इत्यादि, **उत्तरत्रेति** 'अन्तरिक्षं दीक्षा यौर्दीक्षे'त्यादिषु, **अन्योन्यं पदार्थभेदादिति** अग्निमवायस्थेत्यायतयेतिपदैः पृथिव्यादेरेव परामर्शेण पदार्थभेदात्, अत्राशङ्कते **तर्हीत्यादि**, **एकैवास्त्विति** विनियोगैक्यादेकैव दीक्षास्तु, **तत्राहेति** तत्र भेदकमाह, **उक्तमिति** वाक्यान्तावधारणार्थमुक्तम् ॥ ४७ ॥ १४ ॥

**अनुषङ्गो वाक्यपरिसमाप्तिः सर्वेषु तुल्ययोगित्वात् ॥ ४८ ॥**

अनुषङ्गस्योदाहरणं **'या ते अग्न'**इत्यादि, तेषां तैत्तिरीयपाठस्तु 'या ते अग्नेयाशया रजाशया हराशया तनूर्वर्षिष्ठा गह्वरेष्ठोग्रं वचो अपावधीं त्वेषं वचो अपावधीं स्वाहे'ति, अत्र प्रथमे मन्त्रे 'तनूर्वर्षिष्ठे' त्यायनुषज्यते द्वितीये 'या ते अग्न'इतिपूर्वं 'तनूर्वर्षिष्ठे'त्यादि च पश्चादनुषज्यते तृतीये तु 'या ते अग्न'इति प्रागेवानुषज्यते, शाखान्तरे तु 'या ते अग्नेयाशया तनूर्वर्षिष्ठा गह्वरेष्ठोग्रं वचो अपावधीं त्वेषं वचो अपावधीं· स्वाहा या ते अग्ने रजाशया या ते अग्ने हराशये'तिपाठः, तत्र पूर्वमन्त्रे सर्वेषां पदानां सत्त्वात् द्वितीयतृतीयमन्त्रावुदाहरणं, अर्थस्तु हे अग्ने या ते अयाशया अयसि कृष्णायसे शेते **इत्ययाशया** अयसा निर्मितेत्यर्थः, सा तनूर्वर्षिष्ठा अतिशयेन प्रवृद्धा गह्वरेष्ठा तीक्ष्णद्रव्ये लोहेवस्थिता तया तन्वा उग्रं वच क्षुत्पिपासे उपपातकं त्वेषं वचो ब्रह्महत्यादिमहापातकं च अपावधीं हतवानस्मीति, 'अशनयापिपासे ह वा उग्रं वचः एनश्च वैरहत्यं त्वेषं वच' इति च **ब्राह्मणं**, तत्र पूर्वपक्षमाहु: **तत्रेत्यादि**, तथाच 'तनू'रित्यादिकं यत्र पठितं तत्र तदाकाङ्क्षापूरणेन चरितार्थत्वान्निराकाङ्क्षमिति नाग्रिमवाक्ययो· सम्बन्ध·

मीष्ट इति प्रधानवाक्यवद्वाक्यान्तरमेव, यत् पुनरग्निमयोः साकाङ्क्षत्वं तल्लौकिकेन यथोचितेन वाक्येन पूरणीयमितिप्राप्त इत्यर्थः, समाधिं व्याकुर्वन्ति **वाक्यस्येत्यादि**, तथाच यद्यप्यनुषङ्गो निराकाङ्क्षस्तथाप्यग्निमवाक्यद्वयं साकाङ्क्षं तत्र लौकिकं यद्यप्यध्याहर्तुं शक्यते तथापि तदपेक्षया वैदिकेन शेषपूरणं युक्तं वेदोक्तत्वेन संनिहितत्वादिति, तैत्तिरीयपाठस्याप्युदाहरणत्वायाहुः **अनुषङ्ग इत्यादि**, **तस्यैवेति** तस्यैव शेषः, समाधिं व्याकुर्वन्ति **सर्वेष्वित्यादि**, तैत्तिरीयपाठे'या ते अग्न' इत्यस्यावृत्त्यभावादेकमन्त्रत्वमपि सम्भावयितुं शक्यते तथापि कल्पकारैरनुषङ्गस्याहतत्वान्मन्त्रभेद इत्याशयं बोधयितुमत्रेदमधिकरणमुक्तमित्याशयेनाहुः **अनुषङ्गोपीत्यादि**, **सर्वेषामिति** शेष इत्यर्थः ॥ ४८ ॥ १५ ॥

**व्यवायान्नानुषज्यते ॥ ४९ ॥**

क्वचिदाकाङ्क्षासद्भावेप्यनुषङ्गो न भवतीत्येतदर्थं सूत्रं प्रणयतीतिबोधनाय, विषयमादावाहुः **सन्त इत्यादि**, **अङ्गोषलयोरिति** ककुदि, 'अङ्गोषलशब्देन ककुदुच्यत' इति सायणीये व्याख्यानात्, **अर्थोपयोगि न भवतीति** अङ्गानीतिबहुवचनात्तथा, **प्रतिबद्ध** इति पूर्वभासम्बन्धेन बुद्धिविपरिवृत्तिभङ्गात् प्रतिबद्धः, नन्वेतदप्रयोजकं 'देवस्य त्वे'त्यनुषङ्गस्य 'भूयो व्यवायेप्याददे'इत्यादिमन्त्रेषु दर्शनादित्यत आहुः **यथेत्यादि**, **इत्यत्रेति**, **अस्मिन्मन्त्रगद्ये**, **अतोपीति** पृथगनुषङ्गलिङ्गादपि, तथाच नाप्रयोजकमित्यर्थः, नच यद्येवं तदान्नेव 'सोम ओषधीना'मित्यादिमन्त्रपञ्चके 'स मावत्वि'त्यनुषङ्गो न स्यादिति शङ्क्यं, 'अस्मिन् ब्रह्मन्नस्मिन्क्षत्र'इत्यादिरूपस्यानुषङ्गयुक्तावयवपाठस्यानुषङ्गबोधकस्य सत्त्वात्, **आददे इत्यादौ** तु कल्पे 'देवस्य त्वा' इत्यादिशेषपूरणाद्वाचनिकोनुषङ्ग इत्यदोषः, सिद्धमाहुस्त**स्मादित्यादि** ॥ ४९ ॥ १६ ॥

**इतिश्रीमद्वल्लभनन्दनचरणदासानुदासश्रीपीताम्बरतनुजश्रीयदुपतिविरचितं श्रीमदाचार्यविरचितजैमिनीयभाष्यभावार्थपादविवरणं सम्पूर्णम् ॥**



# शुद्धिपत्रम्.

## भाष्यविभागे

| पत्रे | पङ्क्तौ | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| १ | ९ | प्रम | प्रमाण''— |
| २ | १० | भावार्थाये | भावार्थां ये |
| ,, | १८ | लाकिकस्तु | लौकिकस्तु |
| ३ | ४ | प्रतीयते | प्रमीयते |
| ४ | १० | आख्यात— | आख्यात— |
| ,, | २२ | प्रतीयेत | प्रतीयते |
| ५ | ४–५ | पैयङ्ग— | प्रैयङ्गव— |
| ,, | १७ | ममानधर्म | ममानधर्म |
| ७ | २ | अर्थेन | अर्थे न |
| ,, | ,, | चोदनार्थस्यगुण-भूतत्वात् | चोदनार्थस्य गुण-भूतत्वात् |
| ,, | ४ | इंद्रो | इन्द्रो |
| ,, | ५ | यत्रन्द्र | यत्रैन्द्र |
| ,, | २२ | तद्धितं | तद्धित. |
| ८ | ६ | —हयो. | —क्वयो |
| ,, | १६ | —कया | —कर्यो |
| ९ | १६ | —त्वेनानयो | —त्वे नानयो |
| १० | २ | सवप्रासा— | सर्वप्रासा— |
| ११ | २ | तथा त्रलेपि | तथात्रलेपि |
| ,, | १३ | तत्रोदकेषु | तच्चोदकेषु |
| ,, | १५ | तच्चोदका | तच्चोदका |
| १२ | १५ | एवायं लौकिकानां, | एवायं,लौकिकाना |
| ,, | २१ | सूम. | सूम', |
| १३ | १६ | व्यपदेशाच | भेदव्यपदेशाच |
| १४ | १९ | निगद | निगद', |
| १५ | ५ | इति | देवताश्चेति |
| ,, | ७ | संहितो | '' संहितो |
| ,, | १२ | —पागच्छेत् | —प्यागच्छेत्' |
| ,, | २६ | —मर्थ—' | —पदार्थ— |
| ,, | २९ | समतापि· | अनुषङ्गवत् समतापि |

## विवरणविभागे

| पत्रे | पङ्क्तौ | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| १ | ५ | ययामति | यथामति |
| ,, | ५ | विव्रियते | विव्रीयते |
| ,, | ३० | तदक— | तदेक— |
| ,, | ३१ | पठ्यते'विव्रीयते' | पठ्यमानमेतद्व्रीड्-धातोर्दिवादेर्व्रीधातो. क्र्योदर्वा कर्मणि ल० |
| ,, | ३३ | लक्षक— | २. लक्षक— |
| २ | २८ | —लावीनि— | —लविनि— |
| ३ | २९ | तद्व्याप्य— | तद्व्याप्य— |
| ४ | १२ | —मिलापाच | भिलापाच |
| ,, | १४ | द्रव्य— | द्रव्य— |
| ,, | २६ | होमानन्तरं— | होमानन्तरं |
| ,, | २९ | यत | यत्त् |
| ,, | २९ | —त्यादि | —त्यादि |
| ,, | ३५ | यज्ञेनं | यज्ञेन |
| ,, | ३६ | अभावेनं | अभावेन |
| ५ | ४ | द्रव्यादीनि | द्रव्यादीनि |
| ,, | ५ | तस्य | तस्य तस्य |
| ,, | २९ | केवला | केवला |
| ६ | ६ | दधते | तथेति |
| ,, | ८ | सूत्रशेषं | उपत्ययो विधीयत इतिसूत्रशेषं |
| ,, | १३ | यत | यत् |
| ,, | ३१ | —पत्रं | —पत्रं, |
| ,, | ३२ | प्रयनेन | प्रयत्नेन |
| ७ | १८ | षष्ठ्यर्थे | षष्ठ्यर्थे |
| ८ | २ | तमाहु , | तमाहुः |
| ,, | ७ | —पश्यते | पेक्ष्यते |
| ,, | २८ | त्वेवम् | त्वेवम्— |
| ९ | १४ | —न. प्रवृत्ति— | —त.प्रवृत्ति— |
| ११ | २७ | लिङ्गस्य | लिङ्गस्य |
| १२ | २२ | इदं, | इदं |
| १३ | २ | अर्थवशात् | अर्थवशात |
| ,, | ४ | त्वार्थ— | वार्थ— |
| १५ | २६ | भू— | ' भू— |
| १६ | ६ | उक्त· | उक्तः, |
| ,, | १५ | उर्वष्ट्व | उर्वष्ट्वं |
| ,, | २४ | इत्यर्थः | इत्यर्थ· |
| ,, | ३० | —देशन | देशेन |
| १७ | २६ | आर्थिका | आर्थिकी |

etymologically as बुद्धेः पञ्च वृत्तीर्जनयन्तीति पञ्चजनाः The Supreme Deity is the support of all and therefore also of the five[1] functions of Buddhi. These five functions are working not of themselves but under the direct control of Brahman. The individual Soul is certainly too feeble to set the whole machinery of the universe in motion.

If the Sâ*m*khyas were to object to the following passage (Bri*h*. IV, 4, 18) being complementary, they should observe that Prâ*n*a etc. are mentioned as Kara*n*as and they depend on the effect which is mentioned in Bri*h*. IV, 4, 17, while the effect mentioned in Bri*h*. IV, 4, 17 depends on the Kara*n*as mentioned in Bri*h*. IV, 4, 18. This mutual dependence of the passages conclusively shows that the latter is a complement. The dependence is fully verified when they are taken together as teaching that Brahman is the prime mover of every thing. On the other hand if they are not read together, each would give an incomplete sense. The word Prâ*n*a in Bri*h*. IV, 4, 18 means the principal Prâ*n*a and includes therefore the skin which is its modification, the nose which is its accompaniment, and ordinary breaths like Apâna etc., which are its forms. The tongue is included in food, and food (Annam) is therefore mentioned there. The Kâ*n*va recension reads Jyotis instead of this very Annam. Speech (Vâk) also is included in Jyotis. Akâsa is not included in Pa*n*chajanâh and therefore it is mentioned separately. It is therefore clear that the passage under consideration converges to the Glory of Brahman and the Sâ*m*khya claim on it has been proved to be totally groundless

*S*a*m*kara now begins to refute the Sâ*m*khyas who urge that the Scriptural passages are conflicting with regard to the *order* of the Creation. They enumerate its successive steps in different orders and speak of the different creations as Ether etc., Fire etc., Breath etc., etc., while somewhere *spontaneous* development has been taught. It is therefore better to accept some *other* cause of the universe on the authority of Smriti and reasoning.

*S*a*m*kara tries to answer these discrepancies under the shelter of his doctrine of superimposition. He answers that the passage may be conflicting with regard to the things created, but they

1. संशयोऽथ विपर्यासो निश्चयः स्मृतिरेव च । स्वाप इत्युच्यते बुद्धेर्लक्षणं वृत्तितः पृथक् ॥

# निजमार्गीय प्रवृत्ति.

૧. શ્રીસુદામપુરીસ્થ સુગૃહીતનામધેય શ્રીમદ્ગોસ્વામી શ્રીજીવનલાલજીની શ્રીસુબોધિનીજીની કથામાં બે દિવસ શ્રીમદ્ગોસ્વામી શ્રીગોકુલનાથજીની પણ શ્રવણાર્થ ઉપસ્થિતિથી વૈષ્ણવોનાં મુખ આનન્દથી પ્રફુલ્લિત જણાતાં હતાં.

૨. [illegible]ટાદિક ભાષ્યનિબન્ધસુબોધિન્યાદિ સાહિત્યમાં સુપ્રવીણ શાસ્ત્રીઓની પરિમિત સંખ્યા કનિષ્ઠિકાંગુલિએ જ ગણી શકાય એમ છે. સામ્પ્રદાયિક શાસ્ત્રીઓના આવા દુષ્કાલમાં કોટાસ્થ બાલશાસ્ત્રીજી તૈલંગની પ્રાપ્તિ શ્રીજીવનલાલજીનું સૌભાગ્ય જ છે. ઉક્ત શાસ્ત્રીજીના શતાધિક વેતનાદિના અપૂર્વ સન્માનથી મહારાજશ્રીનું નિજમાર્ગીય વિદ્વદાશ્રયદાતૃત્વ વિશદ પ્રકાશે છે એટલું જ નહિ પરન્તુ સામ્પ્રદાયિક-[illegible]ક્ષાકાંક્ષ મહાનુભાવોએ પણ સર્વથા અનુકર્તવ્ય જ છે.

૩. દ્વિતીયસ્કન્ધના પ્રથમાધ્યાયના શ્રીસુબોધિનીજીની કથા સમાપ્ત થઈ ગયા પછી વૈષ્ણવોની વિનતિથી શ્રીજીવનલાલજીએ દશમસ્કન્ધીય ફલપ્રકરણની કથાનું શ્રવણ કરાવવાનો આરંભ કર્યો હતો, પરન્તુ શ્રીકાકીજીની રુગ્ણતાને લીધે શ્રીજીવનલાલજીના શ્રીમદ્ગોકુલ પધારવાથી વૈષ્ણવોના કથારસમાં અચિન્ત્ય વિચ્છેદ પ્રાપ્ત થઈ ગયો।

૪. મુમ્બાસ્થ શ્રીમદ્ગોસ્વામી શ્રીદ્વારિકેશલાલજી સપરિવાર શ્રીનાથજી પધાર્યા છે. કહે છે કે શ્રીનાથજીના ચરણસ્પર્શ ન થાય ત્યાંપર્યન્ત સખડી ન આરોગવાનું એમનું બહુ વર્ષનું તીવ્ર વ્રત હતું.

૫. શ્રીનાથદ્વારાથી કેટલાક શ્રીમદ્ગોસ્વામી રથયાત્રાપ્રસંગે શ્રીપુરુષોત્તમક્ષેત્ર પધારશે.

૬. અધિક માસને લીધે આ વર્ષ પણ વનયાત્રાદિમાં સરસ આનન્દ સંભવે છે.

૭. પુષ્ટિભક્તિસુધાના અંક ૧૦ થી ૧૨ પર્યન્ત શ્રીશુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ પ્રકટ કરવામાં આવશે.

૮. નવીન વર્ષના આરંભના અંકમાં જ શ્રીસુબોધિનીજીનો અને શ્રીઅણુભાષ્યનો પણ અનુવાદ આવશે

૯. હરિપ્રિયા નવ્ય વર્ષથી નિયત આવશે.

# ॥ सुधापिपासुने सूचना ॥

આત્મ્યાદિશ્રુતિવિષય ભગવલ્લીલાનું પ્રતિપાદન ફલાત્મક શ્રીમદ્ભાગવતશાસ્ત્ર કરે તત્ર પણ અષ્ટમી નિરોધલીલાનું પ્રતિપાદન હૃદયાત્મક દશમસ્કંધ કરે છે. ત્ર પ્રપંચવિસ્મૃતિપૂર્વિકા ભગવદાસક્તિ જ નિરોધપદવાચ્યા છે. આ નિરોધસ્કન્ધનાં ચ પ્રકરણ છે. પ્રથમ જન્મપ્રકરણીયાધ્યાયચતુષ્ટયાનન્તર પંચમથી દ્વાત્રિંશાન્ત ષ્ટાવિંશાધ્યાયાત્મક દ્વિતીય પ્રકરણ ભક્તિશાસ્ત્રપરિભાષાએ 'તામસ' કથાય છે. આ મસપ્રકરણમાં પણ પ્રમાણપ્રમેયસાધનફલે અવાન્તર ચાતુર્વિધ્યનું પ્રતિસસક રૂપણ છે, તત્ર પંચમથી એકાદશાન્ત પ્રમાણલીલાએ પ્રેમનું દ્વાદશથી અષ્ટાદશાન્ત પ્રમેયલીલાએ આસક્તિનું અને એકોનવિંશથી પંચવિંશાન્ત સાધનલીલાએ વ્યસનનું દાન કરીને 'શાસ્ત્રાનપેક્ષકામૈકમુક્તિદ્વારવિવર્ધન' પ્રભુએ નિજ જનને જે વિશુદ્ધ રસફલાનુભવ કરાવ્યો તેનું જ પ્રતિપાદન ષડ્વિંશથી દ્વાત્રિંશાન્ત છે. 'आप्नोति परम्'માં જે 'पराप्ति'નું શ્રવણ છે તે ફલાત્મિકા પરાપ્તિ રમણમયી જ હોવાથી અત્ર ફલપ્રકરણમાં અધ્યાયસપ્તકે રમણનું જ નિરર્ગલ નિરૂપણ છે, અર્થાત્ ભગવાનનું અને તદ્વત ભક્તનું સ્વાતન્ત્ર્યે પરસ્પરરમણ જ શ્રીભાગવતફલનું પણ ફલ છે. આ ફલાત્મ રમણ પણ બાહ્ય અને આન્તર એમ દ્વિવિધ છે, તત્ર રૂપરમણ બાહ્ય છે. બાહ્ય રૂપરમણ પણ આત્માદિભેદે પંચવિધ હોવાથી પંચાધ્યાયીએ પ્રથમ રૂપરમણને-निशिक्रीडाને નિરૂપીને અન્તિમ અધ્યાયદ્વયીમાં માનમેયભેદે નિર્દિષ્ટ શબ્દાત્મલીલાને નિરૂપી છે. પ્રમાણપ્રમેયસાધનવત્ ફલપ્રકરણમાં પણ પુષ્ટિમાર્ગીયૈશ્વર્યાદિ ષડ્ધર્મયુક્ત ધર્મી ભગવાનનું જ નિરૂપણ હોવાથી પંચાધ્યાયીમાં જે નિશિક્રીડાનું વર્ણન છે તત્ર પણ પ્રથમ ષડ્વિંશમાં આત્મનાલીલાને અને દ્વિતીય સપ્તવિંશમાં મનસાલીલાને પણ નિરૂપીને પ્રકૃત ગોપિકાગીતાત્મક તૃતીય અષ્ટાવિંશમાં વચસાલીલા નિરૂપિતા હોવાથી અત્ર યશનું નિરૂપણ તો સ્ફુટ-વિશદ-જ છે, 'गोपीवर्णितनिखिलगुणाय नमः' માં અને 'परमप्रीतिगद्गीतसर्वाद्भुतमहागुणः' માં આ અધ્યાયનો રમ્ય અભિસન્ધિસંગ્રહ થયો છે. જેનું ઉદ્ઘાટન પણ તત્સાહિત્યે સુલભ પ્રતીત થાય, તથાપિ रासलीलातात्पर्य 'कृपयैतत्कथाप्रदः' 'विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः' ઇત્યાદિ સ્વતંત્રભક્ત્યાત્મ શ્રીમદાચાર્યચરણના નામાશયાનુસન્ધાન વિના સર્વથા દુર્લભ જ છે, કારણ કે લોકવેદાતીત શુદ્ધપુષ્ટિમાર્ગીય સૂક્ષ્મ તત્ત્વનું જ્ઞાન પણ કેવલ તત્કૃપામાત્રને જ સર્વાંશે અધીન છે. लोकवेदसर्वधर्मपरित्यक्तगोपीसेवितचरणारविन्दाय નમો નમઃ ॥

અત્ર પ્રસ્તરદ્વયમાં ચતુરસ્ત્ર અને ઊર્ધ્વપુણ્ડ્ર આકાર સૌકર્યમાત્રાર્થ જ છે, કારણ કે વસ્તુતઃ તો તત્ર મણ્ડલાકૃતિ જ છે એમ સહૃદયે અવધારવું એટલું જ નહિ પણ શોધપત્રનો પણ ઉપયોગ કરવો, જેથી શ્રીગોકુલેશાસ્યનિરૂપિત શુદ્ધપુષ્ટિમાર્ગીયયશ સ્વરૂપ શ્રીગોકુલેશસ્વરૂપની અત્ર પ્રતિપદ પ્રતીતિ સુલભ થઈ જાય.

શ્રીમદાચાર્ય પ્રાકટ્યોત્સવ ૪૮૮; ભરૂચ. | મ. ગ. શાસ્ત્રી.

# ॥ श्रीगोपिकागीतनां ॥

## ॥ श्रीसुबोधिनीजी ॥

---

**પૂર્વાનુસંધાન.** આ અષ્ટાવિંશ અધ્યાયમાં શ્રીગોપિકાગીતનો પ્રસંગ છે. એ ગીતનું યથાર્થ જ્ઞાન થવામાં પૂર્વ અધ્યાયની સમાપ્તિમાં જે કારિકાદ્વયનું કથન થયું છે તેનું પણ અનુસન્ધાન કર્તવ્ય છે. અન્યપૂર્વા અર્થાત શ્રુતિરૂપા અને અનન્યપૂર્વા અર્થાત્ અગ્નિકુમારિકા એમ દ્વિવિધ શ્રીકૃષ્ણગોપિકા અત્ર ગાનકર્ત્રી છે. શ્રુતિરૂપાની આખ્યાયિકા બૃહદ્વામનપુરાણમાં પ્રસિદ્ધ છે, અને શ્રીવિદ્વન્મણ્ડનાદિ ગ્રન્થોમાં તેનો રમ્ય ઉપન્યાસ પણ છે. ઋષિરૂપા અગ્નિકુમારિકાની આખ્યાયિકાનું ગાન પદ્મપુરાણમાં આ પ્રકારે છે. દણ્ડકારણ્યવાસી ષોડશ સહસ્ર ઋષિઓએ નિજ આશ્રમના સમીપમાં સમાગત કોટિકન્દર્પાધિકલાવણ્ય શ્રી-કોસલેન્દ્રનાં-શ્રીરામચંદ્રનાં-દર્શને જનિત રિરંસાના-રમણેચ્છાના-ભાવભરે તદીય સ્ત્રીત્વ પ્રાર્થ્યું ત્યારે 'સમ્પ્રતિ તો હું એકપત્નીવ્રતધર છું તથાપિ વ્રજમાં આપનો મનોરથ સમ્પન્ન થશે' એમ જેમના પ્રતિ ભગવાને કૃપા કરી તે જ ષોડશસહસ્ર ઋષિ આ કુમારિકા છે. આદિવારાહમાં પણ 'શ્રીકૃષ્ણના રમણાર્થ ષોડશસહસ્ર ઋષિઓએ ગોપીરૂપ-ધારણ કર્યું અને કેશવ ભગવાને સહ ક્રીડા કરી' એમ શ્લોક પ્રસિદ્ધ છે. મહાકૌર્મમાં પણ 'મહાત્મા અગ્નિપુત્રોએ તપ કરીને સ્ત્રીત્વ પ્રાપ્ત કર્યું અને અજ વિભુ જગદ્યોનિ વાસુદેવ ભર્તાને પ્રાપ્ત કર્યા' એમ ઉક્તિ પ્રસિદ્ધ છે. પરન્તુ 'શ્રુતિરૂપ શ્રીગોપીજન તો આરમ્ભથીજ શ્રુતિત્વે સ્ત્રી છે, અને ઋષિરૂપ પુરુષશરીરમાં વિરુદ્ધ સ્ત્રીભાવની ઉત્પત્તિ અસંભવિત જણાય છે' એમ અત્ર આશંકા થાય તો તેનો પણ પરિહાર મનોહર છે. આ અગ્નિકુમાર અતિશુદ્ધ અને કૃતપુણ્યપુંજ છે એમ દેખીને તેમના પ્રતિ હરિ એવા તો પ્રસન્ન થયા કે અદેયતમ સાક્ષાત્ સ્વરૂપાનન્દની દિત્સા-દાન કરવાની ઇચ્છા-આવિર્ભવી, સાક્ષાત્ સ્વરૂપાનન્દનો અનુભવ તો જેમ કેવલ પુંસ્ત્વમાં સમ્ભવતો નથી તેમ કેવલ સ્ત્રીત્વમાં પણ સમ્ભવતો નથી, કારણ કે તેનું પ્રમાણ નથી. પ્રપન્ન પણ દ્વિજસ્ત્રીઓને-ઋષિપત્નીઓને-સાક્ષાત સ્વરૂપાનન્દનુ દાન નથી અને ક્ષુદ્ર પણ શ્રી-પુલિન્દીઓને તે સાક્ષાત્ સ્વરૂપાનન્દનું દાન છે. પ્રમાણાભાવથી. આ પ્રકારે કેવલ પુંસ્ત્વમાં તેમજ કેવલ સ્ત્રીત્વમાં સાક્ષાત્ સ્વરૂપાનન્દ અનુભવાતો નથી, તથાપિ અચિન્ત્યાનન્તશક્તિ ભગવાનની બહુ શક્તિઓ છે, તત્ર પણ એક અન્તરંગતમ એવી પણ શક્તિ છે કે જેના સમ્બન્ધે જીવમાં ભગવત્સ્વરૂપાનન્દાનુભવ અવશ્ય થાય અને તે શક્તિ ઉક્તરૂપ સ્ત્રીત્વલક્ષણધર્મરૂપ જ છે, તેથી પ્રભુએ તે પ્રસાદશક્તિને અગ્નિકુમાર વિષે સ્થાપી. આથી તેમનામાં શ્રીકોસલેન્દ્રદર્શનક્ષણે સ્ત્રીભાવ પણ યુક્ત છે, પરન્તુ તેમનો તાદૃશ મનોરથ તો વ્રજમાં જ સમ્પન્ન થાય એમ ભગવદિચ્છા હોવાથી તેમને તદ્ભાવાનુરૂપ સ્ત્રીદેહ તો સમ્પ્રતિ જ પ્રાપ્ત થયો. આ અગ્નિકુમારનું સ્ત્રીદેહે પ્રાકટ્ય

ગૌડદેશમાં થયું હતું અને શ્રીનન્દરાયજીએ કંસને ઉપહાર કરવાને તે દેશમાંથી આ અગ્નિકુમારિકાઓનું આનયન કર્યું હતું, પરન્તુ ભગવાન્‌માં વિનિયોક્તવ્ય પદાર્થનો અન્યથા વિનિયોગ જ અશક્ય છે, તેથી શ્રીનન્દરાયજીએ તે વિચાર શાન્ત કરીને નિજ નન્દનની નિરાવરણ સેવનામાં જ તે કુમારિકાઓને વિનિયોજયાં. શ્રુતિ અને સ્મૃતિ ઉભયે નિત્ય ભગવદ્‌ગુણાસક્ત જ છે, તેથી અન્યપૂર્વા શ્રુતિરૂપા અને અનન્યપૂર્વા ઋષિરૂપા સાક્ષાત્ સ્વરૂપાનન્દરસપાન કરે ત્યાં ઇતર શંકાપિશાચિનીનો તો અવસર જ નથી એ માર્મિક ભાગ્યવાન્ સહૃદય વાચકને પૃથક્ કથનીય જ નથી, તેથી નિત્ય અત એવ શ્યામા શ્રુતિરૂપાની અપેક્ષાએ સ્મૃત્યાત્મક ઋષિરૂપાનું કુમારિકાત્વ સર્વથા ઉપપન્ન છે એટલું જ કથન અત્ર પર્યાપ્ત છે. અન્યપૂર્વા શ્રુતિરૂપા અને અનન્યપૂર્વા ઋષિરૂપા એમ જે દ્વિવિધ શ્રીકૃષ્ણગોપિકા અત્ર ગાનકર્ત્રી છે, તેમાં પણ પ્રત્યેકના—અથવા યૂથાત્મક સમુદાયના—સાત્ત્વિક રાજસ અને તામસ ગુણે ત્રિવિધ પર્યાય છે. આ ત્રિવિધ પર્યાયમાં પણ પ્રતિપર્યાય પુનઃ સાત્ત્વિકાદિ અવાન્તર ભેદે ભેદત્રય થતાં સર્વ મળીને નવ પ્રકાર અન્યપૂર્વાના, નવ પ્રકાર અનન્યપૂર્વાના, અને અન્યપૂર્વાની અને અનન્યપૂર્વાની ઉપલક્ષણવિધાએ એક પ્રકાર એમ સોપલક્ષણ એકોનવિંશ પ્રકાર સિદ્ધ થઈ રહે છે. પ્રથમ પક્ષમાં એકૈક શ્રીગોપીજનના સાત્ત્વિક રાજસ તામસ એમ વ્યક્તિભેદ છે, અને દ્વિતીય સમુદાયપક્ષમાં તો અમુકસંખ્યાક તે તે સમુદાય જ સાત્ત્વિક રાજસ અને તામસ એમ યૂથભેદ છે, અર્થાત્ કોઇક યૂથ સાત્ત્વિકીનું તો કોઇક યૂથ રાજસીનું અને કોઇક તો તામસીનું હોય છે. તત્ર પણ પુનઃ અવાન્તર ભેદે સાત્ત્વિકીનું યૂથત્રય અને તામસીનું યૂથત્રય એમ નવ પ્રકારનાં યૂથ છે, અને જેમ પૂર્વોક્ત પ્રકારે સર્વ મળીને અન્યપૂર્વાનાં નવ યૂથ તેમ અનન્યપૂર્વાનાં પણ નવ યૂથ હોવાથી પૂર્વોક્ત અન્યપૂર્વાના અને અનન્યપૂર્વાના ભેદે દ્વૈવિધ્યથી અષ્ટાદશ યૂથ સિદ્ધ થયાં, અને ઉપલક્ષણવિધાએ અન્યપૂર્વાનું અને અનન્યપૂર્વાનું એક ગુણાતીત યૂથ મળીને સામાન્યશઃ એકોનવિંશતિ યૂથસંખ્યા સિદ્ધ થઈ ગઈ. આ સર્વ જ શ્રીગોપીજનનો ગર્વ જતો રહ્યો છે, તેથી તેઓ સર્વ ગતગર્વ છે, ફલાસિમાં સર્વ-સાધનરાહિત્યજ પુષ્ટિમાર્ગમાં સાધન છે, અને જે ફલાત્મક શ્રીકૃષ્ણ કદાપિ સાધન થતા નથી તેવા ફલરૂપ શ્રીકૃષ્ણ તેમનું સાધન સ્વરૂપતઃ જ થઈ ગયા છે, ફલાત્મક શ્રીકૃષ્ણ જ તેમનું અનન્ય સાધન છે, તેથી આ સર્વ શ્રીગોપીજન સર્વથા અસાધન અર્થાત્ નિઃસાધન છે. આ સર્વ શ્રીકૃષ્ણગોપિકા શ્રીકૃષ્ણસમ્બન્ધે ગતગર્વ અને અસાધન છે તેથી હરિનાં પણ પ્રિય છે. આ સર્વ ગતગર્વ અસાધન પ્રિય શ્રીકૃષ્ણગોપિકા હરિને ગાન પ્રિય છે એમ માને છે એટલું જ નહિ પરન્તુ 'મારી તો કોઇ પણ પ્રકારે યોગ્યતા નથી તેથી કોણ જાણે કયાએ ભક્ત પ્રતિ ભાગ્યે અથવા સ્નેહે અથવા કૃપાએ અત્ર પ્રભુ આગમન કરશે એમ સર્વ જ શ્રીગોપીજનને સ્વમાં સન્દેહ હોવાથી પરસ્પર ભેદને પણ વિસ્મરીને જીવનાર્થ એકત્ર મળી જાય છે, અને સાત્ત્વિકાદિ નાનાવિધ ગુણે ભગવદ્‌ગાન કરે છે એમ પૂર્વાધ્યાયના ઉપસંહારમાં કારિકાદ્વયે જે કથન કર્યું છે તેનું સ્વારસ્ય સ્મરીને અગ્રિમ શ્રીગોપીગીતામૃતનું પાન પુષ્ટિભક્તિસુધારસપિપાસુએ કર્તવ્ય છે.

**कारिकार्थ.**

સ્વભાવથી અથવા અપરાધથી કૃતાવજ્ઞ શ્રીગોપીજને સ્તોત્રરૂપ ગાન કર્યું, તેથી પ્રકૃત એકત્રિંશ અધ્યાયમાં તત્સ્તોત્રગાન કથાય છે. શ્રુતિશિર ઉપનિષદ્‌ની અને ભરતાચાર્યવિરચિત નાટ્યશાસ્ત્રની એકવાક્યતાએ હરિ શૃંગારરસસરસ છે એમ સિદ્ધ થઈ રહે છે. શૃંગારરસનું પણ સંયોગ અને વિપ્રયોગ અર્થાત્ વિરહ એમ જે દલદ્વય છે તેમાં સંયોગરસ 'પૂર્વદલ' સંજ્ઞાએ અને વિપ્રયોગરસ 'ઉત્તરદલ'સંજ્ઞાએ પ્રસિદ્ધ છે. આ ઉત્તરદલાત્મક વિપ્રયોગ-શૃંગારરસનો અર્થાત્ વિરહાવસ્થાનો સ્વભાવ જ છે કે તેમાં પ્રિયતમના ગુણનું ગાન જ થાય. વિરહી ભક્ત જે ભગવદ્‌ગુણગાન કરે છે તે વિરહાવસ્થાના સ્વભાવે જ–નિજ સાધનબલે નહિ–કરે છે, તેથી ગુણગાન અસ્મતકૃતિસાધ્ય છે, ગુણગાન અસ્મદ્વિહિતકર્તવ્ય છે એમ વિધિએ ગુણગાન વિરહી રસિક ભક્ત કરતા નથી એ તો અત્ર અનુષંગતઃ જ સિદ્ધ થઈ ગયું. અત્ર પદયોજના આ પ્રકારે છે. વિરહાવસ્થાનો સ્વભાવ જ છે કે ગુણગાન જ થાય, અને તેથી શ્રીગોપીજને સ્વભાવથી–નિજ ભાવથી–જ ગુણગાન કર્યું, અથવા પક્ષાન્તરે 'ભક્તોથી પણ અમે અધિક છીએ' એમ સ્વસ્વરૂપમાં ભક્તોથી પણ આધિક્ય-જ્ઞાનરૂપ અપરાધને પ્રાપ્ત કરીને પણ શ્રીગોપીજન એમ માનધારણ કરે છે કે 'જ્યારે પ્રભુ અમને પ્રાર્થશે ત્યારે જ અસ્મન્નિષ્ઠ રસનું દાન અમે તેમને કરીશું.' એ પ્રકારે કરી છે માનલક્ષણા અવજ્ઞા જેમણે એવાં કૃતાવજ્ઞ શ્રીગોપીજને સ્તોત્રાત્મક ગાન કર્યું. માન છે લક્ષણ જેનું એવી માનલક્ષણા અવજ્ઞા અમે કરી તેથી અપ્રસન્ન પણ પ્રભુ હવે સ્તોત્રે પ્રસન્ન થઈ જશે એમ ઉપપન્નતાએ સ્તોત્રતઃ શ્રીગોપીજને ગાન કર્યું. શ્રીગોપીજન ગાન કરે છે તેનું કારણ પૂર્વોક્ત સ્વભાવ છે, અથવા અવજ્ઞારૂપ અપરાધનું ક્ષમાપન અને તદ્દ્વારા હરિનું પ્રસાદન છે. યદ્વા સ્વભાવથી અર્થાત્ રસસ્વભાવથી જે માનલક્ષણા અવજ્ઞા થઈ તેથી અપ્રસન્ન પ્રભુને પ્રસન્ન કરવાનો ગુણગાન એક જ ઉપાય યુક્ત છે એમ અવધારીને શ્રીગોપીજને સ્તોત્રરૂપ ગાન કર્યું. આ પક્ષમાં માનાવજ્ઞારૂપ અપરાધનું પણ કારણ શ્રીગોપીજનનો સ્વભાવ છે, અર્થાત્ શૃંગારરસના આલમ્બનવિભાવનો એવો કોઇક સ્વભાવ છે કે જેથી માનલક્ષણા અવજ્ઞા પણ સહજ થઈ જાય છે. તાદૃશ પણ માનથી જ્યારે નાયક અપ્રસન્ન થઈ જાય છે ત્યારે રસાત્મિકા રીતિએ જ નાયિકાકૃત ગુણગાનદ્વારા તત્પ્રસાદન પણ રસશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તેથી શ્રીગોપીજને નિજ ભાવાનુ-રૂપ રસરીત્યા સ્તોત્રરૂપ ગાન કર્યું, અને તેથી સાત્ત્વિકાદિ ગુણનું પણ જે કથન અગ્રે છે તે અનેકવિધતાજ્ઞાપનાર્થ જ છે એ પણ અનુક્તસિદ્ધ થઈ ગયું. નિજ અધિ-કારતઃ એકોનવિંશતિવિધ શ્રીગોપીજને હરિને પ્રિયા એકોનવિંશતિવિધા સ્તુતિ કરી, તેથી આ અધ્યાયમાં એકોનવિંશતિ શ્લોક છે. પતિમતી શ્રુતિરૂપા અન્યપૂર્વા શ્રીગોપિકા પ્રથમતઃ સાત્ત્વિક પર્યાયે ગીતપ્રારમ્ભ કરે છે, તેથી પ્રથમશ્લોકવક્ત્રા ગોપિકા વા તદ્‌યૂથ સાત્ત્વિકરાજસ છે, દ્વિતીયશ્લોકવક્ત્રી ગોપિકા વા તદ્‌યૂથ સાત્ત્વિકતામસ છે, તૃતીય-શ્લોકવક્ત્રી ગોપિકા વા તદ્‌યૂથ સાત્ત્વિકસાત્ત્વિક છે, અને ચતુર્થશ્લોકવક્ત્રી ગોપિકા વા તદ્‌યૂથ ગુણાતીત–નિર્ગુણ–છે. આ પ્રકારે ચતુર્વિધા પતિમતી શ્રુતિરૂપા અન્યપૂર્વા શ્રીગોપિકાનું સાત્ત્વિકરાજસ સાત્ત્વિકતામસ સાત્ત્વિકસાત્ત્વિક અને ગુણાતીત એમ પ્રકારચતુષ્ટયે નિરૂપણ કર્યું. પ્રથમશ્લોકચતુષ્ટયમાં સ્તુતિકર્ત્રી ચતુર્વિધા ગોપસ્ત્રી છે

એમ નિરૂપણ કરીને તે જ પ્રકારે અનન્યપૂર્વા ઋષિરૂપા કુમારિકાની ઉત્તમ પ્રાર્થનાનું કથન શ્રીશુક કરે છે, તેથી તત્ર પણ પ્રથમતઃ સાત્ત્વિક પર્યાયે ગીત આરમ્ભાય છે અને તેથી પંચમશ્લોકવક્ત્રી ગોપિકા વા તદ્યૂથ સાત્ત્વિકસાત્ત્વિક છે, ષષ્ઠશ્લોકવક્ત્રી ગોપિકા વા તદ્યૂથ સાત્ત્વિકતામસ છે, સપ્તમશ્લોકવક્ત્રી ગોપિકા વા તદ્યૂથ સાત્ત્વિકરાજસ છે, અને અષ્ટમશ્લોકવક્ત્રી ગોપિકા વા તદ્યૂથ ગુણાતીત છે, અર્થાત્ અનન્યપૂર્વા કુમારિકામાં પણ અન્યપૂર્વાવત્ પૂર્વોક્ત જ પ્રકારે ચાતુર્વિધ્ય છે. જેમ સાત્ત્વિક પર્યાયે અન્યપૂર્વા શ્રુતિરૂપાએ શ્લોકચતુષ્ટયે ગાન કર્યું તેમ જ અનન્યપૂર્વા ઋષિરૂપાએ પણ સાત્ત્વિકપર્યાયે શ્લોકચતુષ્ટયે ગાન કર્યું એમ ઉભયે અત્ર પર્યન્ત ચતુર્વિધ ગાન સમાન કર્યું, પરન્તુ હવે દ્વિતીય રાજસ પર્યાયનો પ્રારમ્ભ અન્યપૂર્વા કરે કે અનન્યપૂર્વા કરે એમ આકાંક્ષા થાય તો ત્યાં શ્રીશુક આજ્ઞા કરે છે કે અનન્યપૂર્વા કૃષ્ણભાવનાએ સિદ્ધ છે, તેથી રાજસ પર્યાયે અગ્રિમશ્લોકત્રય પણ કૃષ્ણભાવનાએ સિદ્ધ અનન્યપૂર્વા જ વિશેષે કથે છે, અર્થાત્ નવમથી એકાદશ પર્યન્તનાં પણ વક્ત્રી અનન્યપૂર્વા ઋષિરૂપા જ છે. અત્ર નવમશ્લોકવક્ત્રી ગોપિકા વા તદ્યૂથ રાજસતામસ છે, દશમશ્લોકવક્ત્રી વા તદ્યૂથ રાજસરાજસ છે, અને એકાદશ-શ્લોકવક્ત્રી વા તદ્યૂથ રાજસસાત્ત્વિક છે, તેથી રાજસપર્યાયે અનન્યપૂર્વા ગોપિકાએ મોદતઃ ગાન કર્યું એમ સિદ્ધ થયું. પંચમથી એકાદશ શ્લોકપર્યન્ત અનન્યપૂર્વાએ સાત્ત્વિક અને રાજસ પર્યાયે ગાન કર્યું, તેથી અન્યપૂર્વા શ્રુતિરૂપા પણ અવશિષ્ટ રાજસ અને તામસ એમ પર્યાયદ્વયે શ્લોકષટ્કનું ગાન કરે છે, અર્થાત્ દ્વાદશથી ચતુર્દશ-પર્યન્ત રાજસ પર્યાયે અને પંચદશથી સપ્તદશ પર્યન્ત તામસ પર્યાયે અન્યપૂર્વા ગોપિકા ગાન કરે છે. તત્ર દ્વાદશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ રાજસતામસ છે, ત્રયોદશશ્લોક-વક્ત્રી વા તદ્યૂથ રાજસરાજસ છે, અને ચતુર્દશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ રાજસસાત્ત્વિક છે. પંચદશથી સપ્તદશશ્લોકપર્યન્ત પણ અન્યપૂર્વા જ તામસ પર્યાયે ગાન કરે છે, તત્ર પંચદશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ તામસસાત્ત્વિક છે, ષોડશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ તામસતામસ છે, અને સપ્તદશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ તામસરાજસ છે. अटति यद्भवान् ઇત્યાદિ શ્લોકત્રયના આભાસમાં આ ક્રમ સ્પષ્ટ છે. કારિકામાં राजसी तामसी चैव सात्त्विकीतिविभेदतः એમ કથન છે, તેથી તદનુસાર તો પંચદશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ તામસરાજસ અને સપ્તદશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ તામસસાત્ત્વિક હોય એમ જણાય છે. અત્ર કારિકોક્ત ક્રમ આભાસમાં વિવક્ષિત નથી એમ—અથવા તાત્પર્યાન્તરે કારિકોક્ત અને આભાસોક્ત પક્ષની વ્યવસ્થા જાણવી એમ—નિર્ણયરામભટ્ટ ભણે છે, શ્રીમદાચાર્ય-ચરણોક્તકારિકામાં અને આભાસમાં કોઇ પણ સ્થલે કોઇ પણ પ્રકારનો વિરોધ જ વસ્તુતઃ વિદ્યમાન નથી. કારિકોક્ત ક્રમ તો સર્વત્ર સામાન્યમાત્ર છે અને આભાસોક્ત ક્રમ તો વિશેષ છે, તેથી પ્રતીયમાન પણ વિરોધ સામાન્યવિશેષન્યાયે જ પરિહાર્ય છે. દશમસ્કન્ધના પ્રકરણવિભાગમાં અનન્તર સાત્ત્વિક પ્રકરણના અધ્યાયવિભાગમાં પણ આ જ સામાન્યવિશેષન્યાયે અવિરોધ સ્વીકાર્યો. અને ષોડશીગ્રહણાગ્રહણવત્ વિકલ્પની અપેક્ષાએ પણ સામાન્યવિશેષન્યાય જ બલવત્તર છે. કારણ કે સામાન્યવિશેષન્યાયમાં ઉભયે વાક્યની સાર્થકતા રહે છે, અને વિકલ્પમાં તો એકવાક્ય વ્યર્થવત્ થઈ જાય

છે. સપ્તદશ શ્લોકમાં અન્યપૂર્વા ઉપસંહાર કરે છે, અને તેમનો કોઇ પણ પર્યાય હવે અવશિષ્ટ ન રહેવાથી અષ્ટાદશ શ્લોક અનન્યપૂર્વા ઋષિરૂપા તામસ પર્યાયે આરમ્ભે એ યુક્ત જ છે, તેથી અષ્ટાદશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ અનન્યપૂર્વામાં તામસસાત્ત્વિક છે અને એકોનવિંશશ્લોકવક્ત્રી વા તદ્યૂથ તામસરાજસ છે. અનન્યપૂર્વામાં તામસતામસ વક્ત્રી વા તદ્યૂથ નથી, તેથી અન્યપૂર્વાના તામસ પર્યાયમાં વક્ત્રીત્રય નથી, પરન્તુ કેવલ વક્ત્રીદ્વય જ છે. આ પ્રકારે અન્યપૂર્વાના સાત્ત્વિક પર્યાયમાં પ્રથમથી ચતુર્થ એમ શ્લોકચતુષ્ટય રાજસ પર્યાયમાં દ્વાદશથી ચતુર્દશ એમ શ્લોકત્રય અને તામસ પર્યાયમાં પંચદશથી સપ્તદશ એમ શ્લોકત્રય હોવાથી સર્વ મલીને દશ શ્લોક છે, જેમાં નવશ્લોકવક્ત્રી સગુણ છે અને એક ચતુર્થશ્લોકનાં વક્ત્રી ગુણાતીત છે. અનન્યપૂર્વામાં સાત્ત્વિક પર્યાયે પંચમ શ્લોકથી અષ્ટમશ્લોકપર્યન્ત શ્લોકચતુષ્ટયનું, રાજસ પર્યાયે નવમથી એકાદશ શ્લોકત્રયનું અને તામસ પર્યાયે અષ્ટાદશ અને એકોનવિંશ શ્લોકદ્વયનું ગાન છે, તેથી તત્ર સર્વ મલીને નવ શ્લોક છે, જેમાં અષ્ટશ્લોકવક્ત્રી સગુણ છે અને એક અષ્ટમશ્લોકવક્ત્રી ગુણાતીત છે. આ પક્ષમાં અન્યપૂર્વામાં એક શ્લોક અધિક અથવા અનન્યપૂર્વામાં એક શ્લોક ન્યૂન છે એમ કદાચિત્ વૈષમ્ય ભાસે તો તેના પરિહારાર્થે ગૂઢાભિસન્ધિરૂપ પક્ષાન્તર પણ છે. આ પક્ષાન્તરમાં ચતુર્થશ્લોકવક્ત્રી ગુણાતીતભાવાપન્ના કોમલભાવા કેવલ અન્યપૂર્વા જ નહિ પરન્તુ અનન્યપૂર્વા પણ છે. અન્યપૂર્વા અને અનન્યપૂર્વા એમ ઉભયને સાધારણ ચતુર્થશ્લોકવક્ત્રી કોમલભાવા ગુણાતીતભાવાપન્ના સ્વીકારી લેતાં જે અષ્ટાદશ શ્લોક અવશિષ્ટ રહ્યા તેમાં નવશ્લોકવક્ત્રી અન્યપૂર્વા અને નવશ્લોકવક્ત્રી અનન્યપૂર્વા એમ પ્રાપ્ત થતાં પૂર્વવૈષમ્ય તિરોહિત થઈ જતાં સમાનતા પ્રતીત થાય છે. આ પક્ષાન્તરમાં ચતુર્થશ્લોકવક્ત્રી તો અન્યપૂર્વાનન્યપૂર્વાસાધારણ કોમલ વા ગુણાતીત છે અને તદ્વ્યતિરિક્ત અષ્ટાદશ સગુણમાં પ્રથમ, દ્વિતીય, તૃતીય, પંચમ, ષષ્ઠ, સપ્તમ, અષ્ટમ, ત્રયોદશ અને ચતુર્દશ એમ નવ શ્લોકનાં વક્ત્રી સગુણ અનન્યપૂર્વા છે અને નવમ, દશમ, એકાદશ, દ્વાદશ, પંચદશ, ષોડશ, સપ્તદશ, અષ્ટાદશ અને એકોનવિંશ એમ નવ શ્લોકનાં વક્ત્રી સગુણ અન્યપૂર્વા છે, અર્થાત આ પક્ષાન્તરમાં નવ સગુણ અનન્યપૂર્વા છે અને નવ સગુણ અન્યપૂર્વા છે, તેથી વૈષમ્યદોષ પણ ન રહ્યો. ચતુર્થ શ્લોકનું તો ગાન નિર્ગુણ અનન્યપૂર્વા અને નિર્ગુણ અન્યપૂર્વા ઉભયે મલીને જ કરે છે તેથી ચતુર્થશ્લોકગાન તો અન્યપૂર્વાને અને અનન્યપૂર્વાને ઉભયને સાધારણ છે, અને તેથી આ પક્ષાન્તર સર્વથા નિર્દોષ અને સમ છે. આ અભિસન્ધિ ગૂઢ જ છે તેથી તેમાં પર્યાયત્રયનું અને તદવાન્તર ભેદનું ઉદ્ઘાટન કોઇ પણ ટીકાકારે કર્યું નથી. જેમ ભાષ્યની સમાપ્તિમાં तेनाधिकं वरीवर्ति न वक्तव्यं हरेर्गुणाम् આજ્ઞા પ્રસિદ્ધ છે તેમ અત્ર પણ આજ્ઞા અવધારણીય છે.

એકોનવિંશતિશ્લોકનાં વક્ત્રીમાં મુખ્યભેદદ્વય અને તદન્તર્ગતભેદ પણ અગ્રેતન પ્રસ્તરદ્વયથી વિશદ થઈ જશે.

## ॥ प्रस्तरद्वयम् ॥

### प्रथम प्रस्तर.

अनन्वपूर्वा. — तामस पर्याय: सात्त्विक १८, राजस १९

अन्यपूर्वा. — तामस पर्याय: राजस १७, तामस १६, सात्त्विक १५

राजसपर्याय (अनन्वपूर्वा): सात्त्विक १३, राजस १०, तामस ९

राजसपर्याय (अन्यपूर्वा): सात्त्विक १४, राजस १३, तामस १२

| ८ | ७ | ६ | ५ | | १ | २ | ३ | ४ |
|---|---|---|---|---|---|---|---|---|
| निर्गुण | राजस | तामस | सात्त्विक | | राजस | तामस | सात्त्विक | निर्गुण |
| सात्त्विक पर्याय | | | | | सात्त्विक पर्याय | | | |

### द्वितीय प्रस्तर.

| अनन्यपूर्वा | अन्यपूर्वा |
|---|---|
| १९ | १४ |
| १८ | १३ |
| १७ | ८ |
| १६ | ७ |
| १५ | ६ |
| १२ | ५ |
| ११ | ३ |
| १० | २ |
| ९ | १ |

## स्वतन्त्र.

ફલપ્રકરણીય તૃતીયાધ્યાયમાં 'जयति तेऽधिकं जन्मना व्रजः' ઇત્યાદિવાક્યવક્તૃનિર્ણય-પ્રસંગમાં પૂર્વે વાક્યચતુષ્ટયે સપૂર્વાનું કથન થયું, તદનન્તર વાક્યચતુષ્ટયે અસપૂર્વાનું કથન થાય છે. તત્ર તેમનાં વાક્યમાં વિવરણગ્રન્થાનુસારે સંગ્રહકારિકોક્ત પાઠક્રમ વિવક્ષિત નથી એમ જાણવું. તત્ર विरचिताभयम् શ્લોકે કેવલ સાત્વિકીનું નિરૂપણ થયું, કારણ કે તત્ર ધાષ્ટર્યનું સ્પષ્ટ નિરૂપણ નથી, व्रजजनार्तिहन् શ્લોકે ધાષ્ટર્યથી તામસીનું કથન થયું, प्रणतदेहिनाम् શ્લોકે કિંચિત પ્રકટ પ્રકારે નિરૂપણથી રાજસીનું કથન થયું, मधुरया गिरा શ્લોકે સકલશ્રીસ્વામિન્યર્થે પ્રાર્થનથી અને સ્વદાસીત્વનિરૂપણથી ગુણાતીતનું કથન થાય છે, એમ અન્યપૂર્વાવત્ અત્ર પણ ક્રમ જાણવો એવો અર્થ છે. કામરસાભિનિવિષ્ટાના પ્રાપ્યનો આવિર્ભાવ ગુણાતીતભાવમાં હોતો નથી એમ સર્વત્ર ગુણાતીત ભાવના પશ્ચાત્ નિરૂપણમાં તાત્પર્ય જાણવું.

---

પૂર્વ અધ્યાયની સમાપ્તિમાં तद्रागमनकाङ्क्षया जगुः વચનથી એમ ભાવ લક્ષાય છે કે જેમ માને કરીને અપરાધથી પ્રભુ અન્તર્હિત થઈ ગયા તેમ સ્તોત્રે સન્તુષ્ટ થઈને પ્રકટ થશે, એમ સતે સ્તોત્રમાં દોષારોપાદિ અનુપપન્ન છે એમ આશંકા થાય તો તેના પરિહારાર્થ ગૂઢ અભિસન્ધિને ઉદ્ઘાટતાં સ્તુતિસ્વરૂપનું કથન કરે છે કે તત્તદ્વાક્યાનુ-સારે તે તે શ્રીગોપીજનના ભાવનું નિરૂપણ છે, સ્તુતિ પણ યથાધિકાર જ થાય એ યુક્ત છે. શ્રીગોપીજનનો એવો જ અધિકાર છે કે જે અધિકારે પ્રભુને 'કુહક' 'કિતવ' ઇત્યાદિ શબ્દો કથે, તથાપિ તેવાં વચનનો પણ સ્તુતિત્વે જ અંગીકાર પ્રભુ કરે છે, અન્યથા અગ્રે તે જ પ્રકારે અનુવદતા શ્રીશુક तद्रागमनकाङ्क्षया जगुः એમ વદે નહિ, કારણ કે બ્રહ્માદિ પણ પ્રભુને એવા શબ્દ કથી શકે નહિ. આથી એમ નિષ્પન્ન થયું કે શ્રીગોપીજનના નિજ ભાવનું તત્તદ્વાક્યાનુસારે ઉદ્ગિરણ થાય છે અને તેના શ્રવણે પ્રભુને પણ પરમ સન્તોષ જ થાય છે, અર્થાત્ સ્તોત્રમાં 'કુહક' 'કિતવ' ઇત્યાદિ શબ્દે દોષારોપાદિ નથી, પરન્તુ શ્રીગોપીજનના તત્તદ્વાક્યાનુસાર ભાવનું જ નિરૂપણ વા ઉદ્ગિરણ છે અન્યથા—આ પ્રકારનો ભાવપક્ષ અંગીકૃત ન થાય તો વિપક્ષમાં—બાધક પણ છે, તત્તદ્વાક્યાનુસારે શ્રીગોપીજનના ભાવનુ જ અત્ર નિરૂપણ થયું છે એ સિદ્ધાન્ત ન સ્વીકારાય તો સ્તોત્રમાં મુખ્ય પ્રકારે જે અનેકતા—અનેકવિધાત્વ—છે તે ઉપયુક્ત ન થાય એમ બાધક દોષ પ્રાપ્ત થાય. જો અન્યસ્તુતિવત્ અત્ર પણ કેવલ સ્તુતિ-માત્રત્વ જ હોય અને ભાવમાત્રનું નિરૂપણ ન જ હોય ત્યારે તો સ્તુતિમાં ઉપા-લમ્ભાદિપ્રકારે અનેકરૂપતા સમ્ભવતી જ નથી, તેથી તેવી અનેકરૂપતાનું કથન અત્ર સ્તુતિમાં શ્રીશુક કરે નહિ, પરન્તુ શ્રીશુક તો અત્ર સ્તુતિમાં પણ ઉપાલમ્ભાદિ-પ્રકારે અનેકરૂપતા કથે છે, તેથી સિદ્ધ થાય છે કે શ્રીગોપીગીત અન્યસ્તુતિવત્ નથી, પરન્તુ નિજભાવમાત્રનું ઉદ્ગિરણ છે, જેનું શ્રવણ કરીને, ચકિતતાત્પર્યનિર્ધાર કરીને, ઉપાલમ્ભાદિને પણ ઉપયુક્ત કરીને, અતીવ પ્રસન્ન નન્દનન્દન શ્રીગોપીજનના મધ્યમાં જ પ્રકટ થઈ ગયા.

શ્રીગોપ્ય ઊચુઃ

**श्लोकः—जयति तेऽधिकं जन्मना व्रजः श्रयत इन्दिरा शश्वदत्र हि ।**
**दयित दृश्यतां दिक्षु तावकास्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥१॥**

**जयति तेऽधिकं जन्मना व्रजः ।**

અત્ર 'જય' શબ્દ મંગલાર્થ છે, જયશબ્દોચ્ચારનું પ્રયોજન મંગલ છે, સ્તોત્ર નિર્વિઘ્ન ફલ સિદ્ધ કરે તેથી અત્ર નિર્વિઘ્નતારૂપ પ્રકારે ફલસિદ્ધ્યર્થ 'જય' શબ્દ મંગલપ્રકારવાચક છે, વિઘ્નનો અભાવ તે 'નિર્વિઘ્ન', અને 'અર્થ' તે પ્રયોજન, તેથી અત્ર નિર્વિઘ્નાર્થ 'જય' શબ્દ છે એમ કથનથી 'જય' શબ્દનું પ્રયોજન વિઘ્નાભાવ મંગલ છે એમ સિદ્ધ થઈ રહ્યું. જેમ 'મંગલ' પદ નિર્વિઘ્નતાવાચક છે તેમ કોશપ્રામાણ્યે 'અર્થ' પદ પણ પ્રયોજનવાચક છે, આથી એમ નિષ્પન્ન થયું કે ફલપ્રાપ્તિમાં પ્રતિબન્ધરૂપ વિઘ્નદુરિત નિવૃત્ત થાય એ પ્રકારે મંગલસાધન 'જય' શબ્દનો અત્ર પ્રયોગ છે, અન્યથા 'જયતિ' ક્રિયાપદને આ સ્તોત્રના પ્રારમ્ભમાં જ ન પ્રયોજતાં કર્તૃવાચક 'વ્રજ' પદ કથીને તદનન્તર 'જયતિ' ક્રિયાપદને પ્રયોજત, પરન્તુ અત્ર તો સ્તોત્રના ઉપક્રમમાં મંગલસાધન 'જય' શબ્દનો પ્રયોગ કરીને તદનન્તર કર્તૃવાચક વ્રજપદનું કથન છે, તેથી પ્રતિબન્ધરૂપ વિઘ્નદુરિતમાત્ર નિવૃત્ત થઈને ફલપ્રાપ્તિ થાય એવા જ સ્વારસ્યથી 'જયતિ' ક્રિયાપદ જ પ્રથમ ધર્યું છે. આપના અવતારે—પ્રાકટ્યે—સર્વ પણ વ્રજ કૃતાર્થ છે, પરન્તુ કેવલ અમે જ અકૃતાર્થ રહ્યાં, તેથી અમે પણ જે પ્રકારે કૃતાર્થ થઈએ તે પ્રકારે યત્ન આપે કર્તવ્ય છે એમ કથવાને આપના અવતારે વ્રજનો સર્વોત્કર્ષ સિદ્ધ થઈ ગયો એમ 'जयति तेऽधिकं जन्मना व्रजः' ચરણે શ્રીગોપીજન કથે છે. 'જય' પદ સર્વોત્કર્ષે સ્થિતિનું વાચક છે અને તત્ર સર્વોત્કર્ષે સ્થિતિરૂપ જયમાં પણ 'અધિકમ્' પદે આધિક્ય કથ્યું, તેથી વ્રજની સ્થિતિ કેવલ સર્વોત્કૃષ્ટ છે એટલું જ નહિ પરન્તુ વૈકુણ્ઠથી પણ વ્રજની સ્થિતિ ઉત્કૃષ્ટ છે, કારણ કે વૈકુણ્ઠમાં પણ ભગવાન્ એ પ્રકારની લીલા કરતા નથી. યદ્યપિ જન્મ તો મથુરામાં થયું, તથાપિ તે પ્રાકટ્યરૂપ જન્મે મથુરાનો જય અર્થાત સર્વોત્કૃષ્ટ સ્થિતિ ન થતાં વ્રજની જ સ્થિતિ સર્વોત્કૃષ્ટ થઈ, આપના પ્રાકટ્યે વૈકુણ્ઠથી પણ ઉત્કૃષ્ટસ્થિતિરૂપ આધિક્યે જય તો વ્રજનો જ થયો, મથુરાનો નહિ.

**श्रयत इन्दिरा शश्वदत्र हि ।**

ભગવજ્જન્મ સર્વતઃ ઉત્કર્ષનો હેતુ છે એમ લોકમાં તો પ્રસિદ્ધ નથી, કારણ કે વ્રજનો સર્વોત્કર્ષત્વસાધક ભગવજ્જન્મરૂપ હેતુ અનન્ય હોવાથી માત્ર એક જ છે, અર્થાત 'શબ્દ નિત્ય નિત્યત્વથી' એમ અનુમાનવત 'વ્રજ સર્વોત્કૃષ્ટ ભગવજ્જન્મથી' એમ અનુમાનમાં પણ ભગવજ્જન્મરૂપ હેતુ શબ્દત્વસ્વરૂપહેતુવત્ સાધારણ અનૈકાન્તિ હેત્વાભાસ છે, તેથી તે હેત્વાભાસ સાધ્ય સર્વોત્કર્ષને સિદ્ધ કરી શકતો નથી, અને તે લોકમાં પણ પ્રસિદ્ધ હોય એવો કોઇ અવ્યભિચરિત ઉત્કર્ષસાધક હેતુ વક્તવ્ય એમ આકાંક્ષા થાય તો તદર્થ અત્ર श्रयत इन्दिरा शश्वदत्र हि કથે છે, અત્ર—વ્રજમાં ઇન્દિરા શશ્વત્—સર્વદા—શ્રયે છે, હું હીન છું એમ હીનભાવે લક્ષ્મી વ્રજનો આશ્રય કરે છે વૈકુણ્ઠમાં તો તે જ નિયત પત્ની છે તેથી તત્ર તો કદાપિ કોઇનો પણ હીન ભા[illegible] આશ્રય ઇન્દિરાએ કર્તવ્ય રહેતો નથી, પરન્તુ અત્ર તો લક્ષ્મીસદશ અમે અનેક સ્ત્રી[illegible]

તેથી 'મારો અવસર ક્યારે આવશે?' એમ અસ્વસ્થતાથી લક્ષ્મી વ્રજને નિરન્તર સેવે છે, તેથી જે લક્ષ્મીની સ્થિતિએ લોક સ્વોત્કર્ષ માને છે તે લક્ષ્મી પણ આપના–શ્રીગોકુલેશના–જન્મથી શ્રીમદ્‌ગોકુલનો આશ્રય કરીને રહી છે, અને તેથી ઇન્દિરાની અત્ર હીનતાએ નિત્ય સ્થિતિ વ્રજનો સર્વોત્કર્ષસાધક હેતુ છે, આ અર્થ હિ–યુક્ત–છે, કારણ કે તે પતિવ્રતા છે, ભક્ત પ્રતિ કૃપા પ્રસિદ્ધ કરવાને તેના પતિ સ્વયં ભક્તાધીનતાએ યત્ર ભક્તોમાં સ્થિતિ કરે છે તત્ર તેની પતિવ્રતા પત્ની સુતરામ્ જ આશ્રયે તેમાં શું આશ્ચર્ય? વ્રજમાં પરાધીનતાએ સ્થિતિ કરીને ભગવાન્ ભક્તો પ્રતિ કૃપા દર્શાવે છે એ પ્રસંગ તો ઉલૂખલપ્રકરણમાં પૂર્વે કથાયો જ છે.

આપના જન્મે વ્રજનો સર્વોત્કર્ષ સર્વજનીન છે, તેથી ભવત્કર્તૃક અસ્મદ્‌દર્શને કોઇ પણ પ્રકારે ન્યૂનતા થવાની નથી, તેમ જ લક્ષ્મીના પણ

**दयित दृश्यतां दिक्षु** મનમાં વિષાદ નથી, કારણ કે આપના પ્રાકટ્યે સર્વોત્કૃષ્ટ

**तावकास्त्वयि धृता-** વ્રજનો અંગીકાર આપે નિજત્વે કર્યો છે, અને તેથી અસ્મદર્થે

**सवस्त्वां विचिन्वते।** આગત આપે આ શ્રીમદ્‌ગોકુલ એકદા દ્રષ્ટવ્ય છે, અથવા 'અગ્રે વક્ષ્યમાણ तावकास्त्वयि धृतासवस्त्वां दिक्षु विचिन्वते' વાક્યનો અર્થ જ દ્રશ્યતાં ક્રિયાપદનું કર્મ છે, અર્થાત્ આપને વિષે ધૃત છે અસુ–પ્રાણ–જેમણે એવાં 'त्वयि धृतासु' તાવંક–ત્વદીય ભક્તો–આપને દિશામાં વિચયે–શોધે–છે એ આપ દેખો, એતાદૃશ અર્થ અનુચિત છે એમ અનુચિતત્વપ્રદર્શને જણાવે છે કે આપ વ્રજમાં અવતીર્ણ છો એમ નિશ્ચય કરીને બ્રહ્માદિ લોક અત્ર વ્રજમાં આગમન કરે છે, અને અસ્મદાદિ વ્રજસ્થો તો આપને એક નહિ પરન્તુ બહુ દિશાઓમાં વિચયે છે આ મહતી અનૌચિતી છે, 'પરન્તુ વ્રજસ્થોમાં ભક્તિ જ નથી, અન્યથા તેઓ વિરહમાં મરત, અને અભક્તને તો ભગવદ્‌દર્શન ન જ થાય એ યુક્ત છે' એમ આશંકા થાય તો તેના પરિહારાર્થે 'त्वयि धृतासवः' પદ કહે છે. આપને જ અર્થે ધૃત છે અસુ–પ્રાણ–જેમણે એવાં ત્વયિધૃતાસુ અમે છીએ, અને તેથી અમારા પ્રાણનો આપને ઉપયોગ નથી એમ અમે સર્વ જ જ્યારે જાણીશું કે તે જ ક્ષણે આપને અનુપયુક્ત અમારા પ્રાણને પણ ત્યજીશું, અલ્પ જ વિલમ્બ સતે પ્રાણ જતા રહેશે તેથી જ પ્રાણના આશ્વસનાર્થે આપને શોધીએ છીએ, અન્યથા પ્રાતઃકાલમાં તો આપ શ્રી નન્દાલયમાં આગમન કરશો એ નિશ્ચિત હોવાથી અત્ર રાત્રિએ આપનું વ્યર્થ વિચયન ન કરતાં અમે વ્રજમાં જ ગયાં હોત, પરન્તુ રાત્રિએ અત્ર જ આપનું અન્વેષણ કર્યા કરીએ છીએ તેથી અમારૂં ત્વયિધૃતાસુત્વ સિદ્ધ છે, આપ વ્રજમાં વિરાજમાન સતે ત્વદીયો આપને દિશામાં શોધે છે! એવું મહદ્ દૈન્ય પ્રાપ્ત થયું છે, તેથી એક વાર ત્વદીયોને દેખો એમ અમારી પ્રાર્થના છે, આ પ્રકારે એક શ્રીગોપીજને દર્શન પ્રાર્થ્યું અને તત્ર પણ 'દયિત' સમ્બોધનથી પ્રિયભર્તૃદર્શને જ સ્ત્રીઓનું જીવન યુક્ત છે એમ નિરૂપ્યું, યદ્યપિ ભગવાન્ શ્રીગોપીજનનાં દર્શન કરે તેથી શ્રીગોપીજનનો કોઇ પણ પુરુષાર્થ સિદ્ધ થાય નહિ તથાપિ તેમનું દૈન્ય દેખીને તેમને ભગવાન્ નિજ સ્વરૂપનું પણ પ્રકર્ષે દર્શન કરાવે એમ ભગવદ્દર્શનાર્થે જ તે દર્શનની પ્રાર્થના કરી, એમ સ્વદૈન્યે અનૌચિત્યાદિનિરૂપણે આ શ્રીગોપીજનનું રાજસત્વ નિરૂપ્યું. (૧)

તામસી તો વધાભાવ પ્રાર્થવાને અદૃશા પદ છોડીને અદર્શન તો વધસાધક છે એમ 'શરદુદાશયે' શ્લોકે કહે છે.

शरदुदाशये साधुजातसत्सरसिजोदरश्रीमुषा दृशा ।
सुरतनाथ ते शुल्कदासिका वरद निघ्नतो नेह किं वधः ॥२॥

શરત્કાલીન ઉદાશયમાં–પુષ્કરિણીમાં–સાધુ અર્થાત્ સમ્યક્ પ્રકારે થયેલા સરસિજની–કમલની–અન્તર્વર્તિની શ્રીને પણ મોષે એવી શરદુદાશયેસાધુજાતસત્સરસિજોદરશ્રીમુષ દૃષ્ટિએ હે વરદ જે નિહને તેને વધદોષ નથી શું ? અપિ તુ વધદોષ થાય જ છે, અત્ર વ્યાખ્યાનમાં વધપદ હનનાર્થક હોવાથી 'નિઘ્નતો વધો ન' એમ હનનરૂપ વધનું તો કથન સમ્ભવે નહિ, તેથી અર્થાન્તરે વધદોષ કહ્યો, કૃદન્તમાનમાં બાહુલકપક્ષમાં વણ્ ગ્રહીને 'વધાય છે જે પ્રયોજનને અર્થે તે વધ' એમ 'પચાદ્યચ્' અનુશાસને વધપદનો અર્થ વધફલ અર્થાત્ વધદોષ કર્યો, જે જે

शरदुदाशये सधुजातसत्सरसिजोदरश्री मुषा दृशा निघ्नतो नेह किं वधः ?

સાધને પરના પ્રાણ જાય તત્સમ્પાદનસાધક–જેણે સમ્પાદાય તે સમ્પાદન વા સાધન, તેવા સમ્પાદનના વા સાધનના સાધક–ઘાતક દોષભાક્ થાય છે, અર્થાત પ્રકૃતમાં ભગવાન્‌ની દૃષ્ટિ મારણસાધન હોવાથી તેવી મારણસાધન દૃષ્ટિના સાધક ભગવાન્ ઘાતકદોષભાક્ છે, આથી ભગવદ્દૃષ્ટિ સર્વઘાતુકા છે એમ નિરૂપણું કર્યું, અગ્રિમ વાક્યમાં ભગવદ્દૃષ્ટિ સર્વઘાતુકા છે એમ કથન કરવું છે તેથી પૂર્વે ભગવદ્દૃષ્ટિએ વધ કથીને અનન્તર અત્ર ભગવદ્દૃષ્ટિને સર્વઘાતુકા કથી, ભગવાન્ ઘાતક છે, અને તેથી ભગવદ્દૃષ્ટિ પણ તાદૃશી જ છે, અત્ર आयुर्मनासि च दृशा नह ओज आच्छेत् વાક્ય પ્રમાણ છે, જેમ તત્ર આયુર્મનઆદિનું ગ્રહણ કર્યું છે તેમ અમને પણ પ્રાયેણ આપ ક્રૂર દૃષ્ટિએ દેખો છો, અન્યથા પ્રાણબાધા કેમ થાય ? યદ્યપિ ભગવાન્ પુરુષોત્તમની દૃષ્ટિ આનન્દમય જ છે અને તેથી પરમાનન્દનું જ પ્રદાન કરે છે, ઘાત તો કાંઇ કરતી નથી, તથાપિ વિરહમાં સ્મર્યમાણ તે દૃષ્ટિ પણ પરમ ક્લેશને ઉત્પન્ન કરે છે, તેથી જેમ ભગવાન અનાનન્દમય જણાય છે તેમ ભગવદ્દૃષ્ટિ પણ ઘાતુકા છે એમ ભાસ થાય છે, અને તેથી ભગવાન્‌ના કાલાદિરૂપમાં જે દૃષ્ટિ સર્વથા ઘાતુક છે તે ઘાતુક દૃષ્ટિનું અત્ર આનન્દમય પણ સ્વરૂપમાં નિરૂપણ કર્યું, રૂપ તો આનન્દમય છે અર્થાત્ આપ અમને દેખો છો તથાપિ આપનું આનન્દમય સ્વરૂપ અમને દર્શાવતા નથી, આનન્દમયની દૃષ્ટિ પણ તાદૃશી જ હોય ત્યારે તો આનન્દમય જ જીવાડે, પરન્તુ તેમ થતું નથી, તેથી આપ અપ્રયોજકકર્તા થઈને આપની દૃષ્ટિને પ્રયોજ્યકર્ત્રી કરીને આપ આપની દૃષ્ટિએ અમારો કેવલ વધ જ કરો છો તેથી આનન્દમય પણ આપની પ્રયોજ્ય દૃષ્ટિ હનનદોષહેતુ છે.

કિંચ અમે વધાર્હ નથી, કારણ કે દાસિકા અર્થાત્ કુત્સિતા દાસી છીએ, સ્ત્રીઓનો વધ–અને તત્ર પણ પ્રયોજન વિના વધ–યુક્ત નથી પરન્તુ અનુચિત છે, કિંચ અમે શુલ્કદાસિકા છીએ અને આપ પણ સુરતનાથ છો, સુરતનાથ શુલ્કદાસિકાનો વધ કરે એ તો સર્વથા વિપરીત જ છે, આપનાં સમ્બોધનસર્વપુરુષાર્થસાધકત્વે યથાધિ-

सुरतनाथ ते शुल्कदासिका: ।

કાર નિયત છે, જેમ ધર્મમાર્ગમાં 'હે ધર્મપાલક હે બ્રહ્મણ્ય હે યજ્ઞેશ્વર' ઇત્યાદિ સમ્બોધને અને અર્થમાં 'હે લક્ષ્મીપતે હે સર્વસિદ્ધિદ' ઇત્યાદિ સમ્બોધને અને મોક્ષમાં 'હે મુકુન્દ હે યોગેશ્વર હે જ્ઞાનનિધે' ઇત્યાદિ સમ્બોધને ધર્માર્થમોક્ષાર્થીઓ આપને સમ્બોધે છે એમ તૃતીયપુરુષાર્થિની અમે પણ આપને 'સુરતનાથ' સમ્બોધને સમ્બોધીએ છીએ, સુરત-સમ્યગ્ ભોગ-જગતમાં ભક્તોમાં જેટલું છે તે સર્વ જ સુરતના આપ નાથ છો, જગતમાં આપની આજ્ઞા વિના તાદૃશ સુ-રત પ્રવર્તી જ શકતું નથી, તેથી આપ જ સુ-રતના નાથ છો, અત્ર આ અર્થ છે. 'રત' લૌકિકભોગશબ્દવાચ્ય છે અને તેવું રત તો સૃષ્ટિથી આરમ્ભીને જ પ્રવર્તે છે, તેથી તત્ર કાંઇ ભગવદાજ્ઞાની અપેક્ષા જ નથી, કારણ કે તાદૃશ રતનું તો યોગક્ષેમ સૃષ્ટિસમાનકાલીન જ છે, એમ સતે સુ-સુષ્ઠુ અલૌકિક શોભનરૂપ-રત સમ્ભોગશબ્દે વા સમ્યગ્ભોગશબ્દે વાચ્ય છે, અને તેવું સુ સુષ્ઠુ અલૌકિક શોભનરૂપ સમ્ભોગશબ્દવાચ્ય રત તો અમારામાં જ આપની આજ્ઞાએ અર્થાત ઇચ્છાએ પ્રવર્તે છે, લૌકિક જગત્ તો ગમન જ કરે છે, નષ્ટ થાય છે જ, તે કાંઇ સ્થિર નથી, તેથી તત્ર તો અલૌકિક સ્વરૂપાનન્દરૂપ સુરત પ્રકટ થવું ઉચિત પણ નથી જ, કારણ કે એવા અલૌકિક રતના તો આપ જ પ્રવર્તક રક્ષક નાથ છો, એમ સતે પણ જો તે સુરત-રસ-આપને જ વિષે નિરુદ્ધ રહી જાય ત્યારે તો અલૌકિક પણ ભક્ત શૂન્યહૃદય થઇ જાય એમ આપની ઇચ્છા જાણીને બ્રહ્માએ આપને પ્રાર્થીને તાદૃશી અમને પ્રકટ કર્યાં કે જેથી રસપ્રવૃત્તિમાં પ્રતિબન્ધની નિવૃત્તિ થઇ જાય, અને તેથી અગ્રે 'વિખનાઅર્થિત' એમ કથાશે, કામે અમને પ્રકટ કર્યાં એ પક્ષમાં પણ પ્રકટકર્તા કામ પણ ભગવદીય જ છે, મન પૂર્વરૂપ અને વાણી ઉત્તરરૂપ છે, તેથી 'मनश्चकै' શ્લોકમાં પૂર્વરૂપ મનની ઉત્પત્તિ કથીને 'जगौ कलं वामदृशां मनोहरं' 'ता दृष्ट्वान्ता' ઇત્યાદિક સ્વપ્રિયાઓમાં અલૌકિકભાવપ્રવર્તક ઉત્તરરૂપ પેશલવાગ્રૂપ પણ પ્રકટ કર્યું એ આશયે અત્ર 'આજ્ઞા'પદ કથ્યું, 'नैवं विमोढुंति' ઇત્યાદિ વાક્ પણ ભગવદ્ભાવાત્મક છે, અને તે ભગવદ્ભાવાત્મક વાક્ પણ આજ્ઞારૂપ જ છે એમ અત્ર 'આજ્ઞા'પદનું સ્વારસ્ય છે, તે જ વચનોએ પ્રતિબન્ધની પણ નિવૃત્તિ થઇ ગઇ, તેથી નાથત્વે સુરતના પ્રવર્તક આપ જ છો એમ નિર્ધારીને બ્રહ્માએ વા કામે લોકમાં સુરતપ્રવૃત્ત્યર્થ શુલ્કરૂપ દાસિકાત્વે અમારું દાન આપને-સુરતનાથને-કર્યું. પ્રતિબન્ધ નિવૃત્ત થયે નાથ સુરત પ્રવર્તાવે જ છે, તેથી બ્રહ્માએ અથવા કામે-ભગવત્સ્થિત રિરંસારૂપ ભાવે-ભગવદીય લોકમાં "તદ્દ્વારા પુરુષે ભવેત્" [1]ન્યાયે સુરતપ્રવૃત્ત્યર્થ શુલ્કરૂપ દાસિકાત્વે અમને પ્રકટ કર્યાં, તત્ર પણ બ્રહ્માએ તો કેવલ પ્રકટ જ કર્યાં પરન્તુ કામે તો આકારીને ભગવાનને અમારું સમર્પણ પણ કરી દીધું, શુલ્કપદનો અર્થ માર્ગનિર્વાહક દ્રવ્ય થાય છે, અત્ર આ ભાવ છે, 'ब्रह्मादयो बहुतिथं यदपाङ्गमोक्षकामा:' શ્લોકમાં કથ્યું છે કે કામ-ભગવદ્ભાવ અને બ્રહ્માદિ દેવો તે ભગવદ્ભાવને સાક્ષાત પ્રાપ્ત ન કરી શક્યા ત્યારે લક્ષ્મીના ભાવોદ્ગારી અપાંગ નિરન્તર પ્રિયસંગતત્વે ભગવદ્ભાવાત્મકતાને પ્રાપ્ત થઇ ગયા છે તેથી લક્ષ્મીસમ્બન્ધ સતે તેના અનુભાવે લક્ષ્મીદ્વારા કદાચિત ન ભાવ આપણને પણ પ્રાપ્ત થઇ જાય એવી આશાએ ભગવદ્ભાવરૂપ કામ અને બ્રહ્માદિ દેવો તપ કરે છે, અને

---

૧. પેશ્રા પ્રકર્ષ્દ આ ન્યાય વિચારશો

પ્રકૃતમાં તો સ્વયં પ્રભુ પ્રકટ જ છે તેથી તન્માર્ગપ્રકટનાર્થં દ્વારભૂત અમારું જ પ્રાકટ્ય બ્રહ્માએ કર્યું, અત્ર 'સુરત'શબ્દે સુષ્ઠુ અર્થાત્ ભગવાનૂની સાથે છે રત–રમણ–જેણે એવો 'સુરતાત્મક ભગવદ્ભાવ' જ કથાય છે, પ્રાકૃત સમ્ભોગ તો સર્વથા નહિ જ, કારણ કે અન્યથા લૌકિક સમ્ભોગ તો આપામર–પામરગોપાલપર્યન્ત–પણ અનુવર્તમાન જ છે, તેથી 'આપની આજ્ઞા વિના જગત્માં સુરત પ્રવર્તે નહિ' એમ નાથત્વનું જે વિવરણ કર્યું તે અનુપપન્ન થઈ જાય, આ માર્ગના પ્રાકટ્યે બ્રહ્માજીનો કોઇ પણ ભાવ સિદ્ધ ન થયો તેથી તે પક્ષમાં અરુચિએ ભગવદીયભાવરૂપ કામે અમારું પ્રાકટ્ય કર્યું એમ પક્ષાન્તર પણ કહ્યું, શ્રીસ્વામિનીઓનું દર્શન થાય ત્યારે ભગવાનનો પણ ભાવ ઉદ્દિક્ત થઈને કામ કાર્ય કરે તેથી કામે જ સ્વાર્થસિદ્ધચર્થં અમારું પ્રાકટ્ય કર્યું, પ્રતિબન્ધમાત્રનિવર્તક સુરત જો આપને જ વિષે નિરુદ્ધ રહી જાય ત્યારે તો ભગવદીય લોકમાં પણ રસ પ્રકટ થાય નહિ, તેમ ન થાય તેથી અસ્મદ્દ્વારા આપથી તે સુરત લોકમાં પ્રસૃત થાય એ કાર્યે અમે આવ્યાં, તે કાર્ય તો દૂર જ રહ્યું, અને આપ તો પ્રત્યુત અમને દ્દષ્ટિએ મારો છો ! એમ સતે તો સર્વ જ કામશાસ્ત્ર વ્યર્થ થઈ જશે, કારણ કે કામશાસ્ત્રનું સફલત્વ ભગવલ્લીલાપ્રતિપાદકત્વે જ છે એમ અગ્રે કથાશે, અને તેથી આપ અમારી સાથે રમણદ્વારા ભગવલ્લીલાનું પ્રાકટ્ય ન કરો ત્યારે તો લૌકિકપ્રતિપાદકત્વે તે શાસ્ત્રનુ વૈયર્થ્ય જ પ્રાપ્ત થશે અને તૃતીય પુરુષાર્થ પણ રહેશે નહિ, અર્થાત્ કામશાસ્ત્રપ્રતિપાદ્ય કામરૂપપુરુષાર્થ લૌકિકપરત્વે તો પાતહેતુ છે, તેવો કામ કાંઇ પુરુષાર્થ નથી, તેથી અલૌકિક ભગવલ્લીલારૂપ તૃતીય પુમર્થ જ ન રહેતાં ધર્મ અર્થ અને મોક્ષ એ પુરુષાર્થત્રયી જ રહે, પરન્તુ એમ અનુચિત અને વિપરીત ન થાય, કામરૂપ પુમર્થનો ઉચ્છેદ જ ન થાય, તેથી સર્વથા જે અલૌકિક કામાર્થે અમારું પ્રેષણ અત્ર થયુ છે તે સુરત આપે નાથત્વે કર્તવ્ય છે, અથવા તે સુરત યદાકદાચિત કર્તવ્ય હોય તથાપિ રૂપપ્રાકટ્યે હમણાં આપે અમને જીવાડવાં એ જ યોગ્ય છે.

સર્ગાન્તર. 'શ્રીમુષા'પદે દ્દષ્ટિનુ મારકત્વ ઉપપાદે છે કે જે ચોર હોય છે તે ઘાતક પણ હોય છે, અને જેમ જેમ ચૌરનૈપુણ્ય હોય છે તેમ તેમ ઘાતકત્વ પણ હોય છે, ઉદરશ્રીમુષા પદે તદર્થ કહે છે કે તત્ર પણ જે દુર્ગમાં જન્મ્યા હોય છે તેઓ અતિનિપુણ હોય છે, અને તત્ર પણ જે દુર્ગમાં જ સ્થિતિ કરે છે તેઓ અતિનિપુણ હોય છે, તત્ર પણ જે સાધુજાત–ઉત્તમ કુલમાં જન્મેલા–પ્રભુ હોય છે તેઓ તો અતિનિપુણ હોય છે, તત્ર પણ ચૌર્યકાલ પ્રકાશવાન્ શીતાદ્યુપદ્રવરહિત છે, અત્રપર્યન્ત ચૌર્યવિષય સરસિજનું સ્વરૂપ કહ્યુ, આ કાંઇ તેનો યૌગિક અર્થ નથી, દુર્ગજાત, તત્ર પણ જલદુર્ગજ, તત્રાપિ જલદુર્ગસ્થાયી, તત્રાપિ સાધુજાત સમર્થ પ્રભુ અત્યન્તનિપુણ હોય છે, એમ અશક્યચૌર્ય પુરુષ પાસેથી પણ અને તત્ર પણ પ્રકાશવાન શીતાદ્યુપદ્રવરહિત કાલમાં એમ દેશ કાલ અને સ્વરૂપાદિ સર્વ પ્રકારે જે પુરુષની પાસેથી ચૌર્ય જ અશક્ય છે તેવા અત્યન્ત નિપુણની પણ પાસેથી તદીય ઉદરશ્રીના–સર્વસ્વના–નેતા પરમનિપુણ તસ્કર હોવાથી સાધારણ ગોપિકાદિના અન્તઃસ્થિત પ્રાણને હરિ લઈ જાય એમાં શું આશ્ચર્ય ?

અપકીર્તિ ન થાય તેથી બલિષ્ઠ પુરુષ ચૌર્ય કરે છે, બલિષ્ઠ રાજાદિ સ્વાપેક્ષિત પરકીય વસ્તુ મૂલ્યે પ્રાપ્ત કરી શકે નહિ ત્યારે ચૌર્યે ગ્રહણ કરે છે પરન્તુ બલાત્કારે લુંટતાં નથી, કારણ કે તેમ જો કરે ત્યારે તો રાજાદિ બલિષ્ઠની અપકીર્તિ થાય, તેથી અપકીર્તિ ન થાય એ પ્રકારે ચૌર્યે જ ગ્રહણ કરે છે, બલાત્કારે મારીને બલિષ્ઠ હરણ કરે ત્યારે તો તે બલિષ્ઠની અપકીર્તિ થાય તેથી તેવી અપકીર્તિ ન થાય એ અર્થે તે બલિષ્ઠ ચૌર્ય કરે છે, પરન્તુ અત્ર તો તેમ થશે નહિ, આપનું તે અપકીર્ત્યભાવરૂપ વિચારિત થશે નહિ પ્રત્યુત અપકીર્તિ જ થશે, અથવા કેવલ અપયશ જ થશે નહિ પરન્તુ વધદોષ પણ થશે જ એમ 'किं वधो न' ઇત્યાદિએ કહ્યું, અથવા-'અદશા' એમ પદ છેદીને અર્થ કરવો, અદશા-અદર્શને-અર્થાત્ આપનાં દર્શન અમને નહિ આપીને આપ જે નિઘાત કરો છો તે શું વધ-વધદોષ-નથી? આપનું દર્શન જ જીવન-સમ્પાદક છે, અને તેથી અદર્શન તો વધસાધક છે, અર્થાત્ 'કારણાભાવે કાર્યાભાવ' ન્યાયે દર્શનરૂપ કારણના અભાવે જીવનરૂપ કાર્યનો અભાવ સિદ્ધ કરીને અદર્શન વધસાધક છે એમ સિદ્ધ કર્યું, જે સુરતને અર્થે અમે આવ્યાં તે સુરત તો દૂર જ રહ્યું અને અન્તરા મરણ ઉપસ્થિત થયું ! તેમ સતે સુરત તો અપ્રકટિત જ રહ્યું અને તેથી આપનું 'સુરતનાથત્વ' પણ પ્રકટ થયું નહિ, કારણ કે અશ્વનિર્માણરૂપસામર્થ્યમાત્રે યોગી કાંઇ અશ્વપતિ કથાતો નથી, પરન્તુ જ્યારે તે સામર્થ્યને ઉપયોજીને અશ્વને પ્રકટ કરે છે ત્યારે જ તે અશ્વનિર્માણસમર્થ યોગી અશ્વપતિ કથાય છે કિંચ આપના અદર્શને લક્ષ્મી પણ સ્થિતિ કરી શકે નહિ ત્યારે આપના અદર્શને અસ્મદ્વધ થાય તેમાં તો આશ્ચર્ય જ શું એમ 'શ્રીમુષા' પદે અદર્શનનું વધસાધકત્વ કૈમુત્ય-ન્યાયે કહે છે કે ઉદરસ્થિતા શ્રીનું જો બહિરાનયન થાય તો તે જ ક્ષણે આમગર્ભવત્ અપુષ્ટ હોવાથી તે મરી જાય છે. આ પક્ષમાં મુષ્'નો અર્થ પ્રાણહરણ થાય છે, અર્થાત્ ભગવદ્દર્શને જ શ્રીનો પોષ અને અન્યથા-અદર્શને-તો અપુષ્ટનો મોષ વા પ્રાણહરણ જ થાય છે, યદ્યપિ તે લક્ષ્મીના જીવનની સામગ્રીરૂપ કાલ દ્રવ્ય દેશ વસ્તુ બાહુ જ છે, તથાપિ આપના અદર્શનમાત્રે જેમ લક્ષ્મી જીવતી નથી પરન્તુ મરે છે ત્યારે નિઃસાધનં અમે પણ મરીએ એમાં તો આશ્ચર્ય જ શું ?

કિંચ આપ સર્વને તો વરનું પ્રદાન કરો છો અને અમને તો મારો છો એ મહત્ આશ્ચર્ય છે, વરદ વરદાતા તો પ્રત્યક્ષ થાય છે, કાંઇ નિલીન થઇ જતા નથી, અથવા અમે આપની અમૂલ્ય દાસિકા અર્થાત્ ધર્મદાસિકા છીએ તેથી હન્તવ્ય નથી, આ પક્ષમાં 'અશુલ્કદાસિકાઃ' એમ પદચ્છેદ કરવો, આ પ્રકારે અનેકવિધકૈર્યભાવનાએ કેટલાંક શ્રીગોપીજન ભગવાનને ઉપાલભે છે. (૨)

विषजलाप्ययाद् व्यालराक्षसाद् वर्षमारुताद् वैद्युतानलाद् ।
वृषमयात्मजाद् विश्वतोभयादृषभ ते वयं रक्षिता मुहुः ॥३॥

વિષજલ-કાલીયહ્રદજલ-પીને સર્વજ બાલક અને ગાય મરી ગઇ હતી તે સર્વને આપે પુનઃ જીવાડ્યાં, વ્યાલ અર્થાત્ કાલીયસુદર્શનાદિસર્પોથી, અત્ર આદિપદે કાલીયના પરિકરભૂત સર્પોનું પણ ગ્રહણ કરવું, કારણ કે કાલીયનિઃસારણે તેઓનું પણ નિઃસારણ

"सकलत्रसुहृत्पुत्रो द्वीपमन्यं जगाम ह" વાક્યમાં કહ્યું છે. તૃણાવર્તાદિ રાક્ષસોથી, વ્યાલનો અને રાક્ષસનો એકવદ્ભાવ છે, તેમનાથી પણ આપે અમારું રક્ષણ કર્યું, ઇન્દ્રકૃત વર્ષમારુતથી પણ આપે અમારું રક્ષણ કર્યું, તત્ર જ વૈદ્યુતથી અને અનલરૂપ દાવાગ્નિથી રક્ષણ કર્યું, અત્ર પણ પૂર્વવત જ એકવદ્ભાવ છે, જે આ મયાત્મજ પૂર્વ વ્યોમાસુર તેનાથી પણ આપે અમારું રક્ષણ કર્યું. શ્રીગોપીજન સર્વજ્ઞ છે તેથી તેમને આ તો ભૂત અને આ તો ભવિષ્ય એમ કાલિક પદાર્થજ્ઞાનનો નિર્બન્ધ નથી, કિમ્બહુના? વિશ્વતઃ જ ભયથી આપે અમારું રક્ષણ કર્યું, ઋષભપદે પાલનમાં હેતુ કહે છે કે ભર્તા તો પાલન જ કરે છે, તેથી આપ સર્વદા પાલક હોવાથી ઇદાની પણ ભર્તૃત્વે અમારું પાલન કરો, તે મારકો તો કેવલ બાહ્ય હતા અને ઇદાનીંતન મારક તો આન્તર છે તેથી અમે સર્વથા આપે પાલનીય છીએ, ઋષભ અન્તર્બહિઃપાલક છે, "स वै पतिः" શ્લોકમાં તેવા અન્તર્બહિઃપાલક ઋષભનું—પતિનું—યથાર્થ સ્વરૂપનિરૂપણ કર્યું હોવાથી આપમાં તાદૃશ સામર્થ્ય હોવાથી અને આન્તર મારક પણ ખલિષ્ઠ હોવાથી અમે સર્વથા આપનાં પાલનીય છીએ. (૩)

न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक् ।
विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान् सात्वतां कुले ॥४॥

**न खलु गोपिकानन्दनो भवान्।** જો ભગવાન્ નન્દસૂનુ હોય ત્યારે તો સર્વ ઉપાલમ્ભ યુક્ત છે, પરન્તુ ભગવાનનું તો નન્દસૂનુત્વ જ નથી, તેથી સર્વ જ ઉપાલમ્ભન અયુક્ત જ છે, યશોદાનન્દનત્વનું નિરાકરણ તો 'जयति जननिवासो देवकीजन्मवाद' શ્લોકોક્ત દેવકીનન્દનત્વનિરાકરણવત્ લૌકિકભાવમાત્રકૃત પુત્રતાપરત્વે છે, તેથી 'न माता न पिता तस्य' ઇત્યાદિ પણ સુસંગત જ છે, અને તેથી યદ્યપિ કર્માધીનત્વે પુરુષોત્તમનું જન્મ નથી તથાપિ પુત્રભાવે પ્રાદુર્ભાવથી તો નન્દયશોદાનન્દનત્વ છે જ એમ પૂર્વ સિદ્ધ કર્યું છે, અથવા વ્રજસુન્દરી તો શૃંગારરસભાવવતી છે, તેથી કટાક્ષોક્તિએ જ યશોદાનન્દનત્વનું નિરાકરણ કર્યું એમ જાણવું, યદ્વા નન્દગૃહમાં ભગવાનનો પ્રાદુર્ભાવ તો પૂર્વે સિદ્ધ થઈ જ ગયો છે અને અત્ર તો નન્દસૂનુત્વના અભાવનું કથન છે, તેથી આ પ્રકારે તાત્પર્ય જાણવું, જેમ મથુરામાં શ્રીવસુદેવમાંથી શ્રીદેવકીજીને વિષે પ્રવેશ કરીને પ્રાદુર્ભાવ છે તેમ અત્ર શ્રીનન્દરાયજીમાંથી શ્રીયશોદાજીમાં આગમન નથી, પરન્તુ ગર્ભમાં તો માયાની જ સ્થિતિ હતી અને ભગવાન્ તો તાવત્પર્યન્ત ભક્તહૃદયમાં જ વિરાજમાન હતા. તે તદનન્તર પ્રાકટ્યસમયે માયાએ આવૃત સતા પ્રાદુર્ભૂત થયા, તતઃ ભગવાને લીલાર્થે ઉભયત્ર પુત્રત્વબુદ્ધિ સ્થાપી તેથી વ્યસ્તતાએ યદ્યપિ તત્તત્સૂનુત્વ છે જ, તથાપિ અન્યવત્ શ્રીનન્દરાયજીમાંથી શ્રીયશોદાજીમાં આગમન ન હોવાથી નન્દસૂનુત્વે વિશિષ્ટ યશોદાસૂનુત્વ નથી, અને તેથી મૂલસ્થ 'ગોપિકાનન્દન' પદનો અર્થ 'નન્દસૂનુત્વવિશિષ્ટ ગોપિકાનન્દન' કરવો અર્થાત્ નન્દસૂનુ સતે ગોપિકાનન્દન નથી પરન્તુ વ્યસ્તતાએ તત્તત્સૂનુત્વ છે જ અને તેથી આ શ્લોકના આભાસમાં ઉક્ત મહાનુભાવત્વ સમર્થ્યું; લોકમાં પિતૃત્વવિશિષ્ટ માતૃપુત્રત્વ દૃષ્ટ છે તેથી અત્ર પણ તાદૃશ પુત્રત્વ પ્રાપ્ત થાય, અને તેથી 'न खलु' પદે તાદૃશ જ

પુત્રત્વનો નિષેધ કર્યો, અર્થાત યદ્યપિ લોકન્યાયે પિતૃત્વવિશિષ્ટ માતૃપુત્રત્વ ભગવાનૂમાં જણાય છે તથાપિ પિતૃત્વવિશિષ્ટગોપિકાનન્દન ભગવાન્ નથી, આથી 'નન્દસૂનુત્વે' પદનો અર્થ 'નન્દસૂનુત્વવિશિષ્ટ યશોદાસૂનુત્વે' નિષ્પન્ન થયો, 'ખલુ' પદ નિશ્ચયવાચક છે, અત્ર કાંઈ પણ અનિશ્ચયજેવું નથી, ભગવાન્ ગોપિકાનન્દન–શ્રીયશોદાપુત્ર–જ નથી, એ પ્રકારનું યશોદાનન્દનત્વ તો તિરોહિતવત્ થઈ ગયું છે, જો લોકરીત્યા તાદશ સમ્બન્ધ હોય ત્યારે તો જેમ શ્રીયશોદાજીએ સ્વાધીન કર્યા અથવા જાણ્યા તેમ આપણા પણ સ્વાધીન થાય અથવા જણાય, શ્રીયશોદાજીને સ્વાધીન થયા એ તો ભક્તવશ્યતાબોધનાર્થ જ થયા, કારણ કે ગોકુલસ્વામીના પુત્ર છે અને તુલ્યતામાં જ વિદ્યાયોનિસમ્બન્ધ યોગ્ય છે, પરન્તુ 'એવો તે કયો નિયમ હશે કે ગોકુલસ્વામિપુત્ર ન હોય તો ભગવાન્ અધીન ન થાય? કારણકે ગોકુલસ્વામિપુત્રત્વના અભાવમાં પણ સ્નેહવશાત અધીન થઈ ગયા એમ જણાય છે' એ પ્રકારની આશંકાના પરિહારાર્થે 'તુલ્યતામાં' ઇત્યાદિ કથન કર્યું, અને તેથી તુલ્યતામાં જ વિદ્યાયોનિસમ્બન્ધ વશીકરણહેતુ છે, અર્થાત્ 'યયોरात्मसमं' શ્લોકમાં યત્ર યત્ર તુલ્યતા તત્ર તત્ર જ વશીકરણહેતુતાએ વિદ્યાયોનિ-સમ્બન્ધ ભગવાને સિદ્ધ કર્યો છે, અને લોકમાં પણ તેમ જ દેખાય છે, અર્થાત્ યત્ર વિદ્યાયોનિતુલ્યતા તત્ર જ વશીકરણ, અને ઇદાનીં તે વશીકરણ જ નથી, તેથી જણાય છે કે તુલ્યતાએ વશીકરણકારણ જે વિદ્યાયોનિસમ્બન્ધ તે તો અત્ર નિયત તિરોહિતવત્ જ છે, આ વાક્યમાં મૂલસ્થ 'ભવાન્' પદ ઉદ્દેશ્યસમર્પક છે, તથાપિ भातीति भवान् એમ યૌગિક અર્થથી તે પદ ભાનરૂપ–પ્રકાશક–વિધેયનું પણ સમર્પણ કરે છે એમ જાણવું, કારણ કે અગ્રે 'वैकुण्ठाधिपतिः पुरुषोत्तमः' એમ 'ભવાન્' પદના અર્થનું વિવરણ કર્યું છે, તેમ સતે આપણે તો કેવલ ગોપિકા જ અને ગોપિકાનન્દન તો ભવાન્ અર્થાત પ્રકાશમય વૈકુણ્ઠાધિપતિ પુરુષોત્તમ, તેથી તુલ્ય વિદ્યાયોનિસમ્બન્ધના જ અભાવથી ઉપાલમ્ભ જ યુક્ત નથી.

એટલી ઉક્તિ થતાં ભગવાનૂમાં સેવકદુઃખાનવધાતૃત્વનો આરોપ પર્યવસે, તેથી તે આરોપના પણ અભાવાર્થે 'પૂર્વે યશોદાધીનત્વસમ્પાદને ગોકુલ-સ્વામિપુત્રત્વમાં તો સન્દેહ જ નથી અને ઇદાનીં આપણને અધીન નથી, તેથી અસ્મન્નિષ્ઠ તાદશ વિદ્યાદિનો અભાવ જ વિચારો અને ભગવાનૂને ઉપાલભો મા' એ આશયે વાક્યાન્તર આ નિર્ગુણ

अखिलदेहिना-
मन्तरात्मदृक् ।

શ્રીગોપીજન વદે છે એ સ્વારસ્યે 'કિંચ' ઇત્યાદિએ કહે છે કે કિંચ આપ કેવલ પ્રકાશ-મય વૈકુણ્ઠાધિપતિ પુરુષોત્તમ જ નથી, પરન્તુ અખિલ દેહીઓના પણ–અને તેથી અસ્મદાદિ સર્વના પણ–અન્તરાત્માને અર્થાત્ અન્તઃકરણને દેખે છે, જે આપણા હૃદયમાં તાદશ તાપ દેખે ત્યારે તો પ્રસન્ન જ થાય, તેથી અખિલ દેહીઓના અન્તરાત્મદર્શક પ્રતિ આપણું કાંઈ પણ વક્તવ્ય જ નથી, ભગવાન્ અનુપાલભ્ય છે, તેથી જ ભગવાનૂમાં વિશેષાકારે દોષાભાવને આ ગુણાતીત શ્રીગોપીજન 'आगतः' ઇત્યાદિએ સ્થાપે છે કે આપે અત્ર આગમન કર્યું છે તે તો અસ્મદાદિના પરિપાલનાર્થ જ કર્યું છે, અને તેથી અસ્મદાદિના પરિપાલનાર્થ જ આગત ભગવાન્ જે ક્ષણે જાણે કે શ્રીગોપીજનનો નાથ થઈ જ જશે તો તે જ ક્ષણે તે આપનું પરિપાલન કરશે જ.

**विखनसार्थिता विश्वगुप्तये ।**

અને રક્ષણાર્થે પણ તે પ્રાર્થિત જ હતા, તેથીજ અત્ર આગમન પણ કર્યું, સ્વેચ્છાએ જ કોઇ આગમન કર્યું નથી એમ "વિખનસાર્થિતઃ" પદે કહે છે, વિશેષે ખને તે 'વિખના', અર્થાત બ્રહ્મા સર્વથા વેદાર્થવિચારક છે, અને તેથી જ બ્રહ્માએ કૃત ભગવદ્ભજનપ્રતિપાદક 'વૈખાનસ' મત પણ વિદ્યમાન છે, અને તે જ માર્ગે ભગવાન્ પૂજાનું ગ્રહણ કરે છે, તેથી વેંકટાદ્રિમાં તે જ પ્રકારે પૂજા થાય છે, આથી સર્વની પણ પૂજાને ગ્રહવાને બ્રહ્માએ ભગવાનની પ્રાર્થના કરી, 'વિશ્વગુપ્તયે' પદે વિશ્વની રક્ષા જ બ્રહ્માની તાદૃશ પ્રાર્થનામાં મુખ્ય પ્રયોજન છે એમ સૂચિત કર્યું.

**सख उदेयिवान् सात्वतां कुले ।**

આ પ્રકારે અન્તરાત્મા હોવાથી આપ સર્વ જ જીવના સખા છો, અને તેવા સર્વ જ જીવના સખા આપ લોકમાં સખ્ય પ્રકટ કરવાને સાત્વતોના અર્થાત યાદવોના વા વૈષ્ણવોના કુલમાં ઉદિત–પ્રાદુર્ભૂત–થયા છે, તેથી એતદર્થ–સખ્યપ્રકટનાર્થ–જ ભગવાનનો અત્ર પ્રાદુર્ભાવ થયો છે. 'સખા'પદનું તાત્પર્યાન્તર પણ છે, 'આપ પૂર્વે–આવિર્ભાવથી પૂર્વ–પણ સખા જ હતા, 'सुपर्णावेतौ सयुजौ सखायौ' શ્રુતિમાં અન્તરાત્મા તો જીવના સખા છે એમ પ્રસિદ્ધ જ છે, તેથી આપ યથેચ્છ જ પ્રેરે છે, અર્થાત સ્વરમણેચ્છાનુરૂપ જ આપ આપણને પ્રેરે છે અને તેથી જ આપણે તો નાયિકાભાવ જ નિત્ય સાર્વદિક છે, એવા શ્રુતિસિદ્ધ સખાનું આગમન સ્વસમર્પણાર્થે જ હોય છે, તેથી આપે તે જ કરવુ ઉચિત છે એ આશયે 'આગતસ્ય' ઇત્યાદિએ કહે છે કે આગતને તો વિશેષ પણ વક્તવ્ય છે, અને તે વિશેષ આત્મનિવેદનરૂપ છે, અર્થાત આત્મા જે ભગવત્સ્વરૂપાનન્દ તેનું નિવેદન નામ ભક્તોને અનુભાવન તદ્રૂપ તે વિશેષ છે, તેથી સ્વરૂપાનન્દનું નિવેદન કરીને ભક્તોને અનુભાવન કરાવો એ જ વિશેષ આગત પ્રભુ પ્રતિ તો વક્તવ્ય છે, તેથી અમે શું વિજ્ઞાપના કરીએ? આપે જ યથોચિત જ કરી લેવુ. (૪)

## 'न खलु गोपिकानन्दनः' श्लोकमां 'भगवतो नन्दसूनुत्वे' इत्यादिविषयक

## स्वतन्त्र.

તત્ર આ આશય છે, અત્ર પદ્યમાં ગુણાતીતભાવા સ્વામિનીઓનું કથન છે, અને તે ગુણાતીતભાવ 'મન્નિષ્ઠં નિર્ગુણં સ્મૃતમ્' વાક્યથી કેવલભગવત્સ્વરૂપ જ કહાય છે, તે ગુણાતીત ભાવ સતે તો વસ્તુતઃ યાદૃશ ભગવત્સ્વરૂપ છે, તાદૃશ જ ભાવવિષયત્વે ભાસે છે, નહિ કે નિજભાવાધીન જેવો આવિર્ભાવ છે તેવું તે પ્રકારે તે જ અવસરે આવિર્ભૂત સ્વરૂપ ભાસે છે, અને તેથી 'ગોપિકાનન્દનઃ' એમ નિષેધાર્થે અનુવાદમાં પણ સ્વામિનીતાત્પર્યવિષયતાએ તે પદે 'નન્દસૂનુ' જ વાચ્ય છે, કારણ કે ભગવાનમાં સ્વતઃ ગોપિકાનન્દન ભાવથી લીલાર્થ આવિર્ભાવાવસરે શ્રીનન્દમાં જ પુત્રત્વબુદ્ધિ ઉત્પાદિત કરી હતી, અને તેથી જ તથા બુદ્ધિએ 'स्वपुत्रस्योदयाय न' વાક્યથી જન્મોત્સવ પણ થયો, આથી જ 'नन्दस्त्वात्मज उत्पन्ने' એમ ભગવત્કૃત્યનુવાદક શુકવાક્ય પણ, સ્વજ્ઞાનાનુસારે અનુવાદ થતાં શુકનું ભગવલ્લીલાવક્તૃત્વ ન થાય, કારણ કે સ્વજ્ઞાનાનુસારે અનુવાદ થતાં તો ભગવત્કૃતલીલોપયોગિપુત્રત્વબુદ્ધિનો

અનુવાદ ન થાય, પરન્તુ પ્રભુમાં યશોદાપુત્રત્વ તો સ્વામિનીભાવવિષયત્વે છે, કારણ કે "गोप्यश्चाकर्ण्य मुदिता यशोदायाः सुतोद्भवम्" વાક્યે શ્રીસ્વામિનીના તથાવિધ ભગવદ્ભાવનું નિરૂપણ છે, વસુ દ્રોણને દત્ત આત્મભૂવરદાનના સાર્થક્યાર્થે અને અલૌકિકરીતિએ જ અવતારની સમ્પાદ્યિજ્ઞાપનાર્થે નન્દસૂનુત્વ તો ભગવાને સ્વયમ્ જ પ્રકટ કર્યું છે, અન્યથા માતૃચરણમાંથી પુત્રત્વે જન્મ થતાં લૌકિકી જ રીતિ થઈ જાય, તેથી જ "नन्दस्त्वात्मज उत्पन्ने" ગ્રન્થસન્દર્ભમાં 'પિતાનો પુત્ર, તેથી શ્રીનન્દે જાતકર્મ કરાવ્યું' એમ શ્રીમદાચાર્યચરણે આજ્ઞા કરી, અલૌકિક હોવાથી ભગવાન્ પુરુષોત્તમમાં લૌકિક રીતિએ તો જન્મ સમ્ભવતું જ નથી, કારણ કે તાદૃશ અલૌકિકમાં તો પ્રાકટ્ય જ જન્મશબ્દવાચ્ય છે, તેથી જ 'नित्यापरिच्छिन्नतनौ प्राकट्यं चेति सा त्रिधा' એમ કારિકા કહી, આથી માયાવિષ્ટિત જ ભગવત્સ્વરૂપની શ્રીયશોદાજીમાં સ્થિતિ, અને તેથી માયાનું જ માયાવિષ્ટિત શ્રીયશોદાજીમાંથી સાક્ષાત્ જન્મ, ભગવાન્ તો આવૃત જ થઈ ગયા, અને માયાગમનપર્યન્ત આવૃત જ રહ્યા, તેથી જનનસમયે શ્રીયશોદાજીને સુતત્વબુદ્ધિ ન થઇ, અનાવૃત પ્રાકટ્ય તો પશ્ચાત્ આવરકમાયાના ગમનોત્તર થયું, તેથી પુત્રત્વ શ્રીનન્દના ભાવવિષયત્વે જ, અન્યથા જેમ શ્રીનન્દની આત્મજબુદ્ધિ કથી તેમ શ્રીમાતૃચરણની પણ આત્મજબુદ્ધિ કથાત, તત્ર માતૃચરણમાં તો 'जातं परमबुध्यत' વાક્યથી કેવલ સામાન્યતઃ જ જનનજ્ઞાન થયું, ભગવદ્વિષયક જનનજ્ઞાન ન થયું, અન્યથા સાક્ષાદ્ ભગવાન્ આવિર્ભૂત સતે અને ભગવદ્ભાવ પણ સતે નિદ્રારૂપ કેમ ઘટે ? શ્રીદેવકીજીમાં તો પ્રદ્યુમ્નાંશે પણ પુત્રત્વ છે, પરન્તુ માયાવરણથી શ્રીયશોદાજીમાં તો તેમ પણ નથી, કારણ કે અત્ર તો વ્યૂહોનું પ્રાકટ્ય જ નથી, તેમ જ અંશકાર્ય વંશસમ્બન્ધ પણ અત્ર ચિકીર્ષિત નથી, અને આથી જ વિવૃતિમાં 'પુરુષોત્તમ તો નન્દગૃહમાં જ માયાએ સહ પ્રકટ થયા' એમ જ પ્રભુએ આજ્ઞા કરી, જનન માયાપર્યવસાયિજ છે એમ જણાવવાને જ માયાના સદ્ભાવનું કથન કર્યું, તેથી જ 'निरीक्षमाणेजननी ह्यतिष्ठताम्' શ્લોકમાં નઞના પ્રશ્લેષે વ્યાખ્યાન કર્યું, અને 'नन्दः स्वपुत्रमादाय' શ્લોકથી શ્રીનન્દમાં તો ભગવાન્માંથી જ તાદૃશ ભાવનો ઉદય કહ્યો, તત્ર પણ 'સ્વ'પદે સ્વસમ્બન્ધમાં જ ભાવ–તાત્પર્ય–છે, તેથી યશોદાસમ્બન્ધ નથી એમ નિરૂપણ થયું, 'तन्मातरौ निजसुतौ' શ્લોકમાં ઉભયે માતૃચરણમાં સ્વસુતત્વભાવનો અનુવાદ ત્યારે કયે પ્રકારે ઉપપન્ન ?' એમ જો શંકા થતી હોય તો સમાધાન આ પ્રકારે છે, તે અનુવાદ તો ઉપપન્ન જ છે, કારણ કે તત્ર તે જ અવસરે બાલલીલાએ ભગવાને નિરોધાર્થ માત્ર પુત્રભાવ કેવલ ઉત્પન્ન જ કર્યો હતો, જો શ્રીયશોદામાં પુત્રભાવ સાર્વદિક જ હોય તો અગ્રે દુઃખજનકકૃતિરૂપ બન્ધન માતૃચરણ ન કરે, કારણ કે પુત્રમાં જનની એમ કરતી જ નથી, 'ત્યારે જ પુત્રભાવ ઉત્પાદિત હોય તો 'स्वार्भकस्य कृतागसः' એમ શુકોક્તિ ન ઘટે' એમ જો શંકા થતી હોય તો તે શંકાનો પણ અવકાશ નથી, કારણ કે કેવલ ત્યારે જ ભગવાનમાં માતૃચરણને પુત્રબુદ્ધિ હતી એ પ્રકારે કથીને માતૃચરણની સાર્વદિક અન્યથાબુદ્ધિના નિરૂપણાર્થે જ તેમ કથન કર્યું, અન્યથા અગ્રે ભગવાન્માં પુત્રભાવબાધકતા દામાપરિચ્છેદ્યત્વ ઇત્યાદિ બ્રહ્મધર્મ શુક ન વદે, અને એથી જ દામબન્ધનાનન્તર ભગવાનને વિષે યશોદાની 'સ્નેહકલા નિવૃત્ત થઈ' એમ શ્રી-

મહાચાર્યચરણે નિરૂપણ કર્યું, પૂર્વે પણ જનનાભાવે પૂર્ણ સહજ સ્નેહ ન જ હતો, તેથી 'કલા'ત્વ કથ્યું, તે 'સ્નેહકલા' પણ બાલલીલાએ નિરોધાર્થ ભગવાને ઉત્પાદિતા જ, અને તેથી સાધારણ નિરોધ સિદ્ધ થયે પ્રયોજન ન રહેતાં તે સ્નેહકલાનું નિવર્તન કર્યું, 'शृण्वन्त्यशृण्यवाग्लाक्षीत्' શ્લોકમાં ' गुणानां माहात्म्यम् ' એમ શ્રીમહાચાર્યચરણે સમાધાન કથ્યું જ છે, અન્યથા સ્નેહ જો સહજ જ હોય તો સહજ સ્નેહની નિવૃત્તિ કેમ થાય ? શ્રીસ્વામિનીવત વ્યસનભાવનો જ ઉદય થાય, અને તે સહજ-સ્નેહકાર્ય વ્યસનભાવ મુખ્યરસલીલાંગીકૃતિમાં જ સમ્પન્ન થાય છે એમ ભાવ છે, તેથી શ્રીયશોદાનો પુત્રભાવ લીલાએ આગન્તુક છે, શ્રીનન્દમાં તો પ્રાદુર્ભાવરસોત્પન્નત્વે સ્થાયિભાવ હોવાથી પુત્રભાવ સહજ જ છે, આથી જ ' अहं नमासौ पतिरेष मे सुतः ' શ્લોકમાં શ્રીનન્દે શ્રીયશોદાજીની સુતત્વબુદ્ધિને કુમતિત્વે ગણી, અત્ર પરિચાયક તો ' विलोक्य नन्दः प्रहसद्वदनो विमुमोच ह ' વાક્યથી તત્ર બન્ધનું મોચન છે, આથી જ અગ્રે શ્રીમદુદ્ધવ પ્રતિ શ્રીનન્દનાં ' स्मरतां कृष्णवीर्याणि ' ઇત્યાદિ સ્વવ્યસનભાવ-બોધક વચનો છે, સર્વજ્ઞ ગર્ગે પણ ' तस्मान्नन्दात्मजोयं ते ' એમ નિઃસંશય કથન કર્યું, ' अयं हि रोहिणीपुत्रः ' શ્લોકમાં નિશ્ચયવાચક 'હિ' અવ્યયના કથને ભગવદ્-વર્તિ યશોદાપુત્રત્વમાં સન્દેહ જ કર્યો, કારણ કે લીલાએ પુત્રત્વદર્શનથી અને સ્વસર્વજ્ઞતાએ માયાવૃતપ્રાદુર્ભાવના સ્ફુટીકરણથી સંશયોત્પત્તિ છે, આથી જ રૌહિણેયવત 'યાશોદેય' એમ માતૃસમ્બન્ધે નામ પણ નથી, કારણ કે ગર્ગે તાદૃશ નામ પ્રકટ જ કર્યું નથી, 'નન્દાત્મજ' નામ તો 'तस्मान्नन्दात्मज.' વાક્યથી છે જ, દેવકીસુતત્વવત્ સ્વામિની-ભાવવિષયત્વે યશોદાસુતત્વ યુક્ત જ છે, કારણ કે ' देवकीजठरभूः 'वत् ' तव सुतः ' એમ પણ શ્રીગોપીજનનું જ કથન છે, એથી જ ' गोप्यश्चाकर्ण्य मुदिता यशोदायाः सुतोद्भवम् ' વાક્યમાં શુકે પણ તદ્ભાવવિષયત્વે જ ભગવાન્માં યશોદાસુતત્વ કર્યું, તેથી વસ્તુતઃ ભગવાન્ નન્દસૂનુ જ છે એમ નિર્ગુણભાવાપન્ના શ્રીસ્વામિનીનું તાત્પર્ય છે,ગોપિકા-નન્દનત્વોક્તિ તો શ્રવણકર્તાનો ભાવ તે પ્રકારનો છે તેથી તેમના ભાવને લઈને તેમના પ્રતિ નિર્બન્ધાર્થ તે પ્રકારે અનુવાદાર્થ જ એમ શ્રીસ્વામિનીતાત્પર્યને લઈને વિવૃતિમાં શ્રીમદાચાર્યચરણે ' भगवतः नन्दसूनोः ' એમ આજ્ઞા કરી, તેથી એતત્તાત્પર્યવિદ્ તદીયોએ અત્ર નિઃસંશય જ રહેવું, ઇતિ દિક્.

પ્રસીદમે નિજાચાર્ય સ્વસમ્બન્ધિકૃપાલુ હે ।
હું સ્વકીય, તથા દાસ, હું તો નિસ્સાધન સ્વતઃ॥ (૪)

આભાસ. અન્ય તો સાત્વિકસાત્વિકી છે, રાજસપ્રધાનાથી વિશિષ્ટ છે તેથી ' ભગવાન્ અપ્રાર્થિતનું તો દાન કરશે નહિ, સ્વરૂપકીર્તનમાત્રે મોક્ષમાં પણ અપ્રાર્થિત રસાત્મક સમ્બન્ધનું દાન કરશે નહિ' એમ માનીને विरचितामयं શ્લોક ભગવત્કરનો નિજ શિરઃસમ્બન્ધ પ્રાર્થે છે.

**विरचिताभयं वृष्णिधुर्य ते शरणमीयुषां संसृतेर्भयात्**
**करसरोरुहं कान्त कामदं शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥ ५ ॥**

હે સ્વામિન્, હૃદય સ્ફુટે છે, તેથી જે પ્રકારે સર્વ અંગમાં આપ્યાયન થાય તે પ્રકારે અમારા ઉપર આપનું શ્રીહસ્તકમલ ધરો, શિરસિ હસ્તસ્થાપનનું આ તાત્પર્ય છે, હૃદયકમલ સ્વસ્થ હોય ત્યારે તે આપ્યાયનજનક હોય છે, અને તે હૃદય તો સમ્પ્રતિ સ્ફુટે છે, તેથી તત્ર આપ્યાયન નથી, અને તેથી આપ્યાયનકાર્યાર્થ આપ શ્રીહસ્તકમલને અમારા શિર ઉપર ધરો, આપનું શ્રીહસ્તકમલ જ આપ્યાયક છે, કારણ કે તે કમલ છે, કમલ શીતલ હોવાથી આપ્યાયક હોય છે, તત્ર પણ યથાકથંચિત્ જલસેચને સંવર્ધિત નહિ પરન્તુ સરમાં જ ઉત્પન્ન કમલ તો શીતલ જ હોય છે, તત્ર પણ સરઃસ્થાન અને સરસિજસ્થાન ઉભયે પણ આપનો શ્રીકર જ છે, તેથી કમલાન્તરમાંથી ઉદ્ધરણાદિએ રસાલતા જેમ જતી રહે તેમ રસાલતાનો અપગમ પણ આપના કરસરોરુહમાંથી થતો નથી, કારણ કે શ્રીહસ્ત સરોરુહ અને સરોરૂપ પણ છે. 'સરોરુહ' પદે કરસ્થાપનનું તાપહરણરૂપ પ્રયોજન કહ્યું, 'કાન્ત' પદ સમ્બોધન છે, અને તે સમ્બોધને પ્રથમતઃ શિર ઉપર શ્રીહસ્તસ્થાપને સ્વાધીનીકરણ ઘોત્યું, 'સરોરુહ' પદનું પ્રયોજનાન્તર પણ છે, કિંચ શ્રીહસ્ત કેવલ તાપને જ દૂર કરતો નથી પરન્તુ તે તો 'કામદ' પણ છે, અર્થાત્ અભિલષિત કામનું પણ દાન શ્રીહસ્ત કરે છે, તેથી અભિલષિત કામદાનાર્થ પણ આપે શ્રીહસ્તસ્થાપન કર્તવ્ય છે, 'ભગવાન્ પુરુષોત્તમ તો યોગિધ્યેય છે, તે સ્ત્રીઓનો સ્પર્શ કેમ કરશે' એ આશંકાનો પરિહાર 'શ્રીકરગ્રહ" પદે કરે છે કે શ્રીના—લક્ષ્મીના—કરનો ગ્રહ—ગ્રહણ—જેણે એવું શ્રીકરગ્રહ આપનું કરસરોરુહ છે, અને તેથી ભગવાન્ ગૃહસ્થ છે, ગૃહસ્થ ભગવાન્ જયારે લક્ષ્મીના હસ્તને ગ્રહે છે ત્યારે, અમારા શિરોમાત્રગ્રહણમાં તેમને શું થઈ જાય છે?

**करसरोरुहं**
**कान्त कामदं**
**शिरसि धेहि नः**
**श्रीकरग्रहम् ।**

'લક્ષ્મી તો વિવાહિતા અને વિધિવશાત્ તેનું હસ્તગ્રહણ પ્રાપ્ત થઈ ગયું. પરન્તુ આપના શિરોગ્રહણમાં શો હેતુ?' એમ આશંકાનો પરિહાર शरणमीयुषां संसृतेर्भयात् विरचिताभयं પદે કરે છે કે જેમ વિવાહમાં વિધિ છે તેમ શરણાગતના પાલનમાં પણ વિધિ છે, એટલું જ નહિ પરન્તુ વિવાહની અપેક્ષાએ શરણાગત-રક્ષા મહતી છે, કારણ કે વિવાહ તો સાધારણ ધર્મ છે, અને આ શરણાગતનું પાલન તો ઈશ્વરધર્મ છે. 'પરન્તુ આ પ્રકાર નિષિદ્ધ છે તેથી પાલન પણ કેમ કરવું?' એમ આશંકાને "વૃષ્ણિધુર્ય" પદે પરિહરે છે કે યદુવંશોદ્ભવ બહુલીક બહુવંશકર્તા વૃષ્ણિનામે રાજા થઈ ગયા, તે જ વૃષ્ણિના વંશમાં પણ આપ ધુર્ય—શ્રેષ્ઠ—છો, તત્ર પણ અમે તો સંસારભયમાત્રથી સમાગત છીએ, તેથી આપે સર્વથા જ પાલનીય છીએ, 'પરન્તુ આપને જયારે સંસાર જ નથી ત્યારે સંસારભય કયાંથી હોય અને તેથી "संसृतेर्भयात्" કથન તો અપ્રયોજનક છે' એમ આશંકા થાય તો તેનો પરિહાર આ પ્રકારે છે, સંસાર કાંઈ સ્વભાવતઃ દુષ્ટ નથી પરન્તુ અસહ્ય દુઃખનો હેતુ હોવાથી જ તે દુષ્ટ છે આપના વિરહમાં-

**विरचिताभयं**
**वृष्णिधुर्य ते**
**शरणमीयुषां**
**संसृतेर्भयात् ।**

અમને અસહ્ય દુઃખ થાય છે, અને તેથી અસહ્યદુઃખહેતુરૂપ સંસારથી ભય અર્થાત્ મહદ્ દુઃખ અમને પણ પ્રાપ્ત થયું છે, જે ભયના દૃષ્ટાદૃષ્ટદ્વારા નિવર્તક પણ આપ જ છો, અર્થાત્ ભવદીય દુઃખહેતુનિવર્તન સ્વભાવથી અમારો પણ દુઃખહેતુ આપે જ નિવર્તનીય છે, આ સંસારનિવર્તકત્વકથને અથવા અન્યના અભયસમ્પાદનકથને નિર્ભયતા પણ સૂચિત કરી, અર્થાત્ આ પ્રાર્થનાએ દુઃખનિવૃત્તિ જ પ્રાર્થી આ સૂચિત નિર્ભયતાથી-અન્યને અભયસમ્પાદનથી અને તેણે કરીને અમારા પણ અભયસૂચનથી-'કાન્ત' સમ્બોધનથી આપ જ ભર્તા છો, 'स वै पतिः स्यात्' શ્લોકોક્ત પતિત્વ આપમાં જ સિદ્ધ થઈ જાય છે, આપ અકુતોભય શાસ્ત્રસિદ્ધ ભર્તા છો, તેથી સ્ત્રીઓ પ્રતિ આપનું વ્રત અનુસ્મરતા સતા આપ વાંછિત કરો, સ્ત્રીઓ પાલનીય જ છે, એ પ્રકારનું આપનું સ્ત્રીસમ્બન્ધિ જે નિયત વ્રત છે તેને અનુસ્મરો અને મનોરથ પૂર્ણ કરો, આશા પૂરો. (૫)

તત તામસી કિંચિલ્લક્ષણથી ધાર્ષ્ટ્યે તે જ અર્થને 'व्रजजनार्तिहन्' શ્લોક પ્રાર્થે છે.

**व्रजजनार्तिहन् वीर योषितां निजजनस्मयध्वंसनस्मित ।**
**भज सखे भवत्किङ्करीः स्म नो जलरुहाननं चारु दर्शय ॥६॥**

હે ભગવન્, કેમ કથન કરવું તે જ્ઞાન પણ આ શ્રીગોપીજનને નથી, હું તો નિર્ધારિત કથું છું, 'હે સખે' સમ્બોધન અપ્રતારણાર્થ છે, હું આપની કોઈ પણ પ્રકારે પ્રતારણા કર્યા વિના નિર્ધારિત જ કથું છું કે 'આપ અમને ભજો,' એટલો હિતોપદેશ મારે આપને કર્તવ્ય પ્રાપ્ત થયો, કારણ કે શું કથવું અને કેમ કથવું તેટલું પણ કથનજ્ઞાન આમાંથી કોઇ પણ શ્રીગોપીજનને નથી. 'એમ ધાર્ષ્ટ્ય અને નિષિદ્ધ કેમ ઉપદિશે છે?' એમ આશંકા થાય તો "ભવત્કિંકરીઃ" પદે તે પરિહરે છે કે 'ये यथा मां प्रपद्यन्ते' એમ આપની પ્રતિજ્ઞા છે, તેથી જે પ્રકારે અમે કિંકરીઓ-દાસીઓ-દાસ્યભાવે આપને ભજીએ છીએ તે જ પ્રકારે આપ પણ અમારું ભજન કરો, અમારું કિંકરીત્વ અને આપની પ્રતિજ્ઞા ઉભયે પણ પ્રસિદ્ધ જ છે એમ "સ્મ" પદે કથે છે.

> भज सखे भवत्किङ्करीः स्म नः ।

આપે કર્તવ્ય અસ્મદ્ભજનમાં કેવલ આપની તે જ એક પ્રતિજ્ઞા હેતુ નથી, પરન્તુ અન્ય પણ હેતુઓ છે, પ્રથમ તો અવતારપ્રયોજન જ અસ્મદ્ભજનમાં હેતુ છે એમ "વ્રજજનાર્તિહન્" પદે કથે છે, વ્રજજનની આર્તિને હનો છો, તેથી આપ 'વ્રજજનાર્તિહન્' છો, અને આથી અધિક અન્ય આર્તિ જ વ્રજજનને નથી, આ પ્રકારે "વ્રજજનાર્તિહન્" પદે ભગવદવતારનું સામાન્ય પ્રયોજન કથીને ભગવત્કર્તવ્ય શ્રીગોપીજનભજન સાધ્યું, "યોષિતાં વીર" સમ્બોધને અવતારનું વિશેષ પ્રયોજન પણ કથીને આપે અમારું ભજન કર્તવ્ય છે એમ શ્રીગોપીજન સિદ્ધ કરે છે, આપ સદાનન્દ કૃષ્ણ છો, આપ ઐશ્વર્યાદિસમ્પન્ન ભગવાન્ છો, આપ કૃષ્ણભગવાન્ છો, સદાનન્દ ઐશ્વર્યાદિસમ્પન્ન છો, આ પ્રકારે "યોષિતાં વીર" પદનો સમુદાયાર્થ સંક્ષેપે કર્યો, આપ યોષિત્‌ના વીર અર્થાત્ સ્ત્રીજનના સ્વાનન્દદાતા છો, એવા સ્વાનન્દદાતા વીર આપ જ છો, કારણ કે કૃષ્ણ છો, ભગવાન્ છો, વીરોએ-દાનવીરોએ-અન્યગત કામાદિ શૂરે નિરાકરણીય છે એ યુક્ત છે. "યોષિતાં વીર" સમ્બોધનનું આ સ્વારસ્ય છે.

> व्रजजनार्तिहन् वीर योषिताम् ।

દાનવીર પાહુદાને અન્યની અભિલાષા પૂર્ણ કરે છે, તત્ર શૂરમાં પણ કામ મુખ્ય છે, અનાદિકાલાપેક્ષાએ પણ કામશાસ્ત્રસિદ્ધ કામ મુખ્ય છે, અને તાદૃશ કામ પણ બહુવિધ છે, તેથી સ્વરૂપાનન્દરૂપ પુણ્ય પદાર્થે બાહ્યાભ્યન્તર પૂરીને કામને પુનઃ અત્ર આશ્રય —નિવાસસ્થલ—જ પ્રાપ્ત ન થાય એ પ્રકારે આશ્રયાભાવથી કામ નિર્વાપણીય છે, અને તેથી જ લોકમાં વીરની પણ અપેક્ષાએ દાતા અધિકકીર્તિમાન્ થાય છે, વીરાન્તરથી પણ દાનવીરની કીર્તિ અધિક થાય છે, વીર તો મારણીયને સ્વરૂપતઃ મારે છે, અને દાતા તો સમૃદ્ધિએ દીનના ગૃહને પૂરીને દારિદ્ર્યને એ પ્રકારે દૂર કરે છે કે તે દીનગેહમાં લક્ષ્મીની પૂર્તિએ દારિદ્ર્યને અવકાશ જ પ્રાપ્ત થતો નથી. તેથી દારિદ્ર્ય જ અપસરે છે એમ અત્ર કહ્યું છે, અને 'આપ તો દાનવીર છો તેથી મહાવીર છો, બ્રહ્માએ પણ પૂરવાને અશક્ય એવા અતિદરિદ્રોની પણ ઇચ્છાના અન્તઃસ્થિત આનન્દે પૂરક આપ છો, અને 'આ અપનો અર્થ સર્વજનીન અર્થાત્ પ્રસિદ્ધ છે, અત્ર પણ "સ્મ" પદ યોજવું, તેથી આપ જ " યોષિતાં વીર " એમ સમ્બોધાઓ છો, જગત્માં કૃષ્ણથી અન્ય કોઇ પણ " યોષિતાં વીર " સમ્બોધનને યોગ્ય જ નથી, કારણ કે તે તો સર્વ જ અપૂર્ણકામ છે, તેમના જ કામ પૂર્ણ ન થયા હોય તો તે 'યોષિતાં વીર' ક્યાંથી થાય ? કેવલ આપ જ 'યોષિતાં વીર' છો એ તો પ્રસિદ્ધ જ છે, તેથી અવતારના સામાન્ય અને વિશેષ એમ ઉભય પ્રયોજને આપ અમને ભજો.

"સત્યં છે, તથાપિ આપના અભિમાનદોષનિવૃત્ત્યર્થ—અમે સર્વથી અધિક છીએ એમ અભિમાનરૂપ સ્મયદોષની નિવૃત્તિને અર્થે મેં

निजजनस्मयध्वंसनस्मित । આપનું ભજન કર્યું નથી ' એમ વક્તવ્ય હોય તો તત્ર પણ " નિજજનસ્મયધ્વંસનસ્મિત " સમ્બોધને

તે વક્તવ્યને પણ પરિહરે છે કે નિજજનના અર્થાત્ સેવકના સ્મયરૂપ ગર્વના ધ્વંસને અર્થ છે સ્મિત જેમનું એવા નિજજનસ્મયધ્વંસનસ્મિત આપ છો, નિજજનના સ્મય-દૂરીકરણાર્થ પરિત્યાગ કાંઇ ઉપાય જ નથી, પરન્તુ તદર્થ સ્મિત જ કર્તવ્ય છે. 'સ્મિત' પદ મન્દહાસનું વાચક છે, 'हासो जनोन्मादकरी च माया' શ્લોકમાં હાસ જનોન્માદકરી માયા છે 'એમ કથન છે,' અને જનોન્માદકર માયાત્મક હાસનું પણ મન્દત્વ એ જ કે તેની માયા તો હાસ ભક્તો પ્રતિ પ્રવર્તે નહિ, ભક્તો પ્રતિ જનોન્માદકરી માયા પ્રવર્તી શકે નહિ એ જ હાસનું મન્દત્વ અર્થાત્ સ્મિત, માયામોહ વિના કોઇને પણ સ્મય થતો જ નથી, અને તેથી જ અમારા સ્મયદોષની નિવૃત્ત્યર્થ પણ સાધન તો આપના માયાત્મક હાસ્યનો સંકોચ જ છે, આપ હાસ્યસંકોચે મન્દહાસ સ્મિતમાત્ર કરો, તેટલામાત્રથી જ અમારો સ્મય ધ્વસ્ત થઇ જાય એમ છે, કિંચ નિજ જનનો પણ અમુક ધર્મ જ દુષ્ટ છે, કાંઇ ધર્મી નિજજન જ તો દુષ્ટ નથી, અત્ર દોષ પણ રસપ્રતિબન્ધકતા જ છે, અને રસપ્રતિબન્ધકતાએ શુદ્ધ જ અસ્મત્સ્મયમાત્ર દુષ્ટ છે, અમે સ્વતઃ ધર્મિત્વે જ કાંઇ દુષ્ટ નથી, અન્યથા નિજજનત્વ જ ઘટે નહિ, અમે ધર્મી તો આપના નિજજન છીએ તેથી અદુષ્ટ જ છીએ, અસ્મત્સ્થ કેવલ સ્મયધર્મ જ દુષ્ટ છે, અને તે સ્મયના પણ ધ્વંસનો અલૌકિક ઉપાય તો આપનું સ્મિત જ છે, અર્થાત્ અમારા લૌકિક સ્મયધર્મના ધ્વંસાર્થે પણ આપે તો સ્મિતરૂપ અલૌકિક જ ઉપાય કર્તવ્ય છે, આપના હાસ્યે

અમૃતનું ભક્ષણ કરે છે શું? જેમ તેમનું તો અમૃત તૃણ જ છે, તેમ અમારે પણ કામ જ અમૃત છે, એટલામાત્રથી પરમકૃપાલુનો તો કાંઇ પણ અર્થ ક્ષીણ થતો નથી.

**प्रणतदेहिनां पापकर्षणम् ।**

'પરન્તુ આપમાં જિતેન્દ્રિયત્વાદિ નથી તેથી પાપ છે—ઉદાર હાસે અધુના તો કામભાવ સમ્પાદિત છે તેથી ઇન્દ્રિયાવશત્વથી વિષયરીતિએ રમણેચ્છારૂપ પાપ છે—તે પાપનો અપગમ થયે પશ્ચાત્ હું આપના વક્ષઃસ્થલના ઉપરિ મારા ચરણારવિન્દને સ્થાપીશ' એ આશંકાને प्रणतदेहिनां पापकर्षणम् પદે પરિહરે છે કે તે કામભાવ પણ ચરણે જ નિવૃત્ત થઈ જશે અને સર્વાત્મભાવ પણ સિદ્ધ થશે, અમે પ્રકર્ષે નમન કરીએ છીએ, નમન તિરિક્ત પ્રકારાન્તરે પાપનિવૃત્તિ અમે કરી શકતાં નથી, કિન્તુ નમ્રનું પાપમાત્ર આપના ચરણારવિન્દના પ્રસાદથી જ જતું રહે છે, તત્રાપિ 'દેહીના પ્રકર્ષે નતત્વે' ધર્મમાર્ગાદિનો પણ પરિત્યાગ કહ્યો, ધર્મમાર્ગાદિને પણ પરિત્યજીને કેવલ ધર્મીને નમનમાત્રથી નમ્રનાં તો પાપમાત્ર દૂર થઈ જાય છે, દેહાભિમાન વિદ્યમાન હોવાથી દેહીઓને જ્ઞાનનો પણ પ્રસંગ નથી, અને પ્રણતની તો અધોગતિ જ નથી, તેથી આપનું ચિન્તિત દૃષ્ટ સ્પૃષ્ટ વા અર્ચિંગિત ચરણ જ તે પ્રણતોનું તો પાપનાશક છે. (૭)

'प्रणतदेहिनां पापकर्षणम्' ઇત્યાદિ ઉપર સ્વતન્ત્ર ।

'પ્રણતમાં પાપ કયે પ્રકારે ઘટે?' એમ જો શંકા થતી હોય તો તેમ નથી, લોકમાં સ્વધર્મમાહાત્મ્ય પ્રકટાવવાને સ્વધર્માવિર્ભાવ કરીને પણ—અધર્મે જ નહિ—દોષનો નાશ કરાવે છે, કારણ કે પ્રભુ તથેચ્છાવાન્ છે, અને એથી જ 'दुःसह'થી આરમ્ભીને 'शुभाशुभाः' પૂર્વે કહ્યું, ભોગ વિના પાપનાશ પ્રમેયબલે થાય છે, તેથી પાપનાશથી પૂર્વે પાપ અપેક્ષિત છે, પ્રભુએ સહ ત્યારે સમ્બન્ધ જ નથી, તેથી પ્રભુથી પાપનો નાશ નથી, તેથી સ્વધર્મલક્ષણ પ્રમેયબલે પ્રણતના ઉદ્ધારની ઇચ્છાવાન્ પ્રભુ તેમ કરે છે, અને તેથી કાંઇ પણ અનુપપન્ન નથી, શબ્દાર્થને જાણીને મનસા શરણે ગયા હોય તે 'પ્રણત,' દેહાભિમાનિત્વથી હીન અધિકાર પણ સતે આપ તાવત્ સાધન સમ્પાદો છો, જેણે કરીને પદામ્બુજને પ્રકટ કરીને તાદૃશ પાપ દુઃખદ હોવાથી વિરહાત્મક પાપને જ સાધન કરી દો છો, તેથી જીવકૃત સાધનને પ્રમેયબલ અપેક્ષતું નથી, પ્રમેયબલ સ્વતઃ જ સર્વ સાધન કરી લે છે, તેથી અત્ર પણ આપે તેમ જ કરવું એમ ભાવ છે, યદ્વા અત્ર 'प्रणतदेहिनाम्'માં દ્વન્દ્વસમાસ જાણવો, સર્વત્યાગપૂર્વક કેવલ તદધીનત્વ એ નતિનો પ્રકર્ષ છે, તત્ર આદ્યમાં—પ્રણતમાં—તો દુઃખદત્વથી વિરહ જ પાપશબ્દવાચ્ય છે, કારણ કે પાપ નિષિદ્ધકૃતિજન્ય છે, અને તે અત્ર માનરૂપ છે, તાદૃશ માનિજનને દુઃખ ઉચિત છે, પરન્તુ આપ કર્ષણૈકસ્વભાવ છો તેથી પ્રણતના માનરૂપ પાપનું કર્ષણ ચરણારવિન્દે કરો છો, દ્વિતીયનું—દેહીનું—પાપ કર્મ જ છે, અને આપનું ચરણારવિન્દ તે પાપને શ્રવણકીર્તનસ્મરણાદિએ કર્ષે છે, યદ્વા કર્મધારય જ સમાસ જાણવો, પ્રકર્ષે નતિ તે સર્વાત્મભાવ, તે સર્વાત્મભાવરૂપ પ્રણતિ સતે દેહાભિમાનાદિ પ્રભુમાં સમર્પણાર્હ હોય છે, એતાદૃશ પ્રણતને પ્રિયસ્વરૂપાતિરિક્ત સર્વ જ પ્રભુસંગમાં પ્રતિબન્ધક છે, તેથી તેવા પ્રણત તો પ્રિયસ્વરૂપાતિરિક્ત સર્વને જ પાપ માને છે, અને તેથી જ 'विश्वतोभयात्'

એમ પૂર્વે કહ્યું જ છે, અને "जगुः कलानि पुण्यानि" શ્લોકમાં ભગવદ્ગુણનું પુણ્યરૂપત્વ કથાશે, અધુના હૃચ્છય દુઃખદ છે, તેથી હૃચ્છયને પાપ માને છે, અને તેથી તાદૃશ પાપનું 'કર્ષણ' પ્રાર્થે છે, . યદ્યપિ સંગમાં હૃચ્છય ઉપયોગી છે, તથાપિ સંયોગપ્રતિબન્ધક હૃચ્છય માનનો હેતુ હોવાથી તે હૃચ્છય ત્યાજ્ય છે, યદ્વા જેમનો કેવલ દેહ જ—અન્તઃકરણાદિ પણ નહિ—પ્રણત છે, તેવા પ્રણતદેહીનાં પણ પાપનું કર્ષણ આપનું ચરણકમલ કરે છે, યદ્વા સ્વયં તો પ્રણત પણ નથી, પરન્તુ પ્રણતદેહીના કેવલ સમ્બન્ધિમાત્ર છે, તેવાનાં—સ્વયં અપ્રણત સતે પ્રણતદેહીએ સહ સમ્બદ્ધનાં—પણ પાપનું કર્ષણ આપનું પદામ્બુજ કરે છે એમ અર્થ છે, આથી સાક્ષાત્ અને પરમ્પરાએ પણ ચરણારવિન્દ અનિષ્ટનિવર્તક છે એમ કથન થયું, અપરંચ અંગીકૃતના પાલનમાં આપને યુક્તાયુક્તવિચાર જ અમે દેખતાં નથી, કારણ કે આપનું પદામ્બુજ તો તૃણચરોનું પણ અનુગમન કરે છે, તૃણચરનું તો જીવન તૃણ જ કરીને છે, અને તૃણ અમાર્ગમાં પણ હોય છે, સ્વાનુરોધે આપ તેમને—તૃણચરોને—તૃણાર્થ અમાર્ગે પણ જતાં વારતા નથી, પરન્તુ તેઓ યત્ર જ સ્વભક્ષ્યને દેખે છે તત્ર જ મુંજાટવીવત્ અવિચારે ગમન કરે છે, અને આપ સ્વયં પણ તેવા તૃણચરને અધીન સતે તદનુ ગમન કરો છો, આથી આપનું પદામ્બુજ અમારું જીવનહેતુ છે, પદામ્બુજ તો મકરન્દે માદક છે, તેથી તે માદક મકરન્દે માનરૂપ ઉન્માર્ગે ગમન સતે પણ અમારી ઉપેક્ષા ઉચિત નથી, કારણ કે અમે અંગીકૃત છીએ, નહિ તો—આપ જો ઉપેક્ષશો તો—જીવન જ રહેશે નહિ, અર્થાત્ અમે અતિક્લિષ્ટ છીએ એમ આથી જણાવ્યું, આપે જ આ રીતિ પ્રકટ કરી છે તેથી અન્તતઃ અમારો તો દોષ જ નથી એમ પણ આથી જણાવી દીધું, અન્યથા—જો આપ સ્વલીલાવિશેષાર્થ તેમને તથા પ્રવર્તાવતા ન હો તો—કૃષ્ણમુખનિર્ગતવેણુગીતપીયૂષનું પાન ઉત્તભિતકર્ણપુટે પૂર્વે કરીને અતિસુખિત તૃણચરોની પ્રવૃત્તિ લોકમાં લૌકિકત્વે પરિદૃશ્યમાન સતે પણ—વસ્તુતઃ અલૌકિક જ ઉક્તપીયૂષાતુલ્ય તૃણમાં કેમ થાય? વસ્તુતઃ તો ઉક્તસ્વરૂપ તૃણચરોની તૃણમાં રુચ્યુત્પત્ત્યર્થ આપનું તૃણચરાનુગમન છે, પદે અનુગમને તૃણ ભક્તિરસપોષિત થાય છે, તેથી તૃણચરની તત્ર તૃણમાં રુચિ થાય છે, અમારામાં આપના તાદૃશ પદામ્બુજના સ્થાપને તે પદામ્બુજ સ્વસ્વભાવથી અમારું પણ અભીષ્ટદ અને પાલક પણ થશે એમ ભાવ છે, અપરંચ તે પદામ્બુજ શ્રીનું—લક્ષ્મીનું—સ્થાન છે, તેથી શ્રીજાતીય અમારામાં જ તે સ્થાપવું ઉચિત છે, કિંચ નાયકા હોવાથી રસપોષસામયિક જ સમ્બન્ધ—તૃણસંચાર નહિ—શ્રીને પણ અભીષ્ટ છે, 'तृणचरानुगम् અને श्रीनिकेतनम्' એમ ક્રમે આ વિશેષણદ્વયના કથનથી એમ પણ જણાય છે કે અત્ર સ્વયં સાક્ષાત્સમ્બન્ધસમયનો લાભ નહિ થવાથી શ્રીએ વિચાર્યું કે 'પ્રભુ તૃપ્તિપર્યન્ત ચરાવીને સાયં વ્રજમાં પશુઓને લાવીને રાત્રિએ સ્વપ્રિયાઓએ સહ ક્રીડશે જ, ત્યારે તત્સમ્બન્ધે મારું પણ કાંઇક રમણવત્ થઈ જશે' એમ દૂરપર્યન્ત શ્રીનું હૃદય—હાર્દ—છે, તૃણચરાનુગત્વે રજે અને શ્રમે સૌન્દર્યાભાવશંકા પણ આ દ્વિતીય 'શ્રીનિકેતનમ્' વિશેષણે નિરસ્ત થઈ ગઈ, અને તેથી જેમ જેમ ચારણ તેમ તેમ શોભાતિશય કથાયો, અથવા તૃણચરાનુગમને સ્નેહભરે કણ્ટકાદિસ્પર્શશંકાએ શ્રી સ્વયં સૂક્ષ્મરૂપે ચરણામ્બુજતલે સ્થિતિ કરીને પ્રભુના કણ્ટકાદિસ્પર્શસમ્બન્ધને વારે છે ત્યારે પદામ્બુજ 'શ્રીનિકેતન' હોય છે, તેથી 'तृणचरानुगम्' કથીને તદનન્તર તે પ્રકારે

'શ્રીનિકેતનમ્' પદવિશેષણ કર્યું, અપરં ચ, જો સ્વયં સ્વેચ્છાએ પશુઓને વ્રજમાં લઈ જાય ત્યારે તો અગ્રે વિષપાનાત્મક અનિષ્ટસમ્બન્ધ તેમને ન થાય, પરન્તુ તે તૃણચરો જ તત્ર સ્વેચ્છાએ ગમન કરે છે, અને તદનુ તદધીન પ્રભુ પણ તત્ર આગમન કરે છે, તેથી અગ્રે અનિષ્ટસમ્બન્ધ સતે તે સમ્બન્ધ નિવારવાને અમ્બુજત્વે અતિસુકુમાર પણ પદામ્બુજને અતિક્રૂર ફણિફણાની પણ ઉપરિ અર્પે છે, કારણ કે ત્યારે વ્રજવાસીના સ્નેહની પરીક્ષા સમ્પન્ન સતે અતિસન્તોષથી ફણિદ્વારા તે પરીક્ષા સમ્પન્ન થઈ તેથી ફણી પ્રતિ પણ સન્તુષ્ટ પ્રભુએ ફણીના શિરના ઉપરિ બ્રહ્માદિદુર્લભરજસ્ક ચરણારવિન્દે નૃત્ય કર્યું, અલ્પકાલમાત્ર તથા નૃત્યમાત્ર ન કર્યું, પરન્તુ ફણીનું સાર્વદિક રિપુભય નિવાર્યું કે ગરુડ સદા તે ફણીના શીર્ષોની ઉપરિ ભગવત્પદામ્બુજનું દર્શન કરે, અને તેથી જ અત્ર સ્પર્શમાત્ર ન કથ્યો પરન્તુ 'અર્પિતમ્' પદે અર્પણ કર્યું, અમારી પરીક્ષા તો પૂર્વે જ સમ્પન્ન છે, તેથી દુઃખદ હૃચ્છયનું નિવારણ જ કર્તવ્ય છે, હૃદયમાં શયાન તે હૃચ્છય ચોરવત્ બાધે છે, આપના પદામ્બુજસમ્બન્ધે અમારાદ્વારા તે હૃચ્છય પણ તાપરહિત સતે અમને પણ તપ્ત કરશે નહિ એમ ભાવ છે, તે 'હૃચ્છય' અમને તપાવે છે, તેથી તેનામાં પણ તાપ જણાય છે, પદામ્બુજને આપનો સમ્બન્ધ છે, તેથી ક્રૂર અને તપ્ત વિષે પણ સ્થાપિત તે પદામ્બુજ વિકૃત થતું નથી એમ જણાવવાને તે પદ કથ્યું, કારણ કે આપ અવિકૃત છો, સ્વાર્થપર સહજદોષદુષ્ટ સતે પણ સર્વાત્મના સ્વત્પર પ્રતિ આપ કૃપા જ કરો છો, ત્યારે તો સ્વતોદોષરહિત એવાં જે અમે તે અમારા પ્રતિ પણ આપે કૃપા જ કરવી એ ભાવ છે, અપરં ચ વિપરીત રસમાં પ્રણતદેહિત્વરૂપ પૂર્વવિશેષણવતીના અતિભારે અતિક્લેશ સમ્ભવે ત્યારે સ્નેહાદિજકત્વે પાપવત્ વેણીરૂપને કર્ષે છે, પરન્તુ 'હું આપને જિતીશ' એમ જીગીષાવચને મન અને વચ નત નથી તેથી દેહમાત્ર પ્રણત કથ્યું, અને પ્રણતદેહિનામ્ પુંલ્લિંગપ્રયોગ પણ કર્યો. તદ્ભાવપ્રાધાન્યથી [1]તૃણચરમાં તે પદામ્બુજ સ્વભોગ્યરસનું સમ્પાદક છે, ગો તૃણનું ભક્ષણ કરે છે તેથી તૃણચર, પરન્તુ ઉક્તરૂપ ગોધન તો લીલોપયોગી શાર્દ્વલપ્રદેશમાં ગમન કરે છે તેથી તૃણચર છે, અથવા તૃણ સર્વતઃ લઘુ છે, તદ્વત્—સર્વતો લઘુ તૃણવત્—શ્રીગોપીજન ચલે છે, તેથી ચલનલાઘવે રસાતિશયથી પુનઃ તે ચલિતના પ્રકટાર્થ પ્રેરતા પ્રભુ પૃષ્ઠતઃ વ્યાપાર કરે છે તેથી પ્રભુપદામ્બુજ તૃણચરાનુગ છે, નિસ્સહ નિપતને અગ્રિમ 'શ્રીનિકેતન' વિશેષણ છે, તદનન્તર અગ્રિમ 'ફણિફણાર્પિતમ્' વિશેષણે વિવિધ બન્ધમાં જાણે કે આપના નૃત્યકર્તૃ પદામ્બુજને અમારા કુચસ્થલમાં આપ સ્થાપો એમ હાર્દ વ્યંજિત અર્થ છે.

> સુક્તાયુક્તાવચારે હું જલ્પ્યો આ હે રસેશ્વર ।
> ક્ષમા કરો પ્રિયાયુક્ત શ્રીકૃષ્ણ ગોકુલેશ્વર ॥ ૭

---

[1] 'તૃણચરેષુ' ઇત્યાદિનો ભાવ શ્રીહરિરાયજી કહે છે કે—

'જેમ ગોના સંગે જતા ભગવાન્ ચરણસમ્બન્ધે તૃણને ભક્તિરસામૃતયુત કરીને તે તૃણે નિષ્પાદિત તૃણચરનિષ્ઠ દુગ્ધાદિરસને સ્વભોગ્ય કરે છે, તેમ અત્ર પુરુષત્વે સ્વભોગ્ય જે રસ, તત્સમ્પાદક જે રસાધિક્ય, તે રસાધિક્યનું પણ સમ્પાદક ચરણારવિન્દ છે, તેથી ચરણારવિન્દે સમ્બન્ધ થતાં ભગવદ્ભોગ્યત્વપુરુષત્વે અમારે વિષે આપનો સમ્બન્ધ થશે.'

मधुरया गिरा वल्गुवाक्यया बुधमनोज्ञया पुष्करेक्षण ।
विधिकरीरिमा वीर मुह्यतीरधरसीधुना प्याययस्व नः ॥ ८ ॥

**कारिकार्थ.** હસ્તે સ્વરૂપે ચરણે પૂર્વં કથી ઉપકૃતિ,
ઉપકરો હવે આસ્યે શ્રીગોપીજનવાક્ય એ.

હો પૂર્વોક્ત સર્વં પણ સ્પષ્ટ ભાષા ન જ્યાં સુધી,
તાવત્ રસત્વ રસનું ન કદાપિ ઇતિ સ્થિતિ.

**पूर्वानुसन्धान.** विरचिताभयम् ઇત્યાદિ શ્લોકત્રયોક્ત ભગવત્કૃત ઉપકારના અનુવાદપૂર્વક 'दलेन' ઇત્યાદિએ આ શ્લોકોક્ત ઉપકારને કહે છે, विरचिताभयम् શ્લોકમાં 'शिरसि धेहि नः श्रीकरग्रहम्' પદે ભગવાનના શ્રીહસ્તનો ઉપકાર કહ્યો, व्रजजनार्तिहन् શ્લોકમાં 'भज सखे भवत्किङ्करीः' પદે ભગવાનના સ્વરૂપનો ઉપકાર કહ્યો, અને प्रणतदेहिनाम् શ્લોકમાં 'पदाम्बुजं कृणु कुचेषु' પદે ભગવાનના ચરણારવિન્દનો પણ ઉપકાર કહ્યો, પંચમશ્લોકમાં 'करसरोरुहं कान्त कामदं' પદે શ્રીહસ્તના ઉપકારનો, ષષ્ઠશ્લોકમાં 'भज सखे' પદે ભગવત્સ્વરૂપના ઉપકારનો, અને સપ્તમશ્લોકમાં 'पदाम्बुजम्' પદે શ્રીચરણારવિંદના ઉપકારનો એમ શ્લોકત્રયોક્ત ઉપકારનો અનુવાદ કરીને આ 'मधुरया गिरा' શ્લોકમાં 'આપ શ્રીમુખે ઉપકાર કરો' એમ શ્રીગોપીજન ગાન કરે છે, લોભાત્મક જે અધર તત્સ્થ રસ તો [1]શ્રીમુખમાં વિદ્યમાન છે, તેથી આ શ્લોકમાં શ્રીમુખનો ઉપકાર વક્તવ્ય જ છે એમ 'હિ' શબ્દે યુક્તતા કથીને શ્રીમુખોપકાર વક્તવ્ય હોવાથી આ શ્લોકમાં શ્રીગોપીજન ભગવન્મુખોપકારનું ગાન કરે છે, 'પરન્તુ એમ જ હોય ત્યારે તો मधुरया गिरा પદે ભગવદ્વાણીપ્રાર્થન ન કરતાં ભગવલ્લોભાત્મક અધરનું જ પ્રાર્થન વક્તવ્ય હતું' એમ આશંકા થાય તો તેના પરિહારાર્થે " પૂર્વોક્ત " ઇત્યાદિ કારિકાએ મધુરવાણીપ્રાર્થનનું પ્રયોજન કહે છે કે યત્પર્યન્ત ભગવાન્ મધુરવાણીએ ભાષણ કરે નહિ તત્પર્યન્ત પૂર્વોક્ત સર્વ પણ સરસત્વને પ્રાપ્ત થઈ શકતું નથી, તૂષ્ણીં રમણે રસ જ નિષ્પન્ન થતો નથી એમ રસની મર્યાદાનું સૂચન કરવાને 'સ્થિતિ' પદ પણ તત્ર કથ્યું.

**विधिकरीरिमा वीर मुह्यतीः ।** હે સ્વામિન્, આ મુહ્યત્ ગોપીજનનું આપ્યાયન આપની મધુર વાણીએ કરો, મોહનિવારણ આવશ્યક છે, કારણ કે મોહ–મૂર્છા–તો મરણની પૂર્વાવસ્થાને જ નિરૂપે છે, શ્રીગોપીજનના આપ્યાયનમાં 'विधिकरीः' પદે હેતુ કહે છે કે આ સર્વ, આપની 'विधिकरीः' આજ્ઞાકારિણી વા સેવાકારિણી દાસી છે, આપનું અસામર્થ્ય તો નથી જ એમ 'वीर' સમ્બોધને કહે છે, આર્તની આર્તિનું નિરાકરણ જ શૌર્યનું પ્રયોજન છે, 'इमाः' પદે અંગુલિએ પ્રદર્શન કરીને ક્ષણમાત્રવિલમ્બે આ સર્વ જ દાસી મરણને પ્રાપ્ત થઈ જશે એમ સૂચન કર્યું.

---

૧ પેલો અકૃતજ્ઞ વર્ગ આનું સ્વારસ્ય જાણશે ખરો ?

'પરન્તુ વાઙ્માત્રે મોહની નિવૃત્તિ કેમ થઈ શકે?' એમ આશંકા થાય તો મધુરયા પદે તે પરિહરે છે, મોહ તો માયારૂપ છે, તે આપના સચ્ચિદાનન્દરૂપ સ્વરૂપે જ નિવૃત્ત થાય છે, અને તત્ર પણ આપની વાણી આનન્દરૂપ છે, મધુ અસાધારણ રસ છે, અને અસાધારણરસાત્મક મધુએ યુક્ત 'મધુર' આપની વાણી છે, જેમાં મધુ અર્થાત્ અસાધારણરસ–આનન્દધર્મ–હોય તે 'મધુર' વા આનન્દધર્મયુક્ત, આનન્દરૂપ આપની વાણી આનન્દધર્મયુક્ત આનન્દરૂપ હોવાથી 'મધુર' છે, એટલુ જ નહિ પરન્તુ 'વલ્ગુ' અર્થાત્ મનોહર છે વાક્ય જેમાં એવી वल्गुवाक्या આપની વાણી છે, આપની વાણીમાં વાક્ય મનોહર છે, વાક્યનું મનોહરત્વ સત્યતાના અને પ્રિયતાના પ્રતિપાદકત્વે છે, આપની વાણીનાં વાક્ય સત્યતાપ્રતિપાદક અને પ્રિયતાપ્રતિપાદક હોવાથી આપની વાણી વલ્ગુ મનોહર છે, वल्गुवाक्यया પદે વાણીનું સદ્રૂપત્વ નિરૂપ્યું.

**मधुरया गिरा वल्गुवाक्यया ।**

આપની મધુર અને મનોહર વાણી કેવલ આનન્દરૂપ અને સદ્રૂપ જ નથી, પરન્તુ જ્ઞાનરૂપ પણ છે, કારણ કે તે 'बुधमनोज्ञा' છે, આપની વાણી બુધની–પણ્ડિતોની–પણ 'મનોજ્ઞા' અર્થાત્ આહ્લાદકારિણી છે, પણ્ડિતોને આહ્લાદ જ્ઞાને જ થાય છે, તેથી "બુધમનોજ્ઞયા" પદે વાણીનું જ્ઞાનરૂપત્વ નિરૂપ્યું, અર્થાત્ मधुरया પદે ભગવદ્વાણીનું આનન્દરૂપત્વ वल्गुवाक्यया પદે સદ્રૂપત્વ અને बुधमनोज्ञया પદે જ્ઞાનરૂપત્વ પણ નિરૂપીને જેમ ભગવાન્ સચ્ચિદાનન્દરૂપ છે તેમ ભગવદ્વાણી પણ સચ્ચિદાનન્દ છે એમ શ્રીગોપીજને ત્રિપદીએ સિદ્ધ કર્યું.

**बुधमनोज्ञया ।**

આપના શ્રીમુખમાં નેત્રયુગ્મ પણ વિરાજમાન છે, તેથી શ્રીમુખસ્થ નયનકમલનો પણ વ્યાપાર કરીને જ આપે વદવું એમ पुष्करेक्षण પદ વદે છે, પુષ્કરવત્–કમલવત્–પરતાપાપહારક છે ઈક્ષણ અર્થાત્ નેત્ર જેમનાં એવા હે "पुष्करेक्षण" આપનાં ઈક્ષણ કમલવત્ પરતાપાપહારક હોવાથી અમારો તાપ અપહરાય એ પ્રકારે નયનકમલનો વ્યાપાર કરીને જ આપે મધુર મનોહર અને વિદ્વન્મનોજ્ઞ સચ્ચિદાનન્દરૂપ વાણીએ વદવું.

**पुष्करेक्षण ।**

'શ્રીનિકેતન' વિશેષણ છે, વ્યાપાર કરીને જ આપે સચ્ચિદાનન્દરૂપ વાણીમાત્રથી કેવલ નહિ પરન્તુ પદામ્બુજને અમારા કુચસ્થલ અને અધરામૃતે–બન્ધમાં જાણે કે આપનાં કૃત્યકૃત્ય એમ હાર્દ વ્યંજિત અર્થ છે. આપની મધુર

> યુક્તાયુક્તાવિચારે હું જલ્પ્યો આ હે રસેશ્વર ।
> ક્ષમા કરો પ્રિયાયુક્ત શ્રીકૃષ્ણ ગોકુલેશ્વર ॥ ૭

---

૧ 'तृणचरेषु' ઇત્યાદિનો ભાવ શ્રીહરિરાયજી કહે છે કે—

'જેમ ગોના સંગે જતા ભગવાન્ ચરણસમ્બન્ધે તૃણને ભક્તિરસામૃતયુક્ત કરીને તૃણે નિષ્પાદિત તૃણચરનિષ્ઠ દુગ્ધાદિરસને સ્વભોગ્ય કરે છે, તેમ અત્ર પુરુષત્વે સ્વભોગ્ય જે રસ, તત્સમ્પાદક જે રસાધિક્ય, તે રસાધિક્યનું પણ સમ્પાદક ચરણારવિન્દ છે, તેથી ચરણારવિન્દે સમ્બન્ધ થતાં ભગવદ્ભોગ્યત્વપુરુષત્વે અમારે વિષે આપનો સમ્બન્ધ થશે.'

અતિગોપ્ય રસનું પાન પણ ભિષક્તમ-વૈદ્યોત્તમ-કરાવે છે તેમ આપે પણ આપનાં અધરામૃતનું-અતિગોપ્યરસનું-પણ પાન અમને કરાવવું પડશે, કારણ કે અમારો રોગ પણ સર્વથા અસાધ્ય જ છે, આ મૂર્છા કાંઇ અલ્પ-સાધારણ પુરુષે નિવારી શકાય એવી-નથી, તેથી આપે આપના વીર્યનો-શૌર્યનો-પણ વિનિયોગ અમારી આ મૂર્છા નિવારવાને સર્વથા જ કર્તવ્ય છે એ સ્વારસ્યથી "વીર" સમ્બોધન ધર્યું. "વીર" સમ્બોધનપૂર્વક અમૃતની પ્રાર્થના કરે છે, તેથી આ શ્લોકમાં અનન્યપૂર્વા શ્રીગોપિકાએ ગુણાતીતત્વે અન્તિમ અવસ્થાનું પ્રદર્શન કર્યું, કારણ કે પૂર્વાર્થિત હસ્તસ્વરૂપચરણકમલના ઉપકારરૂપ તે તે પદાર્થ લીલાસ્મારક થઈને અધિક મૂર્છાના જ હેતુ થઈ પડયા. (૮)

આભાસ. એ પ્રકારે શ્રીહસ્ત સ્વરૂપ ચરણકમલ અને શ્રીમુખ એમ પદાર્થચતુષ્ટયને સમ્પ્રાર્થીને તે ચતુષ્ટયના અદાનમાં હેતુને સ્વતઃ જ આશંકીને 'तव कथामृतं' શ્લોકે પરિહરે છે.

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।
श्रवणमङ्गलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥ ९ ॥

तव कथामृतम् । "પરન્તુ આ સર્વ-પ્રાર્થિતનું દાન તો ભક્તને થઈ શકે, અભક્તને થઈ શકે નહિ, અને વિરહમાં પણ જીવનથી આપનું તો અભક્તત્વ જ પર્યવસે છે, ભગવાન્ તો સર્વનિરપેક્ષ છે, આપના જીવને પણ તે સર્વનિરપેક્ષ ભગવાન્‌નું કાંઇ પણ કાર્ય વા પ્રયોજન નથી, જે સર્વનિરપેક્ષ ભગવાન્‌ની લક્ષ્મીસદૃશી કોટિશઃ દાસી છે તે ભગવાન્‌નું આપના જીવને પણ કાંઇ પણ કાર્ય વા પ્રયોજન હોય નહિ, તેથી 'त्वयि धृतासवः' 'विचिकरीरिमा.' ઇત્યાદિ સર્વ જ અસંગત છે, અને તેથી પ્રાર્થન વ્યર્થ જ છે" એમ આશંકીને 'આપ અભક્ત છો વિરહમાં પણ જીવનથી' એ ભગવત્કૃત અનુમાનમાં વિરહમાં પણ જીવને અનુમિત અભક્તત્વનો સાધક હેતુ શુદ્ધ નથી, પરન્તુ [1]ઉપાધિએ યુક્ત ઉપહિત છે એમ વ્યંજન કરીને પરિહરે છે, અર્થાત્ જેમ 'યાગીય હિંસા અધર્મ હિંસાત્વથી' એ અનુમાનમાં નિષિદ્ધત્વ ઉપાધિ છે અને તેથી હિંસાત્વરૂપ હેતુ ઉપહિત હોવાથી યાગીય હિંસાનું હિંસાત્વ સિદ્ધ કરવાને અસમર્થ છે, તેમ પ્રકૃતમાં પણ 'આપ અભક્તો વિરહમાં પણ જીવનથી' એ પ્રકૃત ભગવત્કૃત અનુમાનમાં પણ 'વિરહમાં જીવનથી' હેતુમાં સ્વકૃતિસાધ્યત્વ ઉપાધિ છે, અને તે ઉપાધિ છે તેથી તે ઉપાધિએ યુક્ત 'વિરહમાં પણ જીવન' હેતુ અભક્તત્વરૂપ સાધ્યને સિદ્ધ કરવાને સર્વથા અસમર્થ છે એમ શ્રી ગોપીજન પરિહરે છે, વિરહમાં પણ અમારું જીવન કાંઇ અસ્મત્કૃતિસાધ્ય નથી,' પરન્તુ આપની કથા જ વિરહમાં પ્રાણનિર્ગમમાં પ્રતિબન્ધ કરે છે, વિરહમાં નિજ કથા પ્રાણગમનમાં પ્રતિબન્ધક છે, આપની કથા જ વિરહમાં અમારું જીવન સમ્પાદે છે,

[1] ૧. સાધ્યને વ્યાપે પરન્તુ સાધનને વ્યાપી શકે નહિ તે ઉપાધિ, પ્રકૃતમાં 'સ્વકૃતિ-સાધ્યત્વ' ઉપાધિ છે, કારણ કે તે સાધ્યને 'ગોપિકા-અભક્તત્વ'ને વ્યાપે છે પરન્તુ સાધનને-વિરહમાં જીવનને-વ્યાપી શકતું નથી.

કરવું, પરન્તુ જો પૂર્વવિશેષણે વૈરાગ્યનું ગ્રહણ કર્યું હોય તો આ વિશેષણે જ્ઞાનનું ગ્રહણ કરવું એમ એકેક વિશેષણે એકેકનું જ ગ્રહણ કરવું અને તેથી વિશેષણદ્વયે જ્ઞાનવૈરાગ્ય સિદ્ધ થયું.

પરન્તુ આપાતતઃ કવીડિતત્વ તો સ્ત્રીઓમાં પણ છે, કારણ કે સ્ત્રીઓનું પણ ઉત્પ્રેક્ષણે ઈડન કવિજન કરે છે, તેથી સ્ત્રીઓની વ્યાવૃત્તિ કરવાને "कल्मषापहम्" પદ કહે છે. કલ્મષને અર્થાત્ પાપને અપહને તેવું 'કલ્મષાપહ' આમનું કથામૃત છે. 'कल्मषापहम्' પદે ધર્મરૂપ ભગવદ્ગુણનું કથન કર્યું, કારણ કે 'ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः' એમ પણ પાઠ ક્વચિત પ્રાપ્ત થાય છે, અને ધર્મમાં કલ્મષનાશકત્વ પ્રસિદ્ધ જ છે. 'ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरितः' એમ પાઠ આગ્નેયાદિ પુરાણમાં દૃશ્યમાન થાય છે, તેથી "कल्मषापहम्" પદે વીર્યનું ગ્રહણ કરવું હોય તો તત્ર પણ ઉપપત્તિ કહે છે કે અલૌકિકનું સાધક જ વીર્ય મહત્ હોય છે, અને તેવું અલૌકિકસાધક મહદ્ વીર્ય તો ધર્મરૂપ જ હોય છે, અને ધર્મ જ વીર્ય પણ કલ્મષનિવર્તક અને પૂર્વોક્તત્વધર્મે અલૌકિકત્વસાધકત્વવિશિષ્ટ પણ હોય છે, તેથી "कल्मषापहम्" પદે વીર્યનું અને ધર્મનું ઐક્ય કહ્યું, કથામાં પણ અલૌકિકત્વસાધક મહદ્ ધર્મરૂપ વીર્ય સર્વત્ર પ્રસિદ્ધ જ છે, તેથી 'कल्मषापहम्' પદે કથાના વીર્યનું વા ધર્મનું કથન કર્યું, અત્ર શ્લોકમાં 'ईडितम्' પદનું અને આગ્નેયાદિમાં 'ईरितः' પદનું પણ અર્થસામ્ય આ જ પ્રકારે અવધારવું.

આપાતતઃ પ્રાયશ્ચિત્તાદિમાં પણ કલ્મષાપહત્વ જણાય છે, તેથી પ્રાયશ્ચિત્તાદિની વ્યાવૃત્તિને અર્થે "श्रवणमङ्गलम्" પદ કહે છે, પ્રાયશ્ચિત્ત તો ગોમયાદિલેપનાત્મક અને ઉપવાસાત્મક હોવાથી સ્વરૂપતઃ પણ અમંગલ છે અને કથામૃત તો ઉદારચરિત છે, ઉદાર છે ચરિત યત્ર તેવું ઉદારચરિત કથામૃત તો શ્રુતમાત્ર જ થતાં આનન્દને પ્રકટ કરે છે એમ કથામૃત અનુભવસિદ્ધ 'શ્રવણમંગલ' છે, "श्रवणमङ्गलम्" પદે કથામૃતની કીર્તિતુલ્યતા નિરૂપી.

'પુત્રજન્માદિશ્રવણ પણ કિંચિદ્ધર્મસામ્યથી શ્રવણમંગલ છે, પુત્રજન્મમાં પણ કિંચિન્માત્ર ઋણમોચકત્વે કલ્મષાપહત્વ પણ છે, કારણ કે 'किं प्रजया करिष्यामः' ઇત્યાદિ વાક્ય પ્રજાપણાએ ઋણમોચકત્વની પણ મુમુક્ષુને તો અપેક્ષા નથી એમ કહે જ છે' એમ આશંકીને તેની વ્યાવૃત્ત્યર્થ "श्रीमत्" પદ કહે છે, પુત્રજન્માદિ તો ધનવ્યયસાધક છે, પરંતુ ધનસાધક નથી, અને કથામૃત તો લક્ષ્મીએ પણ અપેક્ષિત હોવાથી 'श्रीमत्' લક્ષ્મીયુક્ત છે, તેથી કથાના તો શ્રોતાને અને વક્તાને પણ શ્રીની અર્થાત્ લક્ષ્મીની સિદ્ધિ થાય છે, એમ "श्रीमत्" પદે કથામૃતમાં શ્રીધર્મ નિરૂપ્યો.'

રાજ્યપ્રાપ્તિશ્રવણ પણ શ્રીમત્ તો હોય છે, તેથી રાજ્યપ્રાપ્તિશ્રવણની વ્યાવૃત્ત્યર્થ "आततम्" પદ કહે છે, કથામૃત આ સર્વતઃ તતમ્ વ્યાપ્ત છે, અને રાજ્યાદિક તો પરિચ્છિન્નમાત્ર છે, ભગવાનનું ઐશ્વર્ય તો સર્વમાં-બાહ્યાભ્યન્તરમાં-સર્વથા વ્યાપ્ત છે, અને કથામૃત પણ

कल्मषापहम्।

श्रवणमङ्गलम्।

श्रीमत्।

आततम्।

સર્વ લોકને વ્યાપીને સ્થિતિ કરે છે, અર્થાત્ સર્વત્ર જ સ્વસામર્થ્યને સમ્પાદે છે, "आततम" પદે કથામૃતનું વ્યાપકત્વે ઐશ્વર્ય કહ્યું, "कथामृतम्" પદે સ્વરૂપતઃ કથા ભગવત્સદૃશ છે એમ પ્રતિપાદન કરીને "तप्तजीवनम्" વિશેષણથી આરમ્ભીને "आततम्" વિશેષણપર્યન્ત ષડ્ગુણતઃ પણ કથામૃત ભગવત્સદૃશ જ છે એમ સિદ્ધ કર્યું, ભગવદ્રૂપ અને ભગવત્કથા તુલ્ય છે એ સિદ્ધાન્ત યુક્ત પણ છે, કારણ કે 'नामन्ये न्यासयानि' શ્રુતિમાં ભગવન્નામનું અને ભગવદ્રૂપનું તુલ્યત્વ નિરૂપ્યું છે. અને તેથી, 'शान्तस्य दान्तेि सुश्लोकयाम' કહીને 'तमो या न तनियन्ति', શ્લોકે, ભગવાને નિજ ભાર સ્વકીર્તિમાં સ્થાપ્યો એમ એકાદશસ્કન્ધમાં કહીને 'कृष्णे स्वधामोपगते' પ્રથમસ્કન્ધીય શ્લોકમાં પણ નામાત્મક શ્રીભાગવતનું શ્રીકૃષ્ણતુલ્યત્વ પણ કહ્યું, આ પ્રકારે સ્વરૂપતઃ અને ધર્મતઃ ભગવાનનું અને ભગવત્કથાનું સાદૃશ્ય નિરૂપીને શ્રીગોપીજને સિદ્ધ કર્યું કે વિરહમાં પણ અમારાં જીવન અસ્મત્કૃતિસાધ્ય નથી, પરન્તુ સ્વરૂપતઃ અને ધર્મતઃ પણ આપના જ સમ આપની કથાથી જ જીવન પ્રાપ્ત થયું, તેથી વિરહમાં પણ અસ્મજ્જીવનથી આપ અમારું અભક્તત્વને જે અનુમાને સાધતા હતા તે અનુમાનમાં તો અસ્મત્કૃતિસાધ્યતા ઉપાધિ છે, અને તેથી આપનું સાધ્ય જે અભક્તત્વ તે સિદ્ધ જ થઈ શકતું નથી, વિરહમા પણ અસ્મજ્જીવન ભગવત્કથાએ જ છે, કાંઇ સ્વતઃ જ અસ્મત્કૃતિએ નથી, અત્ર "જીવન" પદે ભગવાનથી પણ કથાનો ઉત્કર્ષ કહ્યો, કારણ કે આપ તો કદાચિત મારો પણ છો, પરન્તુ ભગવત્કથા તો આપ જે કાલે મારો છો તે કાલે અમારું 'જીવન' થઈને પણ અમને જીવાડે છે, તથાપિ આપમાં અને કથામાં કેવલ એટલો જ વિશેષ છે કે આપ સ્વતન્ત્ર છો અને કથા પરતન્ત્ર છે, આપ સ્માનુભાવનમાં સ્વતન્ત્ર છો અને 'કથામૃત' તો સહાયસંગસાપેક્ષ હોવાથી પરતન્ત્ર-વક્તવાન-છે

પરન્તુ બ્રહ્માદિએ પ્રાર્થિત આપ તો અવતારધારણ કરીને આગમન કરો છો અને આગત પણ આપ તિરોભૂત-અન્તર્હિત-થઈ જાઓ છો, અને આગત કથા તો કદાપિ તિરોભૂત થતી જ નથી, અને તેથી જ તાદૃશ કથામૃતને જેઓ ભૂતલમાં ગૃણે છે તેઓ પ્રસિદ્ધ વ્યાસાદિ જ "भूरिदाः"-બહુર્થદાતા-છે, તાદૃશ

भुवि गृणन्ति ते
भूरिदा जनाः ।

કથામૃતના કથનકર્તા પ્રસિદ્ધ વ્યાસાદિ ભૂરિદ અને 'अजनाः' અર્થાત કેવલ ભગવદ્રૂપ કે અથવા જનનાદિદોષે જ રહિત છે, પરન્તુ કથામૃત વિરલ છે અને કેવલ મરણોપસ્થિતિમાં મરણનું નિવર્તકમાત્ર છે, કથામૃત કાંઇ સમ્ભૂય-મળીને-એકત્ર રસજનક નથી, આ નું કથામૃત તો વિરલ રસ છે અને આપનું સ્વરૂપ તો ઘનપિણ્ડ છે તેથી વિરલરસનાં અને ઘનપિણ્ડમાં જેટલો વિશેષ છે તેટલો અને તેવો જ વિશેષ આપના સ્વરૂપમાં અને આપની કથામાં છે, અન્યથા-જો આપના સ્વરૂપમાં અને કથામાં પૂર્વોક્ત વિશેષ જ ન હોત તો-કથાર્થે જ અમે પણ યત્ન કર્યો હોત, તથાપિ વિરલકથામૃતરસનો તો વિરહમાં મરણનિવર્તકત્વે ઉપયોગ છે, તેથી અત્ર શ્લોકમાં ભગવત્કથામૃતની ભગવત્ત્વે સ્તુતિ થાય છે, કથાવક્તા 'ભૂરિદ' અને 'અજન' છે, તેથી તે પ્રસિદ્ધ વ્યાસાદિ ભગવત્કથાકર્તાઓએ લોકોને કથામૃતરૂપ બહુ જ દાન કર્યું છે, તેથી તદ્વચાત્

કથાવશાત્-જ વિરહમાં પણ અસ્મજ્જીવન શક્ય થયું, કથાવક્તા ભૂરિદ છે એમ કથીને કથાનુ જીવનસમ્પાદકત્વરૂપ માહાત્મ્ય કહ્યું, તેથી અત્ર વિરહમાં પણ ગોપિકાન્તરોક્ત જ કથા જીવનસમ્પાદક છે એમ ધ્વનિ છે, આ વચન સાત્ત્વિકીનું છે. (૯)

આભાસ—" प्रहसितम् " શ્લોકે તામસીનું કથન શ્રીશુક અનુવદે છે.

**प्रहसितं प्रिय प्रेमवीक्षणं विहरणञ्च ते ध्यानमङ्गलम् ।**
**रहसि संविदो या हृदिस्पृशः कुहक नो मनः क्षोभयन्ति हि ॥१०॥**

**कुहक नो मनः क्षोभयन्ति हि ।** જો આપના ધર્મો ક્ષોભ ઉત્પાદિત ન કરે તો કથાએ પણ યથાપ સ્થિતિ કરી શકાય-જીવી શકાય-તથાપિ જેમ આપમાં ઐશ્વર્યાદિ ષડ્ગુણ છે તેમ ષડ્ વ્યામોહક પણ ગુણ છે, અન્યથા કથાએ જ ચરિતાર્થતા થઈ જાય, ભગવાન્‌માં મોહક ગુણ છે એમ પ્રમાણતઃ નિરૂપવાને કથે છે કે તદર્થ-મોહનાર્થ-ભગવાન્ માયાએ કુહકલીલા પણ કરે છે, તેથી સિદ્ધ થઈ રહે છે કે મોહનાર્થ તાદૃશ કાપટ્યલીલા જ ભગવાન્‌ના મોહકગુણસદ્ભાવમાં પ્રમાણ છે, 'ભગવાન્‌માં આ પ્રકારે આરોપ અનુચિત છે' એમ આશંકા થાય તો તેને પરિહરે છે કે સ્વસ્વભાવદોષથી ભગવાન્‌મા તાદૃશદોષસ્ફૂર્તિ થાય છે, જેમ જ્વરિતને અન્નમાં વિરસતાપ્રતીતિ થાય છે તેમ આ શ્રીગોપીજનને સ્વતામસભાવદોષથી ભગવાન્‌મા દોષસ્ફૂર્તિ થાય છે, અને તેથી જ ભગવાન્ મોહનાર્થ માયાએ કુહકલીલા પણ કરે છે એમ આજ્ઞા કરે છે, નિજ તામસભાવદોષથી ભગવાન્‌માં પણ તાદૃશી સ્ફૂર્તિ થઈ તેથી 'આપનું પ્રહસિતાદિક અમારા મનને ક્ષુબ્ધ કરે છે' એમ આ તામસી ગોપી કથે છે.

**प्रहसितम् ।** આ ગોપી સ્વતામસભાવથી જ ખિન્ન રહે છે, તેથી તેને ત્યજીને ભગવાન્ અન્યાએ સહ ક્વચિત્ સ્થિતિ પણ કરે છે, અને તતઃ ત્યાંથી આ ગોપીના સમીપ પુનઃ સમાગમન કરીને પ્રકર્ષે હસે છે, તથી ભગવાન્‌નું પ્રકર્ષે હાસિત સુતરાં ક્ષોભન પ્રાપ્ત કરે છે.

**प्रिय ।** " પ્રિય " સમ્બોધનથી ભગવાન્‌નો સ્મૃત નામ પણ પ્રિયત્વસમ્બન્ધ ક્ષોભજનક થઈ પડે છે, અને તેથી જ જે અન્યાજનને ભગવત્સમ્બન્ધ નથી તેમને ક્ષોભ પણ નથી, કારણ કે ક્ષોભનું પણ મૂલ તો અનુભૂત વા સ્મૃત ભગવત્સમ્બન્ધ જ છે.

**प्रेमवीक्षणम् ।** કિંચ આપનું જે પ્રેમવીક્ષિત-પ્રેમે વીક્ષિત-તે પણ ક્ષોભને ઉત્પન્ન કરે છે, આપનું, " પ્રેમવીક્ષણમ્ " પ્રકારાન્તરે ક્ષોભક છે, આપના પ્રેમવીક્ષણના સ્મરણથી પણ ક્ષોભ થાય છે, અર્થાત્ સંયોગદશામાં સ્વવિષયક પ્રેમવીક્ષણનું વિપ્રયોગદશામાં સ્મરણ ક્ષોભને ઉત્પન્ન કરે છે, યદ્વા આપના અન્યનાયિકાવિષયક પ્રેમવીક્ષણનું સ્મરણ અમારામાં ક્ષોભને ઉત્પન્ન કરે છે, યદ્વા આપનું પ્રેમવીક્ષણ બાહ્યતઃ વિશ્વાસજનક હોઈને અન્તઃકપટરૂપ છે તેથી ક્ષોભજનક છે, અન્યથા-જો આપનું વિશ્વાસજનક પ્રેમવીક્ષણ અન્તઃકપટરૂપ ન હોય તો-કાર્યમાં વિસંવાદ જ ન થાય, યદ્વા આપનું પ્રેમવીક્ષણ મનનું ઉદ્બોધક

ના, પરીક્ષક છે તેથી ક્ષોભજનક છે, જ્ઞાતપ્રેમ પ્રેમવાનનું પરીક્ષાકરણ સ્પષ્ટ ક્ષોભજનક હોય છે, આપનું પ્રેમવીક્ષણ આશાજનક હોય છે, અને આશાએ શ્રમ—અને તે શ્રમથી ક્ષોભ થાય છે.

**विहरणम् ।** આપનું વિહરણ પણ ક્ષોભજનક છે, આપનું विहरण—અર્થાત વેણુવાદનાદિ પૂર્વક જે ચરણ તે—પણ ક્ષોભજનક છે, ત્રિભંગલલિતસ્વરૂપે વ્રજાગમનસામયિક વેણુવાદનાદિએ શ્રીસ્વામિનીનિષ્ઠ અન્તઃસ્થિત ભગવદીય રસને તદાકારથી આપ બહિઃ સ્થાપો—પ્રકટ કરો—છો ત્યારે વેણુનિનાદશ્રવણે શ્રીગોપીજનને પુલકાદિ થાય છે અર્થાત્ વિશેષે હરણ—રસનું બહિ સ્થાપન—જેથી એવું ત્રિભંગલલિતાદિક વિહરણ સ્વરૂપ હોય છે તે પણ ક્ષોભજનક છે.

**ध्यानमङ्गलम् ।** પૂર્વે અમે ધ્યાત તે વિહરણ પણ સમ્પ્રતિ ક્ષોભજનક છે, પૂર્વે અમે આપના વિહરણનું ધ્યાન કરતાં ત્યારે તે ધ્યાન જ મંગલનું—ત્વલ્લક્ષણ શુભફલનું—દાન કરતું, તે આપનું ધ્યાનમંગલ પણ વિહરણ ઇદાનીં ક્ષોભજનક છે, ભગવાનની અન્તસ્થિતિનું જ્ઞાન અમને—શ્રીગોપીજનને—નથી, તેથી અન્તઃપદનો પ્રયોગ કર્યો નથી, યદ્યપિ "તે" પદનો સમ્બન્ધ સર્વત્ર જ છે અને તેથી પ્રથમતઃ જ તે પદની ઉક્તિ ઉચિત જ હતી, તથાપિ અન્ય કાપટ્ય તો માયાએ પણ કરો છો અને ધ્યાનમંગલે ક્ષોભ તો સ્વરૂપતઃ આપ જ કરો છો તેથી મુખ્યતઃ તે પદનું સન્નિધાને કથન અત્ર જ કર્યું એમ સ્વરૂપસમ્બન્ધમાં प्रहसितम् प्रेमवीक्षणम् विहरणम् અને ध्यानमङ्गलम् એ ચતુષ્ટય ક્ષોભક કહ્યું.

**रहसि संविदो या हृदि स्पृशः ।** હવે નામસમ્બન્ધિ ક્ષોભક દ્વયનું અર્થાત્ 'રહસિ સંવિદ્'નું અને 'હૃદિ સ્પૃશ્'નું કથન 'रहसि संविदः या हृदि स्पृशः' પદે કરે છે કે રહસ્યમાં—એકાન્તમાં—જ્ઞાનરૂપ ભગવદ્વાક્ સંવિદ્ યદ્વા શાસ્ત્રજનિત બન્ધાવલિજ્ઞાનરૂપ જ્ઞાન જ સંવિદ્, અને તત્ર પણ જે હૃદિ સ્પૃશ્—હૃદયગામિની વાણી યદ્વા કેવલ નાયકાનુકૂલ જ નહિ પરન્તુ અસ્મદનુકૂલ જ બન્ધસંવિદ્ હોવાથી તે સર્વસુખહેતુ હોય છે, તથાપિ આપ જ્યારે વઞ્ચના કરો છો ત્યારે તો તે રહસિ સંવિદ્ અને હૃદિ સ્પૃશ્ ઉભયે ક્ષોભને જ ઉત્પન્ન કરે છે. આ અર્થ સર્વાનુભવસિદ્ધ છે એમ "हि" પદે કહે છે. (૧૦)

**आभास.** ચલસિ શ્લોકે રાજસીનું વચન કહે છે.

> चलसि यद् व्रजाच्चारयन् पशून् नलिनसुन्दरं नाथ ते पदम् ।
> शिलतृणाङ्कुरैः सीदतीति नः कलिलतां मनः कान्त गच्छति ॥ ११ ॥

**कलिलतां मनः कान्त गच्छति ।** આપનું સ્વાસ્થ્ય સતે પણ સ્નેહવશાત્ અમને તો 'अतिस्नेहः पापशंकी' ન્યાયે ભવદ્વિષયિણી ખેદબુદ્ધિ થાય છે, અને અમને ખેદ સતે પણ આપને તો અસ્મદ્વિષયિણી કાંઇ પણ ખેદબુદ્ધિ થતી નથી એ પ્રકારનો જાણે ઉપાલમ્ભવિશેષ કહે છે કે આપ વ્રજમાંથી જ્યારે પશુઓને ચરાવવા ચલન કરો છો ત્યારે નલિનની અપેક્ષાએ પણ સુન્દર આપનું

કોમલ પદ હે નાથ માર્ગમાં સ્થિત શિલતૃણાંકુરે—તામસ શિલે પાષાણે—સાત્વિક તૃણે અને રાજસ દર્ભાદિના અંકુરે અથવા શિલારૂપ જે તૃણ તે શિલતૃણ અર્થાત્ કઠિન તૃણ તે શિલતૃણના અતિપરુષ તીક્ષ્ણ અંકુરે ક્લેશને પ્રાપ્ત કરે છે, વસ્તુતઃ તો ક્લેશ પ્રાપ્ત કરતું નથી જ તથાપિ, હે કાન્ત હે ભર્તઃ અમારું મન એમ કલિલતાને પ્રાપ્ત કરે છે, વ્રજાત્ પદે પ્રાતઃકાલથી જ આરમ્ભીને ખેદ થાય છે એમ સૂચવ્યું, આપનું ચલન થાય છે તેથી જ ખેદ થાય છે તેથી પ્રથમતઃ ચલસિ પદ જ કહ્યું, આપના ચલનનું પણ કારણ 'પશુચારણ' છે એમ કથીને પશુચારણકાર્યાર્થ પણ 'ચલન' ભગવાનને જ અભીષ્ટ છે, પરન્તુ ભગવાનના નલિનસુન્દર પદને તે. તે ચલન અભીષ્ટ નથી, કારણ કે વસ્તુતઃ તો આપના ચરણારવિન્દ અસ્મત્સ્થાન ત્યજીને કુત્ર પણ ગમન કરતાં નથી, તેમને તો અસ્મત્સ્થાન જ અભીષ્ટ છે, તથાપિ આપ જ બલાત્કારે તે ચરણારવિન્દને ચલાવો છો, કિંચ વ્રજસ્થિત ગાયો અરણ્યમાં લઈ જવામાં આવે છે, તત્ર તેમનું ચારણ ઋજુમાર્ગગમને થઈ શકતું નથી, અને તેથી તેમના ચારણાર્થ અમાર્ગે પણ આપે ગમન કરવું પડે છે તેથી, આપ વ્રજમાંથી ચાલન કરો છો તેથી, તેમ જ આપના નલિનસુન્દર ચરણારવિન્દને અવસાદ થાય છે તેથી પણ, અમારું મન કલિલ થાય છે, ભૂમ્યાદિના અનુગ્રહાર્થ આપ પાદુકાધારણ પણ કરતા નથી અને પાલ્યનું તો ચર્મ જ પરિધેય નથી, ભૂમ્યાદિનો અનુગ્રહ કરણીય છે અને પાલ્યનું ચર્મ પરિધેય નથી, તેથી ચર્માપરિધાનમાં ભૂમ્યાદ્યનુગ્રહ અને પાલ્યચર્માપરિધેયતા એમ હેતુદ્વય છે, અને પાદુકાધારણ ન કરવામાં ભૂમ્યાદ્યનુગ્રહ એક જ હેતુ છે, અર્થાત્ ભૂમ્યાદ્યનુગ્રહ કરણીય છે તેથી પાદુકાગ્રહણ કરતા નથી અને ભૂમ્યાદ્યનુગ્રહ કરણીય છે તેથી અને પાલ્યનું ચર્મ અપરિધેય છે તેથી એમ હેતુદ્વયથી આપ ચર્મધારણ કરતા નથી, યદ્વા ચર્માપરિધાનનું જ ઉપપાદન કર્યું છે, તેથી ચર્મમયી પાદુકા તો ધરતા જ નથી, પરન્તુ કાષ્ઠમયી પાદુકાનું તો ગ્રહણ પણ કરે છે, તથાપિ કાષ્ઠમયી પાદુકાએ બહુદૂર ગમન સમ્ભવતું નથી, તેથી અત્ર પાદુકાનું ગ્રહણ નથી એમ જાણવું, શૈત્યાદિનિવૃત્ત્યર્થ અપેક્ષિત કુકુમાદિવ્યવધાને વક્ષોજાનુગ્રહ અન્યથા થઈ જતો નથી તેમ આવશ્યક પાદુકાદિવ્યવધાને કાંઈ ભૂમ્યાદ્યનુગ્રહ અન્યથા થઈ જતો નથી, તેથી અરુચિએ તાત્પર્યાન્તર પણ કહે છે કે પાલ્યનું ચર્મ પરિધેય નથી, સર્વ્ય મત્ર જ જીવ ભગવાને પાલ્ય છે અને તેમના ચર્મના પરિધાને તો તન્મારણ જાણે અનુજ્ઞાત થાય છે, તેથી પાલ્યચર્મપરિધાન તો કદાપિ કરતા જ નથી આથી એમ નિષ્પન્ન થાય છે કે ચર્મપરિધાનાભાવ ઉપપાદિત કર્યો તેથી કદાચિત્ કાષ્ઠમયી પાદુકાનું તો ધારણ કરે પણ છે, અને તેવા જ મહત્સેવ્ય સ્વરૂપોમાં શ્રીમન્મદનમોહનલાલજીના[1] ચરણારવિન્દમાં પાદુકાનાં દર્શન પ્રત્યક્ષ થાય છે, આવશ્યક વ્યવધાને કાંઈ ભૂમ્યાદિવિષયક અનુગ્રહ અન્યથા થઈ જતો નથી એમ તો અનુપદ જ કહ્યું, તેથી આપ સર્વદા મોજડી વિના અને પ્રાયઃ પાદુકા વિના જ ચલન કરો છો, અને તેથી આપનું નલિનસુન્દર પદ જ

---

૧. આ સ્વરૂપ સમ્પ્રતિ કામવનમાં [illegible] શ્રીમથુરાજીને માથે બિરાજે છે.

શિલતૃણાંકુરે અવસાદને પ્રાપ્ત કરે છે, આપનું ચરણ નલિન છે, અને નલિન જલજ છે, તેથી સરસ્યાદિરૂપ ઉત્પત્તિસ્થાન જલમાં જ સ્થિતિ કરવાને તે યોગ્ય છે, તેથી આપનું ચરણનલિન ચાલનને યોગ્ય નથી, અને તેથી વ્રજમાં જ તે સ્થાપનીય છે એમ અત્ર આશય છે, કદાપિ તેનું ચાલન થાય તદાપિ નીરસ ઉદ્ધૃત જલમાં તત્સ્થાપન તો સર્વથા ઉચિત નથી, કારણ કે તેમ તે શોભતું જ નથી, તેથી પક્ષાન્તર કહે છે કે જલપૂર્ણમાં અર્થાત્ શાદ્વલમાં જ સ્થિતિ કરવાને તે યોગ્ય છે, સરોજ હોવાથી પૂર્ણ સરમાં જ તે નલિન સ્થિતિ કરવાને યોગ્ય છે, અથવા જેમ સ્વસ્થાનથી ઉદ્ધૃત નલિન જલપૂર્ણ ઘટાદિમાં સ્થિતિ કરે છે તેમ સ્વસ્થાનથી ઉદ્ધૃત આપનું ચરણનલિન જલપૂર્ણ–રસપૂર્ણ–કુચકલશાદિમાં સ્થિતિ કરે છે.

**અર્થાન્તર।** અત્ર અર્થાન્તર પણ છે, વસ્તુતઃ તો આપનું ચરણારવિન્દ નલિનથી પણ સુન્દર છે, તેથી તે પદ લક્ષ્મીમાં વા અમારામાં જ સ્થિતિ કરવાને યોગ્ય છે, નલિનની સ્થિતિ સરમાં વા જલપૂર્ણ ઘટાદિમાં એમ દ્વિધા જ સમ્ભવે છે, તેથી જેમ સરમાં નલિન સ્થિતિ કરે છે તેમ જલસ્થાનીય લક્ષ્મીમાં આપનુ ચરણારવિન્દ સ્થિતિ કરવાને યોગ્ય છે, કારણ કે નલિનનું સ્થાન જલ છે તેમ ચરણનું સ્થાન સ્વકીયા લક્ષ્મી છે, ઉદ્ધૃત નલિન જેમ કદાચિત જલપૂર્ણ ઘટાદિપાત્રમાં પણ સ્થિતિ કરવાને યોગ્ય છે તેમ અત્ર પાત્રસ્થાનીય શ્રીગોપીજન છે, કારણ કે તે પરકીયા છે, સ્વકીયાપક્ષથી લક્ષ્મીમાં જ ચરણનલિનની સ્થિતિ યુક્ત છે તથાપિ કદાચિત સ્વસ્થાનથી ઉદ્ધૃત નલિનની સ્થિતિ જલપૂર્ણ ઘટાદિમાં પણ યુક્ત છે તેમ કદાચિત સ્વકીયા લક્ષ્મીમાંથી ઉદ્ધૃત આપનું ચરણારવિન્દ જલપૂર્ણઘટાદિરૂપ પરકીયા શ્રીગોપીમાં વિરાજમાન થાય એ પણ યુક્ત જ છે, પરન્તુ લક્ષ્મીમાં કે અમારામાં સ્થિતિ કરવાને યોગ્ય આપનું નલિનાધિકસુન્દર ચરણ અરણ્યમાં શિલતૃણાંકુરે અવસન્ન કરવું તો સર્વથા યુક્ત નથી, "નાથ" સમ્બોધનથી અત્ર પશુચારણ અર્થમાં આપના નિયોજ્ય પણ બહુ જ છે, તથાપિ આપ સ્વતઃ જ ગમન કરો છો એમ સૂચન કર્યું, વનમાં તો પર્વતરૂપા અરણ્યરૂપા અને કચ્છરૂપા એમ ત્રિવિધા ભૂમિ છે, તત્ર ક્રમશઃ એકૈકમાં શિલતૃણાંકુર ત્રયમાંથી એકૈક જ હોય છે અથવા સર્વ જ સર્વત્ર હોય છે તેથી આપનું ચરણારવિન્દ અવસન્ન થાય છે, અર્થાત્ આપના ચરણારવિન્દને કણ્ટક લાગે છે ત્યારે આપ ચલન પણ કરી શકતા નથી અને કિંચિત્કાલ આપે એકત્ર–કોઇક સ્થલે–સ્થિતિ પણ કરવી પડે છે, શ્રીગોપીજનના ભાવના અનુભાવે તેમણે આ પ્રકારે વનલીલાગાન કર્યું એ યુક્ત જ છે, આપને જ્યારે કણ્ટક લાગે છે, આપનાથી ચલન પણ થઈ શકતું નથી, આપે એકત્ર સ્થિતિ કરવી પડે છે, ત્યારે અમને અમારા મનમાં કલિલતા વા ચિન્તા થાય છે કે અમે સ્વયં તત્ર જઇએ અને સ્વહૃદયમાં જ તે પદને સ્થાપી લઈએ, અથવા મનઃકાન્ત એમ સમસ્ત પદ છે, અને તેથી હે મનઃકાન્ત, અમારું મન રાખ્યું પણ રહી શકતું નથી, આ પક્ષમાં 'મનઃ'પદની આવૃત્તિ જાણવી.

## ‘ पाल्यानां चर्म च न परिधेयम् ’ ઉપરિ સ્વતન્ત્ર.

‘ભૂમ્યાદિના અનુગ્રહાર્થ પાદુકાપરિધાન નહિ કરીને શ્રીચરણારવિન્દને અવસાદ–શ્રમ–કેમ સમ્પાદો છો ? યદ્યપિ પાદુકાપરિધાનમાં ચરણના અને ભૂમિના મધ્યમાં અન્તરાલ સમ્ભવે અને પાદુકાવ્યવહિત જ ચરણનો ભૂમિને સ્પર્શ થવાથી ભૂમિ પ્રતિ અનુગ્રહ સિદ્ધ પણ થાય, તથાપિ વ્યવધાયકાન્તરે અનુગ્રહ સિદ્ધ થઈ શકે, કારણ કે શ્રીકુંકુમલિપ્તપદના સ્પર્શે પણ હૃદયમાં તે પ્રકારનુ સુખ સ્વાનુભવસિદ્ધ છે, તેથી આપ પાદુકા નહિ ધરીને શે અર્થે શ્રમ પ્રાપ્ત કરો છો ? તેથી અમારા હૃદયની કઠિનતા જાણીને ચરણારવિન્દમાં શ્રમાભાવાર્થ અને ભૂમ્યનુગ્રહાર્થ પણ ચર્માદિકનું જ પરિધાન કુંકુમવત્ કેમ નથી કરતા ?’ આ પ્રકારે આશંકીને પાल्यानां चर्म च ઇત્યાદિ આજ્ઞા શ્રીમદાચાર્યચરણ કરે છે, ‘ सर्वा गावो महिष्यश्च ’ વાક્યથી તે ગવાદિ તો સર્વ ભાવે પાલ્ય જ છે, અને પાલન પણ જીવનાનું જ ઘટે, તેથી પાલ્યના ચર્મના પરિધાને તો તે પાલ્ય ગવાદિ મૃત્યુમાથી અપાલિત રહે, તેથી પાલ્યનું તો ચર્મ ન જ પરિધરાય, અન્યના ચર્મને તો ચરણસમ્બન્ધની યોગ્યતા જ નથી, તેથી અપરિધાન જ એમ અર્થ છે, કિંચ ચર્મનો સમ્બન્ધ ચરણને થતાં ચરણભક્તિરસે આલોડિત તૃણભક્ષણે જનિત પરમાનન્દ પણ ન થાય, અને તેટલે અંશે અપાલિતત્વ પ્રાપ્ત થઈ જાય, તેથી પાલ્યોના ચર્મનું પરિધાન અનુચિત છે એમ ભાવ છે, આથી જ ‘तृणचरानुगम्’માં તૃણચર પદ શ્રીસ્વામિનીએ કહ્યું, ઇતિ દિક્. (૧૧)

એમ અત્રપર્યન્ત સપ્તવિધ अनन्यपूर्वांનું અને તેથી પણ પૂર્વે ચતુર્વિધ अन्यपूर्वांનું નિરૂપણ કર્યું, અતઃપર તે अन्यपूर्वा જ પદ્ આભાસ। નિરૂપાય છે, તત્ર પ્રથમ राजसतामसीनु-વચન છે, તે અન્યપૂર્વા બહિર્ગમન કરીને ભગવદ્દર્શન કરવાને અશક્ય છે, પત્યાદિના અનુરોધે અન્યપૂર્વા દિવસે વનમાં ગમન કરવાને અશક્ત છે, તેથી જ્યારે સંધ્યાસમયે ભગવાન્ આગમન કરે છે ત્યારે ભગવદ્દર્શન કરીને તેમને કામ થાય છે, દિવસે પ્રયોજન ન હોવાથી તેમને કામભાવનું સમ્પાદન નથી પરન્તુ ગુણગાને જ તેમનું રમણ સમ્પન્ન થઈ રહે છે. અને રાત્રિએ તો નિજ રમણ કર્તવ્ય છે તેથી સન્ધ્યાસમયે તેમને પ્રભુ રમણોપયોગી કામભાવનું સમ્પાદન કરે છે, અને તેથી રજોગુણે અને સત્વગુણે બન્ધપ્રાર્થના અને અધરામૃતપ્રાર્થના પણ તેઓ કરે છે, અનન્યપૂર્વાનો તો કામ નિત્ય જ છે, અનન્યપૂર્વા તો અવિવાહિતા જ છે તેથી તેમને પતિકૃત પ્રતિબન્ધ નથી, તેથી તેઓ તો દિવસે પણ વનમાં ગમન કરી રહે છે અને રાત્રિએ તો શ્રીયશોદાજીની આજ્ઞાથી ભગવત્સમીપગમન સિદ્ધ જ છે, તેથી તેમનું રમણ તો અહર્નિશ જ સમ્ભવે છે, અને તેથી તેમનો રમણહેતુભૂત કામ પણ દિવસે અને રાત્રિએ પણ એમ નિત્ય વા સાર્વદિક છે, અનન્યપૂર્વાનું તો રમણ દિવસે પણ સમ્ભવે છે તેથી તેમનો રમણોપયોગી કામ પણ નિત્ય જ છે, અનન્યપૂર્વા અગ્નિકુમારવત્ અન્યા પણ છે, તથાપિ તેઓ વસ્તુતઃ અનન્યપૂર્વા જ છે એમ જાણવું, તેથી અગ્નિકુમારનું રમણ વિવાહિતાન્યાયે રાત્રિએ જ થાય છે, અને તેથી પૂર્વોક્તથી વિરોધ

નથી, અને સત્વાદિ ભેદ એક જ ગોપીમાં સમયભેદે બહુધા થઈ શકે છે તેથી અગ્રિમશ્લોકદ્વયોક્ત પ્રાર્થના એક જ ગોપીની પણ સમ્ભવે છે એ આશયથી 'તેઓ અન્ધપાર્થના' એમ કથન કર્યું, અર્થાત્ કામદાનલીલાસ્મરણે ઉદ્બુદ્ધ કામથી તે ગોપી અન્ધપાર્થના અને અધરામૃતપાર્થના પણ કરે છે, પરન્તુ અનન્યપૂર્વાનો તો કામ નિત્ય જ છે તેથી તેમણે કામદાનની ઉક્તિ વિના જ 'व्रजजनार्तिहन्' અને 'प्रणतदेहिनाम्' એમ શ્લોકદ્વયે અન્ધપ્રાર્થના અને 'मधुरया गिरा' શ્લોકે અધરામૃતની પ્રાર્થના કરી, અનન્યપૂર્વાનો કામ નિત્ય છે તેથી તેમના પ્રસંગમાં કામદાનનું કથન નથી, પરન્તુ આ અન્યપૂર્વાનો તો કામ સન્ધ્યાસમયે ભગવદ્દર્શને પ્રભુસમ્પાદિત છે તેથી તદુક્ત 'दिनपरिक्षये' શ્લોકમાં કામદાનનું સ્પષ્ટ કથન છે અને તદનન્તર 'प्रणतकामद' શ્લોકમાં રજોગુણે અન્ધપ્રાર્થનાનું અને 'सुरतवर्धनं' શ્લોકમાં સત્વગુણે અધરામૃતપાર્થનાનું કથન વિશદ છે.

दिनपरिक्षये नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम् ।
घनरजस्वलं दर्शयन् मुहुर्मनसि नः स्मरं वीर यच्छसि ॥१२॥

**दिनपरिक्षये ।** સન્ધ્યાકાલવાચક 'दिनपरिक्षये' પદ પ્રયોજીને તન દિનનો પરિક્ષય કહ્યો, તેથી ક્ષયોક્તિએ અન્યપૂર્વા ગોપીએ દિન પ્રતિ સ્વદ્વેષ જણાવ્યો, હવે કેમ્ય દિનનો પરિક્ષય થઈ ગયો, સન્ધ્યાકાલ થયો, આ સમય રજોગુણનો છે, કામનો આ કાલ છે, સન્ધ્યાસમયે દિનપરિક્ષયે રાજસ દોહનાદિવૈયગ્ર્ય છે અને સન્ધ્યાસમય તામસ કામનો પણ ઉદ્બોધક છે, તેથી એ કાલ રાજસતામસ છે, અને તત્કાલીન લીલાનું કથન આ અન્યપૂર્વા કરે છે તેથી આ અન્યપૂર્વા ગોપી પણ રાજસતામસ છે એમ સિદ્ધ થયું.

**नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम् ।** ભગવાનના નીલકુન્તલ ભ્રમરવત રસબોધક છે, જે મુખકમલલાવણ્યામૃતનું પાન કરે છે તે નીલકુન્તલ ભ્રમરવત રસબોધક થાય છે એ યુક્ત છે, અને તેથી તેવા નીલકુન્તલે આવૃત વનકમલવત્ શ્રીમુખને ધારણ કરતા આપ હે 'वीर' અમારા મનને સ્મરનું–કામનું–દાન કરો છો, સન્ધ્યાકાલે નીલવર્ણે આવૃત વનરુહ નીલપ્રભાભ્યાસ થઈ જાય છે, અને અત્ર પણ 'नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम्' ચરણમાં નીલકુન્તલના અને વનરુહના કથને આપના શ્રીમુખની આભા–કાન્તિ–કુવલયસદૃશી છે એમ જણાય છે, અર્થાત્ સન્ધ્યાકાલમાં આપના અધરમાં અને નયનમાં પણ અરુણિમાની પ્રતીતિ નથી, અને તેથી જેમ પૂર્વ સંકુચિત કુવલય ચન્દ્રમાના દર્શને ઉત્તરોત્તર અધિકાધિક વિકસે છે તેમ અત્ર પણ અન્યપૂર્વા સ્વામિનીરૂપ પ્રિયાના મુખેન્દુદર્શને પૂર્વસંકુચિત ભગવન્મુખકુવલય ઉત્તરોત્તર અધિકાધિક વિકસે છે એમ જણાય છે, અને તેથી પ્રિયની સર્વસ્વામિની વિષે આસક્તિ સૂચિત થાય છે, અને તેથી જ, અર્થાત્ આસક્તિથી, 'જલ'પદ ત્યજીને અત્ર वनरुहाननमां "वन" પદ

પ્રયોજ્યું. યદ્યપિ વનથી ભગવાનનું આગમન થયું છે, તથાપિ એતદ્ગ્રહણાર્થ પુનઃ વનમાં પ્રવેશ કરશે અને તેથી આપનું વનસ્થત્વ જ સમ્પન્ન કર્યું, અર્થાત્ વનમાં કુવલયની જે અવસ્થા હોય છે તે અવસ્થા જણાવવાને તે તે ધર્મોને ધારણ કરતું જ મુખનું દર્શન કરાવે છે એમ અત્ર ધ્વનિ છે.

**ઘનરજસ્વલં દર્શયન્ મુહુઃ ।**

ઘને અર્થાત ગોધને આપનું શ્રીમુખ રજસ્વલ છે આપ ગોધનના રજથી યુક્ત વનરુહાનનનું પ્રદર્શન મુહુઃ વારંવાર કરાવે છે, આપ માર્ગના મધ્યમાં ગમન કરે છે, અને ઉભયતઃ સ્થિતા ગોપીને પર્યાયે દેખે છે અને તેથી શ્રીમુખનું પ્રદર્શન વારંવાર થાય છે, અથવા અગ્રે ગમન કરતાંકરતાં પણ આપ પુનઃપુનઃ શ્રીમુખની પરાવૃત્તિ કરીને તેમને દેખે છે, તેથી પણ આપના શ્રીમુખનું પ્રદર્શન મુહુ- વારંવાર-થાય છે.

**મનસિ નઃ સ્મરં વીર યચ્છસિ ।**

તાદૃશ દર્શન પણ નિજ અપેક્ષાનું જ્ઞાપક છે તેથી તે સ્મરજનક છે, નિરન્તર દર્શને તો તત્ર જ રસનું આસ્વાદન થઈ જતાં સ્મરની ઉત્પત્તિનો અવસર જ ન રહે, તેથી વારંવાર શ્રીમુખનું પ્રદર્શન સ્મરાગ્નિનું સન્ધુક્ષણ જ જાણે થાય છે, તાદૃશ સ્મરાગ્નિ-સન્ધુક્ષણ વારંવારપ્રદર્શન કરાવીને તે સ્મરાગ્નિના પૂરણાર્થ અથવા નિરાકરણાર્થ તો આપે ગ્રહ અવશ્ય કર્તવ્ય છે એમ વીર પદે આ અનન્યપૂર્વા શ્રીગોપીજન સૂચન કરે છે, આપનું શ્રીમુખ ગોધને રજસ્વલ છે તેથી જે શ્રમનું તે સૂચન કરે છે તે આપના શ્રમની નિવૃત્તિ તો અમારે જ કર્તવ્ય છે. અમારા વિના આપનો તે શ્રમ નિવૃત્ત થાય તેમ નથી, આપનું શ્રીમુખ વનરુહાનન છે તેથી વનમાં જ એ સર્વથા ભોગ્ય છે, તેથી અત્ર-વનમાં-જ આપનું સમાગમન છે, "वनरुहाननं" પદે 'ગૃહમાં રતિદાન કરીશ' એ પક્ષ વ્યાવૃત્ત થઈ ગયો, બલાત્કારે શ્રીમુખની તે જ અવસ્થા આપ સ્થાપે છે એમ વિભ્રત પદે સૂચન કર્યું.

**સિંહાવલોકન.**

એ આપ શ્રીમુખનું સમ્માર્જન કરીને સમાગમન કરે ત્યારે તો સમ્મૃષ્ટ પ્રસન્ન શ્રીમુખનાં દર્શનથી વિકલ્પે જ્ઞાન પણ થાય, આપનું શ્રીમુખ ભક્ત્યાત્મક છે, તેથી ભક્ત્યાત્મક શ્રીમુખમાં સ્નેહરસાનુભવ જ થાય, પરન્તુ આપનું શ્રીમુખ તો ગોધનસમ્બન્ધિ રજે રજસ્વલ છે, તેથી જ્ઞાન વા ભક્તિ ન થતાં કામ જ પ્રકટ થાય છે, ક્રોધ પણ થતો નથી, જેમ ... ધરીને તત્સ્થિત અન્ન ભોગાર્થ અર્પાય છે તેમ આપ શ્રીમુખરૂપ પાત્ર ભક્ત તેમઅરીને તત્રત્ય કામાત્મા રસ અમારા મનમાં સ્થાપો છો, તેથી આપનું તાદૃશ ...સે શ્રીમુખધારણ કામદાનમાં હેતુ છે, મન્દયાસમયે આપે કામનું જ દાન ભો... અમને કર્યું તેથી ભોગ જ કરણીય છે, આ કામ પણ આગન્તુક છે, આપે જ સમ્પાદિત છે, તેથી તેનું પૂરણ અન્યે શક્ય નથી, ભોગાતિરિક્ત આશ્વાસનાદિ પ્રકારાન્તરે કોઈ આપે સમ્પાદિત કામનું પૂરણ થઈ શકે જ નહિ, તેથી આગન્તુક-આપે સમ્પાદિત-કામનું પૂરણ ભોગપ્રકારે આપે જ કર્તવ્ય છે. (૧૨)

આભાસ ।

તેથી પણ ઉત્તમ અન્યપૂર્વા અનન્યપૂર્વાવત્ 'प्रणतकामदं' શ્લોકે નિજ સ્તનોપરિ ભગવચ્ચરણધારણ પ્રાર્થે છે, અને તેથી જ અત્ર પૌનરુક્ત્ય નથી, 'प्रणतदेहिनां' શ્લોકની વક્ત્રી અનન્યપૂર્વા છે, અને અત્ર 'प्रणतकामदं' શ્લોકની વક્ત્રી તો અન્યપૂર્વા છે એમ વક્ત્રીનો ભેદ છે તેથી જ અત્ર પૌનરુક્ત્ય નથી, પરન્તુ પૂર્વ 'प्रणतदेहिनाम्' શ્લોકની અપેક્ષાએ અત્ર 'प्रणतकामदं' શ્લોકમાં ઉક્ત ચરણનું માહાત્મ્ય અધિક છે, કારણ કે અત્ર વર્ણ્યમાન આ ચરણ-પંકજ ગુણાધાયક છે, અને પૂર્વ 'प्रणतदेहिनां' શ્લોકમાં વર્ણિત ચરણપંકજ તો કેવલ દોષનિવર્તક જ છે.

प्रणतकामदं पद्मजार्चितं धरणिमण्डनं ध्येयमापदि ।
चरणपङ्कजं शन्तमं च ते रमण नः स्तनेष्वर्पयाधिहन् ॥१३॥

रमण नः स्तने-ष्वर्पयाधिहन् ।

હે "रमण" હે રતિકર્તઃ, અમારા સ્તનને વિષે આપનુ ચરણપંકજ અર્પો, 'आधिहन्' વા 'आर्तिहन्' સમ્બોધને તત્ર પ્રયોજન કહે છે કે હે આધિહન્ રમણ, આપે અમારો આધિરૂપ હૃદયતાપ અને હે આર્તિહન્, આપે આર્તિરૂપ ચિન્તા નિવારણીય જ છે, દષ્ટોપકારે જ અમારો હૃદયતાપ જશે, પંકજનો તાપનિવૃત્તિરૂપ ઉપકાર દષ્ટ—પ્રત્યક્ષ જ—છે, અને આપનું ચરણ પંકજ છે તેથી દષ્ટોપકાર ચરણપંકજે જ અમારો તાપ નિવૃત્ત થશે, હૃદયસ્થ તાપની અને ચિન્તાની દષ્ટોપકાર ચરણ-પંકજે જ નિવૃત્તિ કરણીય છે, તેથી આપ અમારા સ્તન ઉપર આપનું દષ્ટોપકાર ચરણપંકજ સ્થાપો, અમે હૃદયમાં સ્થાપિત તે ચરણપંકજનું હૃદયથી બહિઃ સમાગમન કરી શકાતું નથી, તેથી આપે સ્વતઃ જ તે ચરણપંકજ બહિરસ્થાપનીય છે, તાપ-નિવૃત્તિરૂપ ઉપકાર પંકજમાં પ્રત્યક્ષ દષ્ટ છે અને આપનુ ચરણપંકજ પણ પંકજ હોવાથી તાપનિવૃત્તિરૂપ દષ્ટોપકાર કરવાને સમર્થ છે, અને યદ્યપિ તાદશ ચરણ-પંકજ પણ અમારા હૃદયમાં જ સ્થાપિત છે તથાપિ તે ચરણપંકજ તો હૃદયાન્ત-સ્સ્થાપિત હોવાથી તેનું બહિસ્સમાગમન કરી શકાતું નથી, તેથી આપે જ દષ્ટોપકાર ચરણપંકજનુ બહિઃસ્થાપન કરીને હૃદયસ્થ તાપ અને ચિન્તા નિવારણીય છે.

प्रणतकामदम् ।

જેમ ભગવાન્‌માં ષડ્ ગુણ છે તેમ ભગવાન્‌ના ચરણપંકજમાં પણ ષડ્ ગુણ છે, તેથી ભગવચ્ચરણપંકજમાં ષડ્ ગુણ કહેતાં પ્રથમ ઐશ્વર્ય ગુણને 'प्रणतकामद' પદે કહે છે, પ્રકર્ષેનત એવા જે પ્રણત અનન્યશરણ—અન્યાશ્રયરહિત—તેવા પ્રણતને આપનું ચરણપંકજ કામદ—અભિલષિતાર્થદાતૃ—છે, અન્યાશ્રયરહિત અનન્યશરણ પ્રણતના અભિલષિત કામનું દાન આપનું ચરણપંકજ કરે છે, ઈશ્વર જ તથાવિધ પ્રણતકામદ છે, તેથી 'પ્રણત-કામદ' પદે ચરણપંકજનું અભિલષિતાર્થદાતૃ ઐશ્વર્ય નિરૂપ્યું, ઈશ્વરના મનમાં દાતવ્યત્વે ઉપસ્થિત તત્રત્ય કામનું પણ ગ્રહણ સ્તબ્ધ જીવો કરી શકતા નથી તેથી પ્રણતત્વ કહ્યું, જેમ ઈશ્વર કામદ છે તેમ યદ્યપિ ભગવાન્‌નું ચરણપંકજ પણ કામદ છે, તથાપિ જે જીવો સ્તબ્ધ છે તેમના અભિલષિતાર્થ કામને ચરણપંકજ પૂરતું નથી,

પરન્તુ જેઓ અન્યાશ્રયરહિત અનન્યશરણ હોઈને ભગવચ્ચરણપંકજને પ્રકર્ષે નમે છે તે પ્રણતના જ કામનું પૂરણ ચરણપંકજ કરે છે, તેથી ચરણપંકજના કામદત્વમાં પણ અપેક્ષિત પ્રણતત્વ અર્થાત્ અસ્તબ્ધત્વ 'પ્રણત' પદાવયવે કહ્યું, યદ્યપિ ભગવાન્ અને તેથી ભગવચ્ચરણ પણ સ્વાભાવિકૈશ્વર્યવશાત્ કામદ છે તથાપિ દાતવ્ય કામનું–અભિલષિતાર્થનું–પણ ગ્રહણ સ્તબ્ધ જીવે અશક્ય છે, દાતવ્ય કામનું–અભિલષિતાર્થનું–ગ્રહણ કરવાને પણ સ્તબ્ધતાના ત્યાગપૂર્વક અનન્યાશ્રયરૂપ પ્રણતત્વની અપેક્ષા છે, તેથી कामद પદમાં प्रणत અવયવ પ્રયોજ્યું.

**पद्मजार्चितम् ।**

પદ્મજ જે બ્રહ્મા તેની પ્રાર્થનાએ જ આપના ચરણપંકજનું અત્ર આગમન થયું, બ્રહ્મા આપના ચરણપંકજને ધર્મબુદ્ધિએ જ પૂજે છે, શ્રીગોપીજનવત્ સ્નેહભાવે સેવના કરતા નથી, તેથી 'पद्मजार्चित' પદે બ્રહ્મદેવપૂજિત ચરણપંકજની ધર્મરૂપતા નિરૂપી, બ્રહ્માજીની પ્રાર્થનાથી અત્ર આપના ચરણપંકજનું આગમન થયું એ હેતુથી બ્રહ્મા તે ચરણપંકજને અર્ચે છે, અને તેથી સ્વપ્રાર્થનાએ ભગવચ્ચરણપંકજાગમન બ્રહ્મદેવકૃત ભગવચ્ચરણારવિન્દાર્ચનમાં હેતુ છે એમ કહ્યું, કારણ કે જેની પ્રાર્થનાએ જેનું આગમન થાય તેનું અર્ચન તે કરે એ યુક્ત જ છે.

**धरणिमण्डनम् ।**

"धरणिमण्डनम्" પદે ચરણપંકજની કીર્તિરૂપતા કહે છે, આપનું ચરણપંકજ ધરણીનું અલંકરણરૂપ મણ્ડન છે, તેથી પૃથ્વીના અલંકાર-મણ્ડન-આપનું ચરણપંકજ છે એમ કથીને ચરણપંકજનું યશ નિરૂપ્યું, અથવા અત્ર અલંકારવાચક 'मण्डन'પદ પ્રયોજ્યું છે અને અલંકાર તો શોભારૂપ છે તેથી "धरणिमण्डनं" પદે ચરણપંકજની શ્રીનું–શોભાનું–જ નિરૂપણ કર્યું.

**ध्येयमापदि ।**

આપનું ચરણપંકજ આપત્તિમાં પણ ધ્યેય છે, તેથી "ध्येयमापदि" પદે ચરણપંકજની શ્રીરૂપતા નિરૂપી, કારણ કે આપદ્‌માં ધ્યાન શ્રીમાન્‌નું જ થાય છે, શ્રીમાન્ આપન્નિવારક હોય છે, તેથી આપદ્‌માં શ્રીમાનનું ધ્યાન થાય છે, આપનું ચરણકમલ પણ આપદ્‌માં ધ્યેય છે તેથી આપનું ચરણપંકજ શ્રીરૂપ છે, અથવા આપદ્‌માં ધ્યાન કીર્તિમાન્‌નું જ થાય છે અને આપનું ચરણપંકજ આપદ્‌માં ધ્યેય છે તેથી "ध्येयमापद" પદે આપના ચરણપંકજનું કીર્તિરૂપ યશ નિરૂપ્યું, અર્થાત્ જો "धरणिमण्डनम्" પદે શ્રીનું ગ્રહણ કરવું હોય તો "ध्येयमापदि" પદે કીર્તિનું ગ્રહણ કરવું પરન્તુ જો "धरणिमण्डनं" પદે કીર્તિનું ગ્રહણ કરવું હોય તો "ध्येयमापदि" પદે શ્રીનું ગ્રહણ કરવું, અને એમ "धरणिमण्डनं" અને "ध्येयमापदि" વિશેષણપદદ્વયે કીર્તિનું અને શ્રીનું અથવા શ્રીનું અને કીર્તિનું એમ ધર્મદ્વય ગ્રહવું.

**चरणपङ्कजम् ।**

"चरणपङ्कजम्" પદે ચરણમાં પંકજનું સામ્ય કહ્યું, અને તેથી ધર્મિ ચરણપંકજનો સ્વરૂપોત્કર્ષ કહ્યો, અર્થાત્ 'ચરણપંકજ' પદ ઉત્કૃષ્ટધર્મિસ્વરૂપવાચક છે.

शान्ततमम् ।

આપનું ચરણપંકજ "शन्तमम्" અર્થાત્ કલ્યાણરૂપ છે, ચરણપંકજના શન્તમત્વે જ્ઞાનરૂપતા કથી, કારણ કે જ્ઞાન કલ્યાણરૂપ છે, અને તે કલ્યાણરૂપ જ્ઞાન પણ આપનો જ અને તેથી આપના ચરણપંકજનો પણ એક ધર્મ છે.

'आर्तिहन्' ... ते ।

'आर्तिहन्' સમ્બોધનથી વૈરાગ્યનું કથન કર્યું, અને 'ते चरणपङ्कजम्' એમ સમ્બન્ધનું નિરૂપણ કર્યું, તેથી ચરણપંકજ વૈરાગ્યયુક્ત છે એમ સમર્થ્યું, કારણ કે ઇતર પદાર્થમાત્ર ત્યજીને વૈરાગ્યપૂર્વક ચરણપંકજ આપનો સમ્બન્ધ કરે છે એટલું જ નહિ પરન્તુ સ્વકીયને પણ આપનો સમ્બન્ધ કરાવે છે, ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ સર્વને જ અપેક્ષિત છે તેથી 'रमण' સમ્બોધને પ્રભુની ઇષ્ટપ્રાપકતા અને "आर्तिहन्" પદે પ્રભુની અનિષ્ટનિવારકતા કથી, તેથી એમ નિષ્પન્ન થયું કે પ્રભુ ઇષ્ટપ્રાપક રમણ છે અને અનિષ્ટનિવારક આર્તિહા છે, તેથી ઇષ્ટપ્રાપ્ત્યર્થ અને અનિષ્ટનિવૃત્ત્યર્થ ઇતર કોઇનો પણ આશ્રય કર્તવ્ય નથી, પરન્તુ આપના તાદૃશ સ્વરૂપનો અથવા સ્વરૂપસમ્બદ્ધ ઐશ્વર્યાદિષડ્ગુણયુક્ત ચરણપંકજનો જ આશ્રય કર્તવ્ય છે, અને 'चरणपङ्कजम्' પદે વિશેષ્યનો નિર્દેશ કર્યો છે, અને તત્ર પણ પંકજત્વના કથને ધર્મિસ્વરૂપનો ઉત્કર્ષ કથીને 'प्रण कामदं' ઇત્યાદિ વિશેષણષટ્કે તે ધર્મિસ્વરૂપ ચરણપંકજના ષડ્ વિશેષણ ઐશ્વર્યાદિભાવે કથ્યાં.

अर्थान्तर :

અથવા જે ચરણારવિન્દ લોકમાં પંચવિધ ઉપકાર કરે છે તે ચરણારવિન્દ અમારા પ્રતિ પંચ નહિ પરન્તુ કેવલ એક જ ઉપકાર કરો એમ પ્રાર્થના કરે છે, આપનું જે ચરણારવિન્દ લોકમાં લૌકિકકામખણ્ડન ઐશ્વર્ય સ્વકામદાન અલંકરણ અને આપદ્દૂરીકરણ એમ પંચવિધ ઉપકાર કરે છે તે જ ચરણકમલ અમારા પ્રતિ પંચ નહિ પરન્તુ તાપનિવારણાત્મક કેવલ એક જ ઉપકાર કરો એમ પ્રાર્થના કરે છે, આ શ્લોકમાં અભિલષિતાર્થદાનનું પ્રાર્થન નથી, પરન્તુ કેવલ તાપનિવારણનું જ પ્રાર્થન આ પક્ષમાં છે, આપનું ચરણપંકજ પ્રણતાને વિષે કામનું દાન કરે છે, અને 'मनसि नः स्मरं वीर गच्छसि' શ્લોકવિભાગમાં તે પ્રસંગ પૂર્વે કથ્યો પણ છે, જે નિજ ભક્ત આપની પ્રણતા છે તેમને સ્મરનું દાન આપનું શ્રીમુખ કરે છે, અર્થાત્ ભોગપ્રાર્થના તો પૂર્વ શ્લોકમાં જ સિદ્ધ જ છે, અને એ સર્વ તત્ર પૂર્વ શ્લોકમાં જ સમાપ્તિમાં વ્યુત્પાદિત પણ કર્યું છે, તેથી અત્ર "प्रणत कामदम्" પદનો અર્થ પૂર્વોક્ત પક્ષથી વિકલ્પે આ પ્રકારે કરવો, પ્રકર્ષે નત અર્થાત્ અતિનમ્ર નિજ પ્રણતામાં આપ કામનું દાન અર્થાત્ ખણ્ડન કરો છો, આ પક્ષમાં અત્ર શ્લોકના પૂર્વાર્ધે ઉક્ત વિશેષણચતુષ્ટયે નિરૂપિત પંચવિધોપકારકર્તૃ ચરણપંકજ અમારા સ્તનમાં શન્તમત્વે-તાપનિવારકત્વે-અર્પો. એમ પદયોજના કરવી, પદ્મજ બ્રહ્માએ ઐશ્વર્યાર્થ અથવા પદ્મજા લક્ષ્મીએ કામાર્થ અર્ચિત આપનું ચરણપંકજ છે, અથવા આપનું પદ્મ નામ જે ચરણપંકજ તે ચરણપદ્મજ—નખે—અર્ચિત છે, યદ્યપિ લોકમાં નખ સંયોગિ દ્રવ્ય છે, પરન્તુ ભગવન્નખ તો સચ્ચિદાનન્દરૂપ સ્વરૂપાત્મક છે, તેથી ભગવન્નખ

કોઇ સંયોગિ દ્રવ્ય કથી શકાય નહિ, તથાપિ આ તંકૃત્રીને ચરણસમ્બન્ધમાં અત્યન્ત આર્તિ હોવાથી જ જે પદાર્થ ચરણસમ્બન્ધી હોય છે તે તે પૂર્ણ સાધન જ છે એ આશયે 'નખે અર્ચિત ચરણપંકજ' કહ્યું, અન્યથા તે નખ આપના ચરણપંકજમાં જન્મ જ કેમ પ્રાપ્ત કરી શકે? નખ આપના ચરણપંકજમાં જન્મ પ્રાપ્ત કરી શકે છે, તેથી તે નખ જ અમારું પૂર્ણ સાધન છે, એમ ચરણપંકજના નખાર્ચિતત્વમાં ઉપપત્તિ કથી, અથવા ઉક્ત પક્ષમાં અરુચિએ જ પક્ષાન્તર કહે છે કે આપનું પદ્મ જે ચરણપંકજ નખે અર્ચિત છે અર્થાત્ નખે તુલ્ય છે, ચરણપંકજની અતિશોભા પણ પદ્મે—નખે—જ છે, તેથી આપનું ચરણપદ્મ પદ્મજે—નખે—જાણે પૂજિત હોય છે, આ પક્ષમાં ચરણપંકજસ્થ ધ્વજાદિ ચિહ્ન પણ ઉક્તરૂપ જ જાણવાં, ધરણી પણ સ્ત્રી છે, અને અનલકૃતા સ્ત્રીનો ભોગ થઈ શકે નહિ, તેથી તે ધરણી સ્ત્રીમાં મણ્ડનાલંકારરૂપ આપના ચરણપંકજનું સ્થાપન આપ કરો છો, એક રીતિએ તો ભગવાન્‌ની અપેક્ષાએ પણ ચરણ મહાન્ છે, કારણ કે ચરણ તો ધ્યાનમાત્રે જ આપદ્‌ને દૂર કરે છે, આ પ્રકારે 'प्रणतकामदम्' પદે લૌકિકકામખણ્ડન, 'पद्मजार्चितम्' પદના બ્રહ્મદેવપરત્વાર્થે ઐશ્વર્યદાન અને લક્ષ્મીપરત્વાર્થે કામદાન, 'धरणीमण्डनम्' પદે અલંકરણ અને 'ध्येयमापदि' પદે આપદ્દૂરીકરણ એમ પદચતુષ્ટયે પંચવિધ ઉપકાર ચરણપંકજ કરે છે, જેમ લૌકિકપ્રણતાનું પદ્મજનું પદ્મજાનું ધરણીનું અને ધ્યાતાનું સર્વોપકારકર્તૃ આપનું ચરણકમલ છે તેમ અમને પણ તાપનિવારણાત્મક એક જ ઉપકાર આપનું ચરણપંકજ કરો એમ પ્રાર્થના કરે છે, અત્ર આ શ્લોકે પ્રણતકામદાદિ પદે સર્વ જ સુરતબન્ધનો જે આક્ષેપ કરી લીધા તે આ પ્રકારે, 'પ્રણતકામદ' પદે બાહ્ય, 'પદ્મજ'પદે વિપરીત, 'પદ્મજા'પદે તિર્યક્, 'ધરણી' પદે સમ, અને 'ધ્યેય' પદે આન્તર, એમ સર્વ જ સુરતબન્ધનો પંચવિધત્વે આક્ષેપ પણ કરી જ લીધો, તેથી દ્વાદશ શ્લોકના આભાસમાં ઉક્ત બન્ધપ્રાર્થના અત્ર સવિશેષ આક્ષેપદ્વારા નિરૂપી. (૧૩).

**આભાસ ।** તદનન્તર તેથી પણ ઉત્તમ રાજસસાત્ત્વિકી અન્યપૂર્વા 'सुरतवर्धनं' શ્લોકે 'अधरामृतं वितर' પદે અધરામૃતવિતરણ પ્રાર્થે છે, અત્ર પૂર્વશ્લોકવત્ અધરામૃત ગુણાધાયક છે અને તેથી અષ્ટમશ્લોકોક્ત અધરસીધુની જ અત્ર પુનરુક્તિ નથી, આ અપુનરુક્ત ગુણાધાયક અધરામૃતમાં ચતુર્ગુણત્વ જ વિવક્ષિત છે, કારણ કે અત્ર જ્ઞાનનો અને વૈરાગ્યનો ઉપયોગ નથી, તેથી અત્ર શ્લોકમાં અધરામૃતનાં ઐશ્વર્યાદિ ગુણચતુષ્ટયનું "सुरतवर्धनम्" ઇત્યાદિ પદે નિરૂપણ કરે છે.

सुरतवर्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ।
इतररागविस्मारणं नृणां वितर वीर नस्तेधरामृतम् ॥१४॥

**सुरतवर्धनम् ।** ગોપિકામાં પરિચ્છિન્ન કામ પ્રભુના અપરિચ્છિન્ન સ્વરૂપે સહ સંયોગમાં ક્લિષ્ટ થાય છે, જેમ રસ ક્ષુધાનો ઉદ્બોધક છે તેમ આ રસ કામનો ઉદ્બોધક છે.

